# સત્સંગી જીવન-ચતુર્થ પ્રકરણ

(નો)

## ગુજરાતી અનુવાદ.




અનુવાદ-

માધવલાલ દલસુખરામ કોઠારી.



મુલ્ય ૩ રૂ

અનાદિ મુક્ત સદ્‌૦ શતાનંદ મુનિ પ્રણિત

# શ્રી સત્સંગી જીવન

ચતુર્થ પ્રકરણનો

# ગુજરાતી અનુવાદ

અનુવાદક અને પ્રકાશક:

**માધવલાલ હલસુખરામ કોઠારી.**


વિક્રમાબ્દ ૧૯૮૪ | ખ્રિસ્તાબ્દ ૧૯૨૮

પ્રથમાવૃત્તિ. | પ્રત ૫૦૦

મૂલ્ય રૂ. ૨

# “ શ્રી સ્વામીનારાયણ ” ઓફિસ તરફથી પ્રસિદ્ધ થયેલાં ઉત્તમ પુસ્તકો.

**સત્સંગી જીવન (ચોથું પ્રકરણ)**—સરળ ગુજરાતી ભાષાન્તર છીટનું પાકું પુઠું કિં. રૂ. ૨–૦–૦

**શ્રીજીની પ્રસાદીના પત્રો**—કિંમત રૂ. ૧–૮–૦

**શિક્ષાપત્રી ભાષ્ય ભાગ ૧ લો**—શતાનંદ મુનિએ રચેલી મોટી શિક્ષાપત્રીનો ગુજરાતી અનુવાદ સામાન્ય માણસ પણ પારાયણ કરી શકે તેવો કિંમત રૂ. ૧–૮–૦

**શિક્ષાપત્રી ભાષ્ય ભાગ ૨ જો**—કિંમત રૂ. ૧–૮–૦

**અવિનાશાનંદ કાવ્ય**—કિર્તનોનો મોટો સંગ્રહ કિં. રૂ. ૧-૪–૦

**સદ્‌૦ ગોપાળાનંદ સ્વામીની વાતો**—કિં. રૂ. ૦–૧૨–૦

**સત્સંગ શિરોમણિ** - કિં. રૂ. ૦–૧૦–૦

**શ્રી સ્વામીનારાયણ: તેમનું અવતાર ચરિત્ર અને બોધ** - કિંમત રૂ. ૦–૬–૦

**શ્રી સ્વામીનારાયણનું ચરિત્ર અને સ્વભાવ**-કિં. રૂ. ૦–૧–૬

**વિદુરનીતિ**—કિંમત રૂ. ૦–૮–૦

**યોગશાસ્ત્ર**—( સત્સંગ જીવનમાંથી ) ૦–૪–૦

**વાસુદેવમાહાત્મ્ય**—કિંમત રૂ. ૦–૧૨–૦

**શ્રી સ્વામિનારાયણ માસિક**—લવાજમ રૂ. ૩–૩–૦

પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**માધવલાલ દલસુખરામ કોઠારી**

રાયપુર વડની પોળ-**અમદાવાદ.**

# પ્રસ્તાવના.

સર્વાવતારી શ્રીહરિ શ્રી સહજાનંદસ્વામી સંપ્રવર્તિત આ ઉદ્ધવ સંપ્રદાયમાં શ્રી શતાનંદ મુનિ વિરચિત શ્રી **સત્સંગીજીવન** નામે પ્રસિદ્ધ ગ્રંથથી આબાળવૃદ્ધ ત્યાગી સત્સંગી વિગેરે સંપ્રદાયના આશ્રિતો કોઈપણ અજ્ઞાત નહિ જ હોય.

આ ગ્રંથ, સદા આત્મદર્શી લબ્ધસ્વપ્રરૂ સ્વરૂપસાક્ષાત્કાર, પ્રકટ પુરૂષોત્તમ શ્રી સહજાનંદ સ્વામી પરમ કૃપાપાત્ર તદનુગૃહિત વેદ વેદાન્ત ન્યાયાદિ સકલ શાસ્ત્રસિદ્ધ જ્ઞાનવાન્ પરમ કૃપાળુ પરમર્ષિ શ્રી **શતાનંદ** મુનિએ શ્રી હરિના અખંડ નિવાસભૂત ગઢપુર ધામમાં શ્રી હરિની પાસે રહીને રચેલો છે અને પોતાના શિષ્યો સ્વરૂપાનંદસ્વામી વિગેરેને ત્યાં રહીનેજ ભણાવેલો છે અને સ્વરૂપાનંદસ્વામીએ શ્રી જગન્નાથપુરીમાં ભાંડેરનિવાસી પ્રતાપસિંહ રાજાને શ્રવણ કરાવ્યો છે.

આ ગ્રંથનો મહિમા અપાર છે. ગ્રંથ તૈયાર થયેથી શતાનંદ મુનિએ શ્રી હરિને સભામાં લાવીને બતાવ્યો તે વખતે ભગવાને તેમના ઉપર અતિ પ્રસન્ન થઇને પોતાના પ્રસાદી હારતોરા વિગેરે આપીને અતિ પ્રેમથી ગાઢ આલિંગન કરીને અતિ પ્રસન્નતા બતાવી હતી અને તે પછી શ્રી હરિએ સભામાં સૌને સાંભળતાં જ કહ્યું કે ભક્તજનો ! અમારાં સમગ્ર ચરિત્રો અને અમારા સઘળા સિદ્ધાન્તોથી ભરપુર આ ગ્રંથ છે. આ ગ્રંથમાં અમારો સઘળો અભિપ્રાય રહેલો છે. આ ગ્રંથ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારેય પુરૂષાર્થને આપનારો છે. એકાન્તિક ધર્મની સિદ્ધિ વિગેરે સઘળા ઐહિક, પારલૌકિક મનોરથોને પુરો કરનારો છે અને જેમ શ્રીમદ્ભાગવતમાં શ્રી કૃષ્ણ પરમાત્મા અખંડ નિવાસ કરી રહેલા છે, તેજ પ્રમાણે અમે પણ આ અમારા અત્યંત પ્રિય ગ્રંથ **સત્સંગીજીવનમાં** અખંડ નિવાસ કરીને રહેલા છીએ માટે આ ગ્રથ શ્રીજીનુ અપર સ્વરૂપ જ કહેવાય. વળી તેના નામ પ્રમાણે શ્રી હરિના આશ્રિત સમગ્ર સત્સંગિઓના **જીવન** રૂપ છે. માટે તેનુ સેવન કરનાર જ **સત્સંગી** કહેવાય. એનો જે ત્યાગ કે અનાદર કરે તે સત્સંગિનું જીવન અટકી પડે માટે સર્વ સત્સંગિ માત્રને સેવવા યોગ્ય આજ ગ્રંથ સર્વોપરી ગણાય. જેમ સહજાનંદ સ્વામી સર્વે કારણના કારણ, પરાત્પર, પુરૂષોત્તમ **સર્વોપરી** છે, તેમજ આ ગ્રંથ પણ **સર્વોપરી** જ છે.

આવા ગ્રંથની ભુમિકા કે પ્રસ્તાવના જેવુ કંઇક લખવુ તે કાર્ય માનવ બુદ્ધિથી અગમ્ય જ છે. તે કાર્ય તો ગ્રંથકર્તા સર્વદર્શી શતાનંદ મુનિ જેવા જ કોઇ વીરલ પુરૂષનું છે છતાં પ્રાંશુપ્રાપ્ય ફળની આશાથી વામન માણસ જેમ આશા તજી નથી શકતો તેમજ આ કામ સર્વથા અશક્ય છે એથી અને તે કાર્ય કરવા જતાં હાસ્યપાત્ર બને છે એમ જાણવા છતાં પણ તેમાં પ્રવૃત્તિ કરવી તે સર્વથા હાસ્યપાત્ર જ ગણાય. વળી આ ગ્રંથ શ્રી હરિની પૂર્ણ કૃપાથી હાલમાં છપાય છે અને સુભાગ્યે તેને શોધન કરવાની યોજના, વડતાલ પાઠશાળાના પ્રધાન પણ્ડિત એબાર કૃષ્ણમાચાર્ય જેવા સુવિદ્વાનને હાથે થવાની થયેલી છે તો તે ગ્રંથ પુરો છપાયેથી તેની મોટી પ્રસ્તાવના તેમને હાથે જ લખાવા સંભવ છે. એટલે સર્વાંશે તેમાં સઘળી હકીકતો આવી જશે અને આવા મહાન્ ગ્રંથની ભુમિકા એવા વિદ્વાનને હાથે લખાય તેજ યોગ્ય ગણાય માટે હાલમાં તેવા રૂપનો કોઇ પણ જાતનો પ્રયાસ નહિ કરતાં માત્ર એટલું જ આ સ્થળે જણાવવાની જરૂર છે.

આવા સંપ્રદાયના પરમ ઉપકારક ઉપયોગી ગ્રંથને સંસ્કૃત ભાષાના અનભિજ્ઞજનોના ઉપકારને માટે તેને ગુજરાતી ભાષામાં અનુવાદ કરીને છપાવવાનો પ્રયાસ હાલમાં અમદાવાદના રા. માધવલાલભાઇએ કરેલો છે, એ ઘણો સ્તુત્ય છે અને તેમાં વળી તેમણે સાથી પહેલાં એ ગ્રંથના ચતુર્થ પ્રકરણને છાપવાની યોજના કરી છે, તે પણ એકંદર દૃષ્ટિએ ઠીક છે કેમકે તેમાં કેટલાક ખાસ મહત્ત્વના વિષયો રહેલા છે તે સહુ સત્સંગિજનોને વધારે ઉપયોગી થવા સંભવ છે. જો કે આવો ગ્રંથ સાકરના ફળની પેઠે શ્રીજીના લીલા રસથી ભરેલો છે તોપણ જેમ શેરડીમાં થડ અને ટોચ કરતાં વચલા ભાગમાં વધારે રસ હોય છે તેમ આમાં પણ કેટલાક ખાસ મહત્ત્વના પ્રસંગો હોઇને વધારે આનંદદાયક હોવા સંભવ છે એમ ધારીને ચતુર્થ પ્રકરણને પ્રથમ છાપવા ધારેલો છે. આવા ગ્રંથની યોજના નીચે પ્રમાણે છેઃ—પ્રથમ પ્રકરણમાં શ્રી હરિના પ્રાદુર્ભાવ વિગેરેથી આરંભીને વનવિચરણ કરીને સદ્ગુરૂ રામાનંદ સ્વામીને મળીને દીક્ષા વિગેરે ગ્રહણ કરી અને રામાનંદ સ્વામીનુ અંતર્ધાન તે પછી તેર દિવસ સુધીની કથા છે. આ પ્રકરણના અધ્યાય ૬૦ છે.

બીજા પ્રકરણમાં શ્રી હરિએ કરેલો ધર્મોપદેશ તથા સમાધિ પ્રકરણ તેમજ સરધાર, કારીઆણી વિગેરેમાં ફરતા ફરતા ગઢપુરમાં આવીને અભય રાજાના કુટુંબની ભક્તિથી વશ થઇને ત્યાં રહેવા પૂર્વક શીયાણી, સિદ્ધપુર,

અમદાવાદ, જેતલપુર, ડભાણ, વડતાલ વિગેરેમાં ફરતા ફરતા સુરત અને ધર્મપુર થઇને પાછા ગઢપુર આવ્યા. આ પ્રકરણના અધ્યાય ૫૨ છે.

ત્રીજા પ્રકરણમાં ગઢપુરમાં એકાદશી, જન્માષ્ટમી વિગેરેના ઉત્સવો કરતા થકા અન્નકુટનો મહોત્સવ કર્યો. તેમાં અવાન્તર ઘણોક ધર્મનો ઉપદેશ કરેલો છે અને તે પછી વડતાલમાં ફુલદોલનો મહોત્સવ કર્યો તેમાં પણ જનશિક્ષા વિગેરે ઘણોક ઉપયોગી સદુપદેશ કરેલો છે. આ પ્રકરણના અધ્યાય ૬૪ છે.

ચોથા પ્રકરણમાં, પુરાણશ્રવણનો મહિમા કહેવા પૂર્વક શ્રીમદ્ભાગવતના પુરશ્ચરણનો વિધિ ઉત્તમ રાજાને કહ્યો છે. તે પછી સારંગપુર, કારીઆણી, લોયા, નાગડકા, પંચાલ વિગેરેમાં ધર્મોપદેશ કરતા નાના પ્રકારના અવાન્તર શાકોત્સવ વગેરે કરતા સતા વિચર્યા છે અને ત્યાંથી ઝીણાભાઇના આગ્રહથી જુનાગઢ જઇને પાછા ગઢપુર આવીને, ૧ મંદિરો કરાવીને તેમાં પોતાની પ્રતિમાઓ સ્થાપવી તથા ૨ મંત્રદીક્ષા આપવા માટે સ્વકુળમાં ગુરૂની સ્થાપન કરવી, તથા ૩ પોતાનાં ચરિત્રો અને સિદ્ધાન્તોથી ભરપુર ગ્રંથો કરાવવા એવા ત્રણ ગૂઢ સંકલ્પો કરીને તે પ્રમાણે અમદાવાદ, ભુજ, વડતાલ, ધોલેરામાં પોતાની પ્રતિમાઓ સ્થાપી તેમજ સચ્ચિદાનંદ સ્વામીને અયોધ્યાવાસી નંદરામ વગેરેની સાથે મોકલીને દ્વારકાધીશને વડતાલમાં લાવ્યા. મુક્તાનંદસ્વામીને વડોદરે મોકલીને પોતાના પ્રતાપથી ત્યાંના પંડિત વિગેરેને તેમજ વડોદરાના રાજા શ્રી સયાજીરાવને પોતાના આશ્રિત કર્યા, શ્રીઅયોધ્યાપ્રસાદજી અને શ્રીરઘુવીરજીને પોતાના દત્તક પુત્ર કરીને સર્વસત્સંગિ જનના ગુરૂ સ્થાપ્યા અને દેશ વિભાગ કરી આપીને વ્યવસ્થા બાંધી આપી અવાન્તર સમગ્ર પુરાણો તેમજ ઉપનિષદ વિગેરે સદ્ગ્રંથોનું શ્રવણ કર્યું;. તે પછી ગઢપુરમાં જઇને પોતાના બંને પુત્રોને મહાદીક્ષા આપીને પોતાના સમગ્ર સત્સંગીઓને તેમની પાસે દીક્ષા અપાવી અને સર્વે સત્સંગીનિઓને બંને આચાર્યપત્નીઓ પાસે દીક્ષા અપાવી: એવી વ્યવસ્થા સ્થાપના કરી. પછી પોતાના બન્ને પુત્રોને પાસે બેસારીને તેમના પુછવાથી દીક્ષાવિધિ વિસ્તારથી કહી બતાવ્યો. તે પછી વાર્ષિક વ્રતોત્સવના નિર્ણયો કહી બતાવ્યા. ત્યારપછી ગોપાળાનંદસ્વામીને ધર્મામૃતરૂપે ત્યાગીપુરૂષોના ધર્મનો ઉપદેશ કર્યો અને નિત્યાનંદસ્વામીને બ્રહ્માંડોની ઉત્પતિ વિગેરે કહેવાપૂર્વક સમગ્ર જ્ઞાનનો ઉપદેશ કર્યો. આ પ્રકરણના અધ્યાય ૭૩ છે.

પાંચમા પ્રકરણમાં વર્ણાશ્રમના ધર્મનો ઉપદેશ, તથા રાજધર્મનો ઉપદેશ અને તે પછી જુનાગઢ પધારી ને મૂર્તિસ્થાપન કરીને પાછા ગઢપુર આવીને ગ્રંથકર્તા શતાનંદમુનિને યોગોપદેશ કર્યો અને તે પછી ગોપાલાનંદસ્વામીને સત્સંગ સંભાળવાની ભલામણ કરીને શ્રીહરિ અંતર્ધાન થયા અને તે પછી સમગ્ર ગ્રંથની સંક્ષેપથી કથા કહીને ગ્રંથ સમાપ્ત કર્યો આ પ્રકરણના અધ્યાય ૭૦ છે.

આ પ્રમાણે સમગ્રગ્રંથના અધ્યાય ૩૧૯ છે.

આ પ્રમાણે આખા ગ્રંથની કથાયોજના જોવાથી જણાશે કે આ ચતુર્થપ્રકરણમાં ખાસ મહત્તાવાળા વિષયો હોવાથી સત્સંગસમૂહને વધારે ઉપયોગી થઇ પડશે એમ ધારીને આ પ્રકરણને પ્રથમ છાપેલું છે તો તેને વાંચી વિચારીને સહુ સત્સંગી ભાઇઓ અલભ્ય લાભ લેશે તો તેમનો આ સ્તુત્ય પ્રયાસ સફળ થયો લેખાશે.

જો કે આ પ્રકરણનું ભાષાન્તર રા. માધવલાલભાઇએ પોતેજ કરેલું છે એટલે મૂળગ્રંથના અભિપ્રાયને અને અર્થને કેટલે અંશે પ્રકાશ કર્યો છે અગર ક્યાં ક્યાં ફેરફાર થયેલો છે તે સઘળો ભાર તેમને માથે જ છે. જો કે બનતા સુધી તેમણે તેવો ફેરફાર નહિ જ થવા દીધો હોય કેમકે તેમણે સંપ્રદાયના વિદ્વાનોની સહાયથી જ આ કામ કરેલું છે માટે સર્વથા સંપૂર્ણજ હશે છતાં કોઇ સ્થળે જણાય તો સંપ્રદાયના સાક્ષર વિદ્વાનોને યોગ્ય સુધારણા અને સૂચના કરવા ભલામણ છે.

આ પ્રસ્તાવના રા. માધવલાલભાઇના કહેવાથી અને તેમજ આવા સત્સંગના પરમ ઉપકારક સત્સંગીજીવન જેવા ગ્રંથના ગુજરાતી મુદ્રણ થવાના ઉત્સાહથી [ કારણ કે આ પ્રમાણે એ ગ્રંથનું ભાષાંતર કરવાની મારી ઘણા દિવસની ઉત્કંઠા હોવાથી આ કામમાં મારો પોતાનો પણ સંપૂર્ણ ઉત્સાહ હતો. ] આટલા બે શબ્દો સંપ્રદાયની સેવા ભાવનાથી પ્રેરાઇને લખાય છે તો તે સત્સંગસ્વરૂપ શ્રીજીને ચરણે કરીને વિરામ પામું છે.

ખંભાતમાં શ્રી હરિકૃષ્ણ દેવનો શતવાર્ષિક પાટોત્સવ ફાગણ સુદ ૨ અને વિષ્ણુયાગ માહા વદ ૧૩ થી તે ફાગણ સુદ ૨ સુધી થશે.

વડતાલ.
પોષ અપરપક્ષ ૧૩
વિક્રમ સંવત ૧૯૮૪

શાસ્ત્રી કૃષ્ણસ્વરૂપદાસ.

# અનુવાદક અને પ્રકાશકની પ્રસ્તાવના.

આ પવિત્ર અને પ્રમાણભૂત ગ્રંથનું ભાષાન્તર મારા અલ્પ જ્ઞાનના પ્રમાણમાં તૈયાર કરી સત્સંગની સેવામાં અર્પણ કરતાં મને હર્ષ થાય છે. મારે આ ભાષાન્તર માટે વડતાલ દેશની પ્રત ઉપર આધાર રાખવો પડ્યો છે. સ્વામી વાસુદેવચરણદાસજી તથા પુરાણી કૃષ્ણસ્વરૂપ દાસજીએ આ પુસ્તક સંબંધમાં યોગ્ય સૂચના કરી તથા પ્રસ્તાવના લખી આપીને મને ઉપકૃત કર્યો છે તેમજ અમદાવાદ દેશના શાસ્ત્રી ધર્મસ્વરૂપદાસજીએ પણ આ પુસ્તકના શ્લોકોના અર્થના સંબંધમાં સહાય આપી છે, તે બદલ તેમનો હું આભાર માનું છું. પુસ્તક વિષેની વધુ વિગતો પુ. કૃષ્ણસ્વરૂપદાસજીની પ્રસ્તાવનામાં આવી ગઇ છે જેથી હું ટુંકમાં વિરમું છું.

રાયપુર વડનીપોળ<br>**અમદાવાદ.** } **માધવલાલ દલસુખરામ કોઠારી.**






અક્ષરાતીત ભગવાન્ શ્રી સ્વામિનારાયણ



ગ્રંથકર્ત્તા શ્રી શતાનંદ મુનિ

# શ્રી સત્સંગિ જીવન.

## પ્રકરણ ૪થું.

### અધ્યાય ૧લો.

**स्वगृहे निवसंतं निर्दंभोऽभयनंदनः**
**सिषेवे परया भक्त्या सकुटुम्बोऽन्वहं नृप ॥**

હે રાજન્! દંભરહિત એવા એ અભય રાજાના કુમાર (દાદાખાચર) પોતાના કુટુમ્બ સાથે પોતાના ઘરમાં વસેલા એવા એ શ્રીહરિની ભક્તિથી સેવા કરતા હવા. ૧ તે દાદાખાચરની પ્રીતિથી પ્રસન્ન થઇને શ્રીહરિએ પહેલાની પેઠેજ વિસ્મય પમાડે તેવી રીતનો અન્નકૂટનો તથા પ્રબોધિની એકાદશીનો ઉત્સવ કર્યો. ૨ એ શ્રીહરિ જેતે પોતાના એ સકુટુમ્બ ભક્તને સુખ આપતા થકા દેશ દેશાંતરથી પોતાના આશ્રિત એવા ભક્તોને એ બન્ને ઉત્સવોમાં બોલાવતા હવા. ૩ પછી પ્રબોધિની એકાદશીનો ઉત્સવ વીતી ગયો અને દેશાવરના હરિજનો પોતપોતાના દેશમાં વિદાય થઇ ગયા ત્યારે લોકોમાં પ્રિય થયેલા તે શ્રીહરિ જે તે વેદોમાં કહેલી મર્યાદાને પોતાના અનુયાયિઓમાં સ્થાપન કરતા તે, સર્વેશ એવા પ્રભુએ પુરાણની કથાનો આરંભ કરાવ્યો. ૪-૫. પ્રયાગજિત એવા એ ઇશ્વરે છઠના દિવસે સવારે ઉઠીને પ્રાતઃકાળનાં શૌચવિધિ વગેરે કરીને પુરાણને જાણનાર પુરાણીને બોલાવ્યા ૬. પોતે જ મંદિરમાં બહાર વેદિકા ઉપર નાખેલા આસન ઉપર તે શ્રીહરિ બેઠા અને પછી પુરાણી તથા બીજા પાર્ષદો વગેરે પણ ત્યાં આવીને સભામાં પોતપોતાના યોગ્ય સ્થાનકમાં બેસતા હવા. પછી તે શ્રીહરિ મયારામ નામના વિપ્ર પ્રત્યે બોલતા હવા. ૮ તે શ્રી નારાયણ મુનિએ કહ્યું જે બ્રાહ્મણોમાં ઉત્તમ અને જ્યોતિઃ શાસ્ત્રમાં નિપુણ એવા હે વિપ્ર! તમે સાંભળો; આ માગશિર્ષ માસ બધા મહિનાઓમાં નિશ્ચયે ઉત્તમ ગણાય છે; ૯ તથા મોટા ૠષિઓએ તેને વાસુદેવની વિભૂતિરૂપ કહ્યો છે એથી કરીને હે વિપ્ર મયારામ! આ માસમાં પુરાણની કથા સાંભળવાની મારી ઇચ્છા છે. ૧૦ માટે તમે તેનો આરંભ કરવાનું એવું

મુહૂર્ત, શાસ્ત્ર પ્રમાણે હમણાં જ કહ્યો કે જે મુહૂર્તમાં એ કથાનો આરંભ કરવાથી કોઇ જાતનો અંતરાય નડે નહીં. ૧૧ (એટલે તે વિપ્રે) વીંટાળેલું પંચાંગ કાઢીને, શ્રીહરિને જોઇને કહ્યું: હે સ્વામિન્! અત્યારે એવુંજ મુહૂર્ત છે. ૧૨ મિત્ર નામનો યોગ છે તથા ધનિષ્ટા નક્ષત્ર તથા બુધવારનો પણ યોગ છે એટલે હે પ્રભો! આપે (અત્યારેજ) પુરાણના શ્રવણનો આરંભ કરવો ઘટે છે. ૧૩ મયારામ ભટે ઉપર મુજબ કહ્યું એટલે શ્રીહરિ, પુરાણી પ્રત્યે એવું વચન બોલતા હવા કે આવતી કાલથી શ્રીમદ્‌ભાગવત્ પુરાણનો આરંભ કરવાનો છે. ૧૪ હે વિપ્રવર્ય! સવારે ઉઠીને, દિવસના પહેલા પહોર સુધીમાં તમારે તેમ જ અમારે દરરોજ નિત્ય કર્મ કરી લેવાં. ૧૫ તે પછી કથાનો આરંભ કરીને બપોરે તેની સમાપ્તિ કરવી અને તે પછી મધ્યાન્હનો વિધિ કરવો. ૧૬ હે વિપ્ર! જો તમારો ભાવ અને રૂચિ હોય તો તે પછી ત્રીજા પહોરના અંતથી ને સંધ્યાકાળ પુરો થતાં સુધી ફરીને કથાનો આરંભ અને સમાપ્તિ કરવી. ૧૭ (શ્રીહરિનાં વચન સાંભળી) પુરાણી બોલતા હવાઃ હે કૃપાનાથ! હું આપે કહ્યું એ પ્રમાણે જ પ્રતિદિન કરીશ, અને દૃઢ એવું આસન માંડીને ઉપર જણાવેલા સમયે હું કથા વાંચીશ. ૧૮ હે સ્વામિન્! આપે વચમાં જે વિશ્રાન્તિનો સમય કહ્યો તેથી હું અતિ રાજી થયો. કારણ કે નહીં તો ( જો એવી વિશ્રાંતિ ન રાખીએ તો ) શરીરને કલેશ થાય ૧૯ પછી એ શ્રીહરિ જેતે પોતાના ભક્તો પ્રત્યે " પુરાણ સાંભળવાને આવતી કાલે આવજો " એ પ્રકારે આનંદ ઉપજાવનારૂં વચન બોલતા હવા. ૨૦ તે પછી શ્રી નારાયણ મુનિ એવા એ શ્રીહરિ બોલતા હવાઃ હે ભક્તો! તમારૂં સર્વેનું જેથી હિત થાય તે કહું છું તે સાંભળો; મારા આશ્રિત એવા તમે સર્વેએ પુરાણનું શ્રવણ કરવું. ૨૧ ચારે વર્ણના તથા ચારે આશ્રમનાઓને પુરાણ સાંભળવાનો સદાય અધિકાર છે. ૨૨ સર્વે અર્થોની સિદ્ધિ આપનારો તથા મોટા મોટા મુનિઓ કહેલો અને દેવોએ પણ જે માર્ગને માન્યો છે એવો એ સાધારણ ( પુરાણ શ્રવણનો ) પંથ છે. ૨૩ શ્રીહરિની કથા સાંભળ્યા વિના તેમના સ્વરૂપનું જ્ઞાન થતું નથી; એ કથા સાંભળ્યા વિના મનુષ્યોનાં જન્મ મરણ કેમ ટળે? ૨૪ તે હેતુ માટે શ્રી વ્યાસજીએ કરેલાં પુરાણોનું, તથા મહા-ભારતનું તેમજ શ્રી રામાયણનું નિરંતર શ્રવણ કરવું. ૨૫ અજ્ઞાન રૂપી અંધકારથી જેઓ અંધ બન્યા હોય તેમને જ્ઞાનસિદ્ધિ આપનાર એ વિષ્ણુના પુરાણનું શ્રવણ દીવા જેવું છે તથા સંસારરૂપી રોગથી પીડાનારા-

ઓને એ ઔષધતુલ્ય છે. ૨૬ જે મનુષ્યો પોતાના આત્માનું સર્વ પ્રકારે કલ્યાણ ઇચ્છતા હોય તેમણે શુભ એવી પુરાણોની કથા સદા શ્રદ્ધાથી સાંભળવી. ૨૭ જે મનુષ્ય ભગવાનની કથા દરરોજ સાંભળવાને અશક્ત હોય તેણે પોતાના આત્માને નિયમમાં કરીને દરરોજ થોડીવાર પણ સાંભળવી. ૨૮ વળી જે મનુષ્ય દરરોજ થોડો સમય પણ ભગવાનની કથા સાંભળવાને અશક્ત હોય તેમણે પુણ્યકારક એવા દિવસોએ તો કથા સાંભળવી. ૨૯ જે મનુષ્યો એક મુહૂર્ત, અથવા અડધું મુહુર્ત અથવા એક ક્ષણવાર પણ ભક્તિએ સહિત કથા સાંભળે છે તેમની દુર્ગતિ કદિય થતી નથી. ૩૦ મનુષ્યને, સર્વે યજ્ઞો કરવાથી તથા સઘળું દાન આપવાથી જે ફળ મળે છે તે, માત્ર ભક્તિવડે પુરાણનું શ્રવણ કરવાથી મળે છે. ૩૧ ખાસ કરીને કલિયુગમાં પુરાણની કથા સાંભળવી એથી બીજો કોઇ ધર્મ નથી તથા બીજો કોઈ મોક્ષનો માર્ગ નથી. ૩૨ કલિયુગમાં મનુષ્યો અલ્પ આયુષ્યવાળા, દુર્બળ, મહેનતથી પીડા પામતા, દુષ્ટ બુદ્ધિવાળા અને દુઃખ ભોગવતા તથા ધર્મ અને આચારને છોડી દેનારા હોય છે, એનો વિચાર કરી ભગવાન્ બાદરાયણે કૃપાવંત થઇને, તેમના કલ્યાણને માટે પુરાણરૂપ આ રસાયનને તૈયાર કર્યું. ૩૩-૩૪ અમૃતને પીવાથી તે પીનાર એકજ અજર ( વૃદ્ધાવસ્થા ન આવે તેવો ) અને અમર થાય છે પરન્તુ પુરાણ રૂપી અમૃતને પીનારનું તો કુળ પણ અજર અને અમર થાય છે. ૩૫ જે મનુષ્ય પુરાણની કથા સાંભળતો નથી તે પશુ સરખો મનાય છે માટે પોતાનું કલ્યાણ ઇચ્છનારા મનુષ્યોએ અવશ્ય પુરાણની કથા વિધિએ સહિત સાંભળવી. ૩૬.

સુવ્રત મુનિ કહે છે કે એ પ્રકારે બોલતા એવા એ શ્રી હરિને પુરાણ સાંભળવાને ઉત્સુક એવા તે ઉત્તમ રાજા ભક્તિથી બે હાથ જોડી નમસ્કાર કરી પુછતા હવા ૩૭ ઉત્તમ રાજાએ પુછયું: હે ઇશ ! પુરાણની કથાનો વિધિ સાંભળવાની મારી ઇચ્છા છે; તે કયા કયા કાળમાં તથા કેવા દેશમાં અને કયા પ્રકારે કરાવવી જોઇએ ! ૩૮ હે વિભો ? એ પુરાણનો વક્તા કેવો કહેલો છે ? શ્રોતા કેવા કહ્યા છે અને હે સભાપતે ! તેમણે દાનમાં શું આપવું ? ૩૯ હે ભગવન્ ! એટલું મને કહો. રાજાએ એ પૂછયું એટલે તે શ્રી હરિ સર્વે શ્રોતાઓની સાંભળવાની ઇચ્છા જાણીને બોલતા હવા. ૪૦ શ્રી નારાયણ મુનિ બોલ્યા: પુરાણની કથા કરવાથી સર્વે પાપથી મુક્તિ થાય છે, માટે ઉત્તમ એવી પુરાણની કથાનું શ્રવણ આદર

યજ્ઞ નિત્ય કરવું. ૪૧ હે રાજન્ ! જો એ કથા દરરોજ સાંભળવાની અનુકૂળતા ન હોય તો ચાતુર્માસમાં કે પર્વના દિવસોમાં સાંભળવી. ૪૨ હે રાજન્ ! તે કથાની ફળ આપનારી અને સ્કંદઆદિ પુરાણોમાં જેવી વિધિ કહી છે તેવી વિધિ સમાસ વડે કરીને કહું છું. ૪૩ પ્રથમ નિત્ય વિધિ કરીને શાસ્ત્ર પુરાણ જાણનાર એવા વકતાને બોલાવીને, આસન તથા દાનથી, તેનો સત્કાર કરી માનપૂર્વક તેને નમસ્કાર કરવા. ૪૪ પુસ્તકને, પછી વકતાના કરતાં ઉચ્ચ આસને મુકીને અતિ કોમળ એવા વ્યાસના આસન ઉપર એ વકતાને બેસારવો. ૪૫ પ્રથમ ચંદન, અક્ષત, પુષ્પના હાર વગેરે તથા ધુપ અને દીપ વગેરેથી પુસ્તકની પૂજા કરીને પછી વકતાની પૂજા કરવી. પછી નૈવેદ્ય, ફળ, તાંબૂલ તથા દક્ષિણાથી ભક્તિવડે પૂજા કરી, આરતિ ઉતારી આદરથી નમસ્કાર કરવા. ૪૭ હે વેદ અને શાસ્ત્રમાં પ્રવીણ, બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવની મૂર્તિ રૂપ, સત્યવતીના પુત્ર એવા હે ભગવન્ વ્યાસ ! હું તમને નમસ્કાર કરૂં છું; એવા મંત્રથી વકતાને નમસ્કાર કરીને તે પછી સાંભળવા આવેલા એવા વિપ્રો તથા સત્પુરૂષો અને મુખ્ય મુખ્ય શ્રોતાઓ તેમનું પૂજન કરવું. ૪૯ તે પછી વકતાના આસનથી બીજા આસન ઉપર બેસીને સર્વે જણાઓએ તે વકતાને નમસ્કાર કરી સ્વસ્થ ચિત્ત રાખીને પુરાણની કથા સાંભળવી. ૫૦ સભામાં પ્રથમ બ્રાહ્મણો-એ બેસવું, તે પછી ક્ષત્રિઓએ, તેમની પાછળ વૈશ્યોએ અને પછી શૂદ્રોએ બેસવું. ૫૧ વર્ણશંકર જાતિના લોકોએ શૂદ્રોની પાછળ મર્યાદાથી બેસીને ભગવાનની કથા સાંભળવી. ૫૨ સભામાં જે જ્ઞાને કરીને મોટા હોય, વયથી મોટા હોય અને બ્રહ્મનિષ્ઠાવાળા એવા બ્રાહ્મણ, ક્ષત્રિ અને વૈશ્યોને બધાય શ્રોતાઓની આગળ બેસાડવા. ૫૩ હે રાજન્ ! સ્ત્રીઓને પણ એક ધનુષ્ય જેટલા અંતરે મર્યાદાથી ભગવાનની કથા સાંભળવા બેસાડવી. ૫૪ શ્રોતાઓએ પત્ર, પુષ્પ, ફળ અથવા રૂપાનાણું કે સોપારી કે નૈવેદ્ય કે મૂઠી ધાન્ય અર્પણ કરીનેજ કથા સાંભળવી. ૫૫ એ કથા કરનાર પુરાણી ગમે તો બાળ હોય, યુવાન્ હોય, વૃદ્ધ હોય, દરિદ્ર હોય, કે દુર્બળ હોય તો પણ પુણ્યકર્મની ઇચ્છાવાળા મનુષ્યોએ તો તેને સદાય વંદન કરવું. ૫૬ એ પુરાણી સામાન્ય મનુષ્ય છે એવી બુદ્ધિ તેમાં ન કરવી કારણકે તેના મુખમાંથી નીકળેલી વાણી મનુષ્યોને કામધેનું ગાય જેવી છે. ૫૭ આ લોકમાં જેઓ ગુણ વડે કરીને અથવા જન્મથી ગુરૂઓ હોય છે તેમાં ઘણાં પુરાણોને જાણનાર મોટો ગુરૂ ગણાય છે. ૫૮ એવા મોટા ગુરૂ વિના

બીજો કોઇ હરિનું જ્ઞાન આપે છે તો તે હજારો વાર જન્મ ધરીને દુઃખ ભોગવે છે. ૫૯ એ પુરાણી શાંત, ઇંદ્રિયને દમનાર, મત્સર વિનાનો, સાધુ, કરૂણાળુ, વાણીને નિયમમાં રાખનારો, અને જાતિએ કરીને બ્રાહ્મણ હોય તે કથા કરે. ૬૦ જો દ્વિજાતિ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એથી બીજી જાતિનો હોય એને તેણે ભાગવતી દીક્ષા લીધી હોય તો તે અષ્ટાંગ બ્રહ્મચર્ય પાળનારો હોય તોજ તેવાથી કથા કરી શકાય. ૬૧ હે રાજન્ ! એ પુરાણી જ્યારથી વ્યાસના આસન ઉપર બેસે ત્યારથી તે કથાની સમાપ્તિ થતાં સુધી તેણે કોઇને નમસ્કાર કરવો નહીં. ૬૨ પરન્તુ જો શ્રી હરિ પોતે મનુષ્યાવતાર ધારણ કરીને આવે અથવા તો તેમના એકાંતિક ભક્તો આવે તો તેમને નમસ્કાર કરવા. જે મનુષ્યો ધુર્ત હોય, દુષ્ટ આચરણ વાળા હોય, તથા બીજાને વાદમાં જીતવાની ઇચ્છાવાળા હોય તેવા કુટિલ મતિવાળાઓની આગળ કદિ પણ કથા કરવી નહીં. ૬૪ વળી બુદ્ધિવાળા પુરૂષે દુર્જનો એકત્ર થયા હોય ત્યાં, શુદ્રો તથા કૂતરાંઓના ટોળાં જ્યાં હોય તથા જ્યાં જુગાર રમવાનું સ્થાન હોય ત્યાં પુણ્યકારક એવી કથા કરવી નહી. ૬૫ પણ સારા ગામમાં જ્યાં સત્પુરૂષો એકત્ર થતા હોય, જ્યાં સારૂં સ્થળ હોય, દેવમંદિર હોય, નદીના કાંઠે પવિત્ર એવા મકાનમાં તથા ભોજન કરવાના સ્થાનમાં કથા વાંચવી. ૬૬ શ્રોતાઓ કેવા જોઇએ કે એક તો શ્રદ્ધા અને ભક્તિવાળા, બીજા કાર્યની લાલસા નહી રાખનારા, વાણિને નિયમમાં રાખનારા, પવિત્ર, વ્યગ્ર નહિ એવા જે શ્રોતાઓ હોય છે તે પુણ્યમાં ભાગ પડાવનારા થાય છે. ૬૭ જે મનુષ્યો ગંધ ધુપ આદિથી અથવા નમસ્કાર વડે પુરાણનું પૂજન કર્યા વિના જ ભક્તિથી કથા સાંભળે તે મનુષ્યો દરદ્રી થાય છે. ૬૭ જે મનુષ્યો, કથાને બીજી રીતે સાંભળે છે તેમની સ્ત્રીઓ તથા સંપત્તિ ભોગ વખતે નાશ પામે છે. ૬૯ પાઘડી પહેરીને કદિપણ કથા સાંભળવી નહી તેમજ કથા સાંભળતાં પાન કે સોપારી ખાવાં નહીં તથા તંબાકુ આદિ ચાવવાં નહી. ૭૦ પગ ઉપર પગ ચડાવીને બેસવું નહી તેમજ વાંકુ આસન કરી ન બેસવું તથા ઉભા પગે ન બેસવું તેમજ વીરાસન કરીને ન બેસવું તેમજ શરીરમાં વ્યાધિ ન હોય તો સુતાં સુતાં પણ કથા ન સાંભળવી. ૭ . વળી જે મનુષ્યો સ્ત્રીઓનું મુખ જોતાં જોતાં ભગવાનની કથા સાંભળે છે તે કામી પુરૂષો ગામમાં ભૂંડ થાય છે. ૭૩ ચાલતી કથામાં જે મનુષ્યો બીજી વાતો કરે છે તથા જેઓ હડવી વાદ કરનારા છે તેઓને

ગધેડાઓના અવતાર લેવા પડે છે. ૭૪ હે રાજાઓમાં ઉત્તમ ! જે મનુષ્યો કથા સાંભળવામાં વિઘ્ન કરે છે તે નિશ્ચે પિશાચપણાને પામે છે ૭૫ જેઓ પુરાણીઓની અગર તો પાપનો નાશ કરે એવી તેમની કથાની નિંદા કરે છે તેઓ મરીને સો જન્મ સુધી કૂતરા થાય છે. ૭૬ માટે હે રાજન્ ! હરિની કથાને ભાવપૂર્વક અને વકતાને જેમ સુખ થાય તે રીતે નિયમથી સાંભળવી. ૭૭ એ પુરાણ વાંચનારને તેલ ચોળીને સ્નાન કરાવવું તથા દરરોજ સારી રીતે પકાવેલાં સરસ ભોજનથી જમાડવા. ૭૮ તેમનો સ્વર શુદ્ધ નિકળે તે માટે તેમને પહેલા પહોરે જ સાકર સાથે ગાયનું દૂધ ગાળીને અને કઢીને આપવું ૭૯ પૂર્ણ સ્કંધ પૂરો થાય ત્યારે કે વ્રતના દિવસોએ અથવા પર્વના દિવસોએ તેમની વિશિષ્ટ પ્રકારથી પૂજા કરવી અને શક્તિ પ્રમાણે દક્ષિણા આપવી ૮૦ પુરાણની સમાપ્તિ થાય ત્યારે બધાય શ્રોતાઓએ વકતાની મોટી પૂજા કરી શક્તિ મુજબ સુવર્ણની દક્ષિણા આપવી. ૮૧ અથવા તો પોતાની શક્તિ મુજબ રૂપા નાણું, ત્રાંબા નાણું, વસ્ત્ર, અન્ન, વાહન તથા કાષ્ટ અને છેવટે ગરીબ હોય તેણે પણ માટીનું દાન કરવું. ૮૨ પછી તેમની વસ્ત્ર તથા ઘરેણાંથી પૂજા કરીને સુંદર વાહનમાં બેસાડી વાજતે ગાજતે શ્રોતાઓએ ઘેર પહોંચાડવા. ૮૩ હે રાજન્ ! એ પ્રકારે મેં, તમને પુરાણ તેમજ ઉપપુરાણ સર્વે સાંભળવાનો વિધિ સામાન્ય પણે કરીને કહ્યો. ૮૪ હે રાજન્ ! જે મનુષ્યો એ પ્રકારના વિધિથી પુરાણ સાંભળે છે તેમને પુરાણમાં કહેલું સંપૂર્ણ ફળ થાય છે તેમાં સંશય નથી. ૮૫ હે અનંત ! પ્રથમ આ વિધિને સાંભળીને પછી પુરાણ વિધિપુર્વક સાંભળવાથી મનની ઇચ્છા પુરી થાય છે. ૮૬ હે રાજન્ ! શ્રીમદ્ ભાગવત્ નામનું જે મોટું પુરાણ છે તે વિધિપૂર્વક સાંભળવાથી બીજાં સર્વે પુરાણો કરતાં વિશેષ ફળ થાયછે. તેના જેવું ફળ બીજા કોઈ પુરાણથી થતું નથી. ૮૭ જે પુરૂષો, વિધિવડે કરીને તેનું શ્રવણ અને પુર્ણાહુતિ શક્તિમુજબ કરે છે તથા દાન આપેછે તેથને અક્ષય પુણ્ય થાયછે. ૮૮ હે રાજન્ ! એ વિશુદ્ધ બુદ્ધિવાળા રાજાએ આ પ્રકારે નારાયણ એવા શ્રીહરિનું વચન સાંભળીને પછી વિનયવડે કરી પોતાને જાણવાની જે ઇચ્છા હતી તે ઇશ એવા હરિની આગળ વ્યક્ત કરી ૮૯

**ઇતિ શ્રી સત્સંગિ જીવનના નારાયણ ચરિત્રરૂપી ધર્મશાસ્ત્રના ચતુર્થ પ્રકરણમાં પુરાણશ્રવણનો ઉત્સવ તથા સામાન્યપણે કરીને પુરાણ અને ઉપપુરાણના શ્રવણના વિધિનું નિરૂપણ કર્યું એ નામે પ્રથમ અધ્યાય સંપૂર્ણ થયો.**

# પ્રકરણ ૨ જું.

પ્રતાપસિંહ રાજા કહે છે–હે પ્રભો ! શ્રીમદ્દભાગવતના શ્રવણનો વિધિ તેની પુર્ણાહુતિનો પ્રકાર, તથા દાનનો વિધિ તે, મને કહો. ૧. તે બધુ તમેજ યથાસ્થિત જાણો છો માટે તે શ્રવણ કરવાની ઇચ્છાવાળા એવા જે અમે તે અમને તમે તત્ત્વવડે કરીને કહેવાને ઘટારત છો. ૨.

સુવ્રતમુનિ કહે છે કે એ પ્રકારે રાજાએ પુછ્યા એવા એ આદિ મુનિ, જે તે શ્રીમદ્દભાગવત્‌ના શ્રવણ વગેરેની વિધિને કહેતા હવા. ૩ શ્રીહરિ કહે છે કે હે રાજન્ ! ઇષ્ટફળને આપનારો એવો શ્રીમદ્દભાગવાત્‌ના શ્રવણ વગેરેનો વિધિ રૂડે પ્રકારે કહું છું તે સાંભળો. ૪ પુરાણો બે પ્રકારનાં છે. લઘુ અને મહત્. લઘુ એટલે ઉપપુરાણો અને બીજાં મોટાં પુરાણો. ૫. મોટાં પુરાણો અઢાર છે તે વ્યાસજીએ પોતે કરેલાં છે અને બીજાં એટલાંજ ઉપપુરાણો છે તે બીજા રૂષિઓએ કર્યાં છે. ૬. હે રાજન્ ! બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, ભાગવત્‌પુરાણ, માર્કંડપુરાણ, નારદપુરાણ, અગ્નિપુરાણ, ભવિષ્યપુરાણ, લિંગપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, વરાહપુરાણ, સ્કંદપુરાણ, વામનપુરાણ, કુર્મપુરાણ, મત્સ્યપુરાણ, ગરૂડપુરાણ તથા બ્રહ્માંડપુરાણ એ પ્રમાણે એ અઢાર પુરાણોનાં નામ છે. હવે હે નિષ્પાપ ! હું તમને ઉપપુરાણોનાં નામો કહીશ. ૮–૯. હે ભૂપતે ! સનતકુમાર, નારદ, નરસિંહ, કપિલ, દુર્વાસા, સારદ, શિવ, મનુ, બ્રહ્માંડ, ઉશનસ્, વરુણ, કાલિકા, વાસિષ્ટ, લિંગવાસિષ્ટ અને મહેશ્વર, પરાશર, સાંબ અને સૌર એમ અઢાર ઉપપુરાણો છે. વળી મરીચ તથા ભૃગુપુરાણ નામનાં પુરાણો પણ છે. ૧૦–૧૧–૧૨. જે મહાભારત છે તેને તો મોટા મુનિયો ઇતિહાસ કહે છે. અને રામાયણને કાવ્ય કહે છે. ૧૪ જેમ નદીઓમાં ગંગા, દેવોમાં જેમ અચ્યુત કેતાં વિષ્ણુ અને વૈષ્ણવોમાં જેમ શંભુ મોટા તેમ પુરાણોમાં આ ( ભાગવત્ ) મુખ્ય છે. ૧૫ હે રાજન્ સર્વે વેદ અને પુરાણોથી પણ તેને શ્રેષ્ઠપણામાં મુકવામાં આવ્યું છે તે હું તમને કહીશ. ૧૬. જ્યારે પ્રજાના પિતા એવા બ્રહ્માજીએ આ જગત્ સૃજ્યું ત્યારે મનુષ્યોના કલ્યાણને માટે તેમણે વેદનો પ્રચાર કર્યો. ૧૭ સત્યુગના આરંભમાં માત્ર એક જ વેદ હતા અને તેને અર્થ સાથે સમગ્ર ભણવામાં આવતા. દ્વાપર યુગના

અંતમાં તો કળના વેગથી અલ્પ બુદ્ધિવાળાં મનુષ્યો થયાં તેઓ એ વેદના અર્થોને જાણવા સમર્થ થયા નહીં ૧૯ એટલે તે સમયે નારાયણના અવતાર એવા દ્વૈપાયન મુનિ થયા. તેમણે વેદના અર્થબોધથી, લોકકલ્યાણ મ પ્રયત્ન કર્યો.

તે મહામુનિએ એક વેદના ચાર વિભાગ પાડ્યા તથા પુરાણ અને ભારતની સાથે વેદના અર્થો પણ કર્યા. ૨૧ તેમાં ચારે વર્ણો અને આશ્રમોના ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું સ્પષ્ટતાથી વર્ણન કર્યું. ૨૨ તથા કોઇ કોઇ પ્રસંગને અવલંબીને આત્યંતિક કલ્યાણને માટે એકાંતિકના ધર્મો પણ કહ્યા. ૨૩ તે મુનિએ ઋગ્વેદના આચાર્ય પૈલમુનિને અને યજુર્વેદના આચાર્ય વૈશંપાયનને કર્યા; સામવેદના આચાર્ય જૈમિનિને અને અથર્વ વેદના આચાર્ય સુમંતુ ૠષિને ઠરાવ્યા. ૨૫ ઇતિહાસ અને પુરાણના આચાર્ય રોમહર્ષણને તે બાદરાયણ મુનિએ લોકોના કલ્યાણને માટે કર્યા. ૨૬ આ પ્રમાણે સરસ્વતી નદીના તટે શમ્યાપ્રાસ નામના આશ્રમમાં ( વ્યવસ્થા ) કરી તો પણ તે મુનિને પોતાના અંતરમાં સંતોષ થયો નહી. ૨૭ હે રાજન્ ! તેમના અસંતોષનું કારણ તે હું તમને કહું છું તે સાંભળો. તેમનો જન્મ આ પૃથ્વીમાં લોકોના કલ્યાણને માટે થયેલો હતો. ૨૮

તેમના જન્મનો હેતુ સદ્ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઇશ્વરની માહાત્મ્યે સહિત ભક્તિ એ ચતુષ્ટયનો પ્રચાર કરવાનો હતો. ૨૯ તેનું અલ્પ કાળમાં અતિ વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું પણ તેમાં ધર્મ, અર્થ અને કામનું ગૂઢ વર્ણન હોવાથી તે સારી રીતે સમજાય તેવું નથી. ૩૦ કારણકે એમાં વિવિધિ પ્રકારના વાક્યોવડે પ્રતિપાદન કર્યું છે તેથી સ્વર્ગાદિ ફળને આપનારાં કર્મમાં મનુષ્યો આસક્ત થાય છે. ૩૧ તે માટે, પોતાની કૃતિના ફળનો ઉદય ન થવાથી તે મુનિએ મનુષ્યોનાં કલ્યાણને માટે પુરાણો વગેરે કર્યં. ૩૨ એટલે અંતર્યામિ એવા સાક્ષાત્ વાસુદેવ ભગવાને તેમના હૃદયમાં અપૂર્ણતા પ્રેરી તેથી તેમને મોટો સંતાપ થયો. ૩૩ તેથી થયેલા શોકને લીધે તે મુનિનું જ્ઞાન સંકુચિત થયું એટલે તેમને શાંતિ ન થઇ તથા ગ્રંથ પણ ન કરી શક્યા. ૩૪ તેથી દયાળુ એવા ભગવાન નારાયણ ઋષીશ્વરે બીજાને બોધ આપવામાં નિપુણ એવા નારદને તે મુનિની પાસે મોકલ્યા. ૩૫

વિચાર કરવાથી પણ એ સંતાપનો હેતુ નહીં મટવાને લીધે શોક કરતા એવા એ વ્યાસ મુનિની પાસે સર્વે દુઃખનો વિનાશ કરનાર એવા નારદજી જતા હવા. ૩૬. એ નારદજીની વ્યાસજીએ પૂજા કરી અને પછી પોતાના અસંતોષનું કારણ તે મુનિને પુછયું એટલે સર્વજ્ઞ અને ભગવાન્ છે પ્રિય એવા એ નારદમુનિ બોલતા હવા. ૩૭ નારદજી કહે છે કે જેને માટે આપનો અવતાર થયેલો છે તે આપે સારી રીતે કર્યું નથી તેથી આપના હૃદયમાં અપૂર્ણકામપણું રહે છે. ૩૮. હે નિષ્પાપ ! તમે મનુષ્યોના આત્યંતિક કલ્યાણને માટે, જેમાં સર્વરસ આવે એવું કેવળ ભક્તિરસ વાળું પુરાણ રચી, ૩૯. તેમાં શ્રી વાસુદેવ ભગવાનના તથા તેમના ભક્તોના યશનું વર્ણન કરશો એથી કરીને તમારા અંતરમાં શાંતિ થશે. ૪૦ તમે હાલ શ્રીમદ્ ભાગવત્ નામનું પુરાણ રચો; તેથી લોકોનું કલ્યાણ અને તમને સંતોષ થશે. ૪૧ એવી શ્રી નારાયણની આજ્ઞા છે માટે તે પ્રમાણે ઉપદેશ કર્યા બાદ તે નારદ ત્યાંથી અંતર્ધાન થઇ જતા હવા. ૪૨. બાદ વ્યાસજીએ વેદ, સ્મૃતિ, ઇતિહાસ તથા પુરાણો તથા સૂત્રો, કાવ્ય એ તમામનો બુદ્ધિથી સાર કાઢીને આપ્યો. એ મહાયોગી એવા વ્યાસજીએ પોતાની સહાનુભૂતિ અને સહાયથી મુક્તોને પણ ઇચ્છા કરવા યોગ્ય એવું એ ભાગવત્ નામનું પુરાણ કર્યું. ૪૪. જેમ વિષ્ણુ ભગવાને મંદરાચળ પર્વત વડે ક્ષીર સાગરમાંની સર્વે ઔષધિઓનું મથન કરી અમૃત કાઢી આપ્યું તેમ તે વ્યાસજીએ ( ઉપર કહ્યા પ્રમાણે ) સર્વેનો સાર કાઢયો. ૪૫ હે રાજન્ ! પૃથ્વી ઉપરથી એ ભગવાન્ વાસુદેવ અંતર્ધાન થયા ત્યારે લોકોમાં સપરિવાર આશ્રય વિનાના પેલા એવા ધર્મને, એ શ્રીમદ્ભાગવત્ પુરાણ જ એક આશ્રયરૂપ થયું. ૪૬. ઇતિ શ્રી સત્સંગિ જીવનરૂપી નારાયણ ચરિત્રના ધર્મશાસ્ત્રમાંના ચોથા પ્રકરણમાં પુરાણના શ્રવણરૂપી ઉત્સવમાં ભગવાનની ઉત્પત્તિના હેતુનું નિરૂપણ કર્યું એ નામે બીજો અધ્યાય થયો. ૨

## અધ્યાય ૩ જો.

શ્રી નારાયણ મુનિ કહે છે—હે રાજન્ ! શ્રીમદ્ભાગવત્ નામનું આ પુરાણ સર્વે શાસ્ત્રોના સાર રૂપ છે. તેમાં સાંખ્ય સૂત્રનો તથા યોગ સૂત્રનો કરેલો તેમજ બ્રહ્મસૂત્ર તથા વેદાંતના અર્થો કરેલા છે; અને તે ભગવાનની ભક્તિ વૃદ્ધિ પામે તે માટે તે અર્થ વિસ્તારથી વર્ણવેલો છે. ૧—૨ પંચરાત્રમાં જે આદિ પુરૂષના અવતાર ધારણ કરનાર તરીકે વર્ણવેલા છે એવા

એ શ્રી કૃષ્ણ, વાસુદેવ આદિ સંજ્ઞાથી ચતુર્વ્યુહ કહેવાય છે. ૩. તેમના સ્વરૂપનું જ્ઞાન તેમને વિષે નૈષ્ઠિક ભક્તિ તથા તેમની પ્રીતિને અર્થે નિષ્કામ કર્મ અને વૈરાગ્ય તથા તેમનાં અવતારોના જન્મ અને કર્મોને દિવ્યપણે કરીને જાણવાં તથા તેમના ભક્તોમાં સુહૃદ્પણું તથા મનુષ્યોને તેમનાં નામ રૂપનું સારી રીતે જ્ઞાન થાય એ પ્રકારે એ વ્યાસમુનિયે (તે પુરાણમાં) બહુ પ્રકારે વર્ણન કર્યું છે. ૪–૫–૬ એ શ્રીમદ્‌ભાગવત્‌માં રહેલો જે ગુહ્યતમ અર્થ તેને બધા મનુષ્યો જાણતા નથી પરન્તુ કોઈ વિરલા પુરૂષો જ જાણે છે. ૭ પંચ વિષયમાં આસક્ત એવા સતા પણ જે આત્માને જાણનારા અને પોતપોતાના ધર્મમાં રહેલા એવા શ્રોતાઓ તથા વક્તાઓ, એ મનુષ્ય શરીરવાળા એવા તથા અનંત ઐશ્વર્યવાન્ એવા શ્રી વાસુદેવને ઓળખીને તેમની નૈષ્ઠિકી ભક્તિ કરે છે. ૮–૯ હે રાજન્ ! પુરૂષો સાત્વત એવા ભગવાનની મિત્રતા કરે છે તથા દંભ કરતા નથી તેજ રહસ્ય જાણે છે. બીજાઓ જાણતા નથી. ૧૦. લોકોમાં ચતુર ગણાતા ન હોય તથા એકે શાસ્ત્ર ભણ્યા ન હોય તોપણ જો તેમનામાં ઉપર કહેલાં લક્ષણો હોય તો તે પુરાણ સાંભળવા માત્રથીજ વિદ્વાન્ થાય છે. ૧૧. એ લક્ષણથી જે મનુષ્યો હીન હોય તે ભલે શાસ્ત્ર ભણેલા હોય, વ્યવહારમાં નિપુણ હોય અને મોટા ગણાતા હોય; તથા જીવતાં સુધી દરરોજ પુરાણ ભણે તથા સાંભળે તોપણ તે રહસ્ય જાણતા નથી તથા પ્રભુમાં તેમનો પ્રેમ થતો નથી. ૧૨–૧૩ જે મનુષ્યો એ રહસ્ય સંતોની પાસેથી જાણીને પણ તે પ્રમાણે વર્તતા નથી તે પણ અજ્ઞાનીઓ જેવા જ જાણવા માટે ભક્તિથી જ તે શ્રી કૃષ્ણની સેવા કરવી. ૧૪ માટે જે મનુષ્યો આ પૃથ્વીમાં એ પુરાણ (ભાગવત્) નું જાણીને કે અજાણ્યે શ્રવણ કરે છે અથવા તેનું વાંચન કરે છે તેઓ તત્કાળ પાપથી મુક્ત થઇ જાય છે અને જો ફરીને પાપ ન કરે તો તેઓ સંસારના બંધનથી મુકાઇ જાય છે. ૧૬. ડાહ્યા પુરૂષોએ લાંબા કાળની જે વૃદ્ધાવસ્થા રૂપી રોગ તેને તજીને શુદ્ધ થવામાં એને અમૃત સરખું હિતકારક કહ્યું છે. ૧૭. વ્યાસે એ પરમ રહસ્યને તૈયાર કરી, પોતાના પુત્ર જે શુકદેવજી તેમને લોકોના કલ્યાણ માટે ભણાવતા હવા. ૧૮ અને દયાળુ એવા તે શુકજી જે તે ગંગાતીરે મોટા ઋષિઓની સભામાં બેઠેલા તે રાજા પરીક્ષિતને કહેતા હતા. ૧૯ હે રાજન્ ! તે પછી તે પુરાણની પ્રવૃતિ આ પૃથ્વી ઉપર થઇ અને શ્રીમદ્‌ભાગવત્ નામે શ્રેષ્ઠ છે એમ પ્રસિદ્ધ થયું ૨૦ શ્રી કૃષ્ણ સ્વધામ ગયા તે પછી કલિયુગમાં

બત્રીસ વર્ષ વીત્યા બાદ ભાદરવા સુદ નવમીએ શુકજીએ તેની કથાનો આ-રંભ કર્યો. ૨૧ તે કથા અર્થ સાથે સાત દિવસમાં તેમણે કહી અને ભાદરવા માસની પુનમના દિવસે તેની સમાપ્તિ કરી. ૨૨ એ ભાગવતી કથા કેવી છે તો વેદાદિના સારરૂપ અને ઉત્તમ હોય એવી શોભે છે અને તેથી સર્વેને સેવવા યોગ્ય છે. ૨૩ જેમ દુધમાં રહેલા ઘીનો સ્વાદ આવતો નથી પરન્તુ તે ઘી જો જુદું પાડવામાં આવે તો તે દેવતાઓને પણ રસનું વધારનારૂં એવું દિવ્ય થઇ પડે છે. ૨૪. જેમ શેલડીના આદિ, મધ્ય અને અંતમાં પણ સાકર વ્યાપીને રહેલી છે પરન્તુ તે જુદી પાડવાથી જ સ્વાદિષ્ટ થાય છે તેજ પ્રમાણે આ ભાગવતની કથાનું પણ સમજવું. ૨૫. કાળરૂપી સર્પના મુખના ત્રાસને નસાડવાના હેતુ માટે શ્રીશુકદેવજીએ કલિયુગમાં આ ભાગવત શાસ્ત્ર કહેલું છે. ૨૬ મનની શુદ્ધિને માટે એથી કોઈ પણ બીજું સાધન નથી; તેની ભક્તિ તો જન્માંતરોના પુણ્યના સમૂહોમાંથી મળે છે. ૨૭ સભામાં પરીક્ષિતને કથા કહેવા માટે શુકજી બેઠેલા હતા એવામાં દેવતાઓ અમૃતનો ઘડો લઇને આવતા હવા. ૨૮. તે સર્વે દેવતાઓ શુકદેવજીને નમન કરીને પોતાના કાર્યમાં કુશળ એવા તે બોલ્યા કે આ કથારૂપી અમૃત અમને આપો અને આ અમૃત તમે લો. ૨૯. એ પ્રકારે બન્ને અમૃતોની પરસ્પર આપલે કરવાથી રાજા આ અમૃતને પીઓ; અને અમે સૌ શ્રીમદ્ભાગવત રૂપી અમૃત પીશું. ૩૦ આ કથા કયાં અને લોકનું આ અમૃત ક્યાં ? ક્યાં કાચ અને ક્યાં મોટો મણિ ? એ પ્રકારે શુકજીએ વિચાર કરીને પછી દેવતાઓની મશ્કરી કરી. ૩૧. અને તે દેવતાઓને અયોગ્ય જાણીને તેમણે કથારૂપી અમૃત આપ્યું નહીં એ પ્રકારે આ ભાગવતની કથા તો દેવોને પણ દુર્લભ છે. ૩૨. પછી રાજાનો મોક્ષ થયો એમ જોઇને બ્રહ્મા પોતે પણ આશ્ચર્ય પામતા હવા અને સત્યલોકમાં ત્રાજવું બાંધીને તોળી જોતા હવા. ૩૩. તેમાં બીજાં બધાં શાસ્ત્રો નાનાં જણાયાં અને એક આ ભાગવત જ મોટું જણાયું, તેથી સર્વે ઋષિ લોકો મોટા આશ્ચર્યને પામતા હવા. ૩૪. અને ત્યારથી તેઓ ભાગવત શાસ્ત્રને હરિનું સ્વરૂપ માનવા લાગ્યા; તે ભણવાથી અને સાંભળવાથી તુરતજ વૈકુંઠ ધામની પ્રાપ્તિ થાય છે. ૩૫. ત્રિલોકવાસી એવા સર્વે દેવતાઓ એ પ્રકારનું જ્ઞાન તેને સાંભળીને કલ્યાણની ઇચ્છાવાળા એ લોકો એ ભાગવતનો જ આદર કરવા લાગ્યા પણ બીજાનો નહીં. ૩૬. નિવૃત્તિ માર્ગના આચાર્ય જે નારદાદિ વગેરે પણ સારાં કામોને વિષે આ જ પુરાણનો હમેશાં આદર કરે છે. ૩૮. શ્વેતદ્વિપમાં જે અન્ન નહીં ખાનારા રૂષિયો છે તથા બદરિકાશ્રમમાં

જે મુક્તો છે તે બધા ૠષિયો પણ મુખ્યત્વે કરીને તે પુરાણની જ સેવા કરે છે. ૩૯. શ્રુતિ, સ્મૃતિ તથા પુરાણો પણ જ્યારે નિરાધાર થવાથી શોકને લીધે કૃશ થઇ ગયાં ત્યારે તેઓ બ્રહ્માને શરણે જઇને બોલતા હવા કે હે દેવના પણ દેવ! હે જગત્‌ને ધારણ કરનાર! તમે અમારા અધીશ્વર છો, તેથી તમે અમારા મહાન્ કષ્ટોને સાંભળવાને તમે યોગ્ય છો. ૪૧. શ્રીમદ્‌ભાગવત્ સર્વે શાસ્ત્રોથી મોટું છે તેથી ત્રણે લોકોમાં સઘળે સારાં કામોમાં તેનીજ પ્રવૃત્તિ થઇ છે. ૪૨. હે પ્રભો! અમને તો કોઇ પણ દૃષ્ટિ કરીને આદરથી જોતું પણ નથી, તેથી લોકમાં અમારૂં નામ પણ નહીં રહે એમ જણાય છે. ૪૩. તેથી અમે જીવવાની આશા મુકીને તમારે શરણે આવ્યા છીએ એવા અમારૂં હે બ્રહ્મન્! તમે રક્ષણ કરવા યોગ્ય છો, કારણ કે તમે લોકને અતિ પ્રિય છો. ૪૪. એટલે બ્રહ્મા જે તે એ શાસ્ત્રોને આશ્વાસન આપીને પછી શ્રીમદ્‌ભાગવત્ પ્રત્યે બોલ્યા કે આ શાસ્ત્રો પણ તારી જ જ્ઞાતિનાં છે માટે તેમનું ઉલ્લંઘન કરીને તારે વર્તવું નહીં. ૪૫. હે તાત! તેમને મુકીને તારે એકલા ન જવું એવું મારૂં વાક્ય છે તે પાળવાને તું યોગ્ય છે. ૪૬. એટલે તે શ્રીમદ્‌ભાગવત્ પિતામહ એવા બ્રહ્માને પ્રણામ કરીને બોલ્યુંઃ " હવે આજથી હું પુરાણોના જ મંડળ ભેગું રહીશ. ૪૭ મારે પોતાને બીજા કરતાં વધારેની ઇચ્છા નથી એવું આપ જાણો, પરંતુ આપે મારૂં તોલ કર્યું અને વ્યાસજીએ મને રચ્યું તેથી જ હું અધિક ગણાયું. ૪૮. હે પ્રભો! તમે હમણાં મને જે આજ્ઞા કરી તે મુજબ જ હું વર્તીશ, એ પ્રમાણે તેનું વચન સાંભળીને એ બ્રહ્મા જે તે પ્રસન્ન થતા હવા. ૪૯. અને સાંભળવામાં તથા દાન તથા પૂજાને માટે તે ભાગવત્ પુરાણને, બીજા પુરાણોમાં પાંચમું સ્થાન આપ્યું. ૫૦. તે દિવસથી, શ્રુતિ, સ્મૃતિ અને પુરાણો તેના આલંબનથી પોષણને પામ્યા અને સદા તેને જ અનુસર્યાં. ૫૧. આખી પૃથ્વીમાં શ્રીમદ્‌ભાગવત્‌ના આશ્રયથીજ 'પાંચ' ની સંખ્યા, સો કરતાં પણ વધારે સારી મનાઇ. ૫૨ હે રાજન્! જેમાં બ્રહ્માનું જ્ઞાન છે એવું આ શ્રીમદ્‌ભાગવત્ તેને આ પૃથ્વીમાં ધન્ય એવા પુરૂષો જ સેવે છે. ૫૩ ભૂતાદિના ઉપદ્રવનો નાશ કરનારી એવી એ ભાગવત્‌ની કથા ધન્ય છે, તેની સમાધ કરાવવી તે પણ ધન્ય છે અને કૃષ્ણના લોકને પમાડનારી છે. ૫૪. સર્વે પાપો એવું રૂદન કરે છે કે ભાગવત્‌નો સમાહના શ્રવણ માત્રથી, એ કથા અમારો તત્કાળ નાશ કરશે એ અરે કેવા ખેદની વાત છે! ૫૫. જેમ અગ્નિ સમિધનો નાશ કરે છે તેની પેઠે તાત્કાલિક કે જુનું, નાનું કે મોટું અને વાચિ, મન કે શરીરથી કરેલું પાપ એ કથાનું

શ્રવણુ કરવાથી નાશ પામે છે. ૫૬. આ ભારત વર્ષમાં દેવતાઓની સભામાં દેવોએ એમ કહ્યું છે કે જે પુરૂષોએ ભાગવતની કથા સાંભળી નથી તેમનો જન્મ વૃથા છે. ૫૭. શુકજીનું શાસ્ત્ર જે ભાગવત્ તેની કથા વિના, મોહ વડે આ નાશવંત એવા શરીરનું મોહથી રક્ષણુ કરવાથી કે પોષણુ કરીને બળવાન્ કરવાથી શું ? ૫૮. તે શરીરમાં હાડકાં રૂપી થાંભલા છે, સ્નાયુ રૂપી બંધન છે અને માંસ તથા રૂધિરનું લેપન છે તથા ઉપર ચામડાથી મઢેલું છે અને તે મૂત્ર તથા નર્કનું પાત્ર છે. ૫૯. તે વૃદ્ધાવસ્થા અને શોકના ઘર જેવું દુઃખી અને રોગનું તો મોટું ધામ છે, તે કદિય પુરાતું નથી, કૃતધ્નિ, દોષવાળું અને ક્ષણુભંગુર છે. ૬૦. તેની સંજ્ઞા કૃમિ, વિષ્ટા અને ભસ્મની છે તેથી તેને શરીર કહ્યું છે, તેવા શરીરથી જે ડાહ્યો પુરૂષ પોતાનું કાર્ય સાધી લે તે પંડિત કહેવાય છે ૬૧ સવારમાં જે અન્ન ખાવામાં આવે તે સાંજે તો નાશ પામે છે. તેના રસથી પુષ્ટ થયેલી કાયામાં વળી નિત્યતા કેવી ? ૬૨ શ્રીમદ્ભાગવત્ નામનું જે નિર્મળ પુરાણુ છે, જે વૈષ્ણવોને પ્રિય છે, જેમાં પરમહંસના ધર્મો છે, જેમાં એક નિર્મળ એવું જ્ઞાન કહેલું છે જેમાં જ્ઞાન, વૈરાગ્ય તથા ભક્તિ સહિત જે નિષ્કામ કર્મ કહેલું છે તેને સાંભળનાર, કહેનાર અને તેનો વિચાર કરનાર પુરૂષ ભક્તિ વડે કરીને મુક્તિને પામે છે. ૬૪. હે નૃપ ! આ પ્રમાણે મેં તને ભાગવતનું માહાત્મ્ય કહ્યું, જે એવું છે કે સ્વધર્મ યુક્ત જે ભક્તિવાળાં મનુષ્યો તેમને મોટા ફળને પમાડનારૂં છે. ૬૫. **ઈતિ શ્રી સત્સંગિ જીવનમાં નારાયણુ ચરિત્ર રૂપ ધર્મ શાસ્ત્રના ચોથા પ્રકરણમાં પુરાણુશ્રવણુનો ઉત્સવ અને વિશેષ કરીને શ્રીમદ્ભાગવતના માહાત્મ્યના નિરૂપણુ નામે ત્રીજો અધ્યાય થયો. ૩.**

## અધ્યાય ૪ થો.

શ્રીનારાયણુ મુનિ કહે છે—હે રાજાઓમાં શ્રેષ્ઠ ! સાંભળનારાઓને હિતકારક એવો પુરાણુના શ્રવણનો વિધિ હવે હું તમને કહું છું. ધનવાન્ પુરૂષોએ તેની કથાનો આરંભ પોતાના ઘેર આગળ કરાવવો અને બીજાઓએ તેનો આરંભ દેવતાના મંદિરોમાં કરાવવો. ૨ હે રાજન્ ! લોકો પોતાના પુત્રના વિવાહમાં જેમ દ્રવ્ય ખર્ચે છે તેમ આ કથાના આરંભમાં પણુ ઉત્સાહથી ખર્ચ કરવું ૩. તેની સમાપ્તિ નિર્વિઘ્ને થાય છે તે માટે પ્રથમ ગણુપતિનું પૂજન કરવું, તે પૂજન સિંદૂરથી, ધરોથી અને સારા એવા ગોળના લાડુથી કરવું. ૪ દરરોજ જો ભાગવતનોજ માત્ર પાઠ સાંભળવો હોય તો ભોજનથી પૂર્વે સાંભળવો અને જો અર્થ સાથે કરવો હોય તો

ભોજન પછી કરવો. ૫ હે રાજન્! કદાચ દરરોજ એ સાંભળવાની અનુકૂળતા ન હોય તો ચોમાસામાં તો અવશ્ય તેનું શ્રવણ કરવું. ૬. હે નરપતે! એક પોષ માસ વિના બીજા બધા મહિનાઓ થી તેની કથાનો આરંભ કરવો. કારણકે એ બીજા માસ અને અધિકમાસ પણ પુણ્યઆપનાર છે ૭ જે માસમાં પોતાના મનની સ્વસ્થતા હોય તે માસમાં પાપનો નાશ કરનારા એ પુરાણનું શ્રવણ કરવું ૮ ઉપર કહેલા મહિનાઓમાંથી બે માસ, મનુષ્યોએ તેનું શ્રવણ કરવું તે ભાદરવા માસની નવમીથી આરંભીને કાર્તિક માસની પૂનમ સુધી. ૯ અથવા તો કાર્તિક માસની નવમીથી આરંભીને માઘ માસની પૂનમે તેની સમાપ્તિ કરવી અથવા માઘ માસની નવમીથી આરંભને ચૈત્રી પૂનમ સુધી મનુષ્યોએ તેનું શ્રવણ કરવું. ૧૦ જો સપ્તાહ એટલે સાત જ દિવસ સાંભળવી હોયતો ઉપર કહેલા મહિનાઓમાં નવમીથી પૂનમ સુધી મનુષ્યોએ તે સાંભળવી. ૧૧ કથાના આરંભના દિવસથી અગાઉ દેશ દેશાંતરથી પોતાની જ્ઞાતિના માણસોને તથા મિત્ર જનોને બોલાવવા તથા દેશે દેશમાં જે દંભવિનાના વૈરાગ્ય વાળા વૈષ્ણવો હોય તેમને પત્ર લખીને તેડાવવા અને આગ્રેથી તેમનું સ્વાગત કરવું ૧૩. તેના પાંચ દિવસ અગાઉથી પ્રયત્નવડે આસનોનો મેળ કરવો અને જ્યાં વિશાળ જગ્યા હોય ત્યાં કથાનું સ્થળ નક્કી કરવું. ૧૪ ત્યાં શુદ્ધ સ્થાનમાં મનને પ્રિય લાગે એવો મંડપ કરવો અને તેને કેળના સ્તંભોવડે તથા ફળ અને પુષ્પ વડે શોભાવવો. ૧૫ ત્યાં સ્ત્રીઓ અને પુરૂષ માટે બેસવાનાં સ્થાનો અને વ્યાસનું સ્થાન ચતુર મનુષ્યે રચવું. ૧૬. તેમા ઊંચા બાજોઠ ઉપર કોમળ આસન નાંખીને પુરાણીને બેસાડવા અને પુસ્તકને ચતુરંગી કપડા ઉપર મુકવું ૧૭ તે પછી જે મુખ્ય શ્રોતા હોય અને જેણે પોતાના સવારનાં શૌચાદિકર્મ કર્યા હોય તેણે. પુરાણના અધિષ્ઠાતા જે શ્રીકૃષ્ણ તે રૂપી જે ભાગવત્ તેની મંત્રવડે કરીને પૂજા કરવી ૧૮. તેમાં એમ સ્તુતિ કરવી કે પ્રથમ સ્કંધથી તે દ્વાદશ સુધીના જે સ્કંધો તે જેના પાદ વગેરે દિવ્ય અવયવો કહ્યાં છે તે કૃષ્ણનું હું સ્તવન કરૂંછું ૧૯. તે ભાગવતરૂપી કૃષ્ણ કેવા છે કે નવીન મેઘના સરખા સુંદર શરીરવાળા અને શરત્ પુનમના ચંદ્ર જેવું જેનું ઉત્તમોત્તમ મુખ છે, ૨૦ તથા શરદ્ ઋતુના સૂર્યના ઉદય વખતના કમળની પ્રભા સરખાં લોચન છે જેને અને પોતાના અંગના સૌંદર્યની શોભા એ જ જેને રત્નનાં ઘરેણાંની શોભા છે ૨૧. પ્રસન્ન અને અતિ વાંકા એવા ગોપીઓનાં ખૂણાથી હમેશાં નિરખાતા એવા અને જાણે તેમના પ્રાણથી જ નિર્મા-

ણુ થયા હો એવા. ૨૨. પોતાની ભક્તિથી પરમ આરાધના કરવા જેવા અને ચક્ષુરૂપ ચકોરને તો અમૃત આપનાર તથા સારાં રત્નોના સારથી નિર્માણ કરેલા તથા મુકુટથી છે ઉજ્વળ મસ્તક જેમનું એવા; ૨૩. વિનોદ માટે મોરલી જેના હાથમાં છે અને જેને દેવ તથા અસુરો પણ સેવેછે અને તેના વક્ષસ્થળના વિષે કૌસ્તુભમણિ વિરાજનમાન છે એવા એ પરમેશ્વરને હું ભજુંછું. ૨૪. હવે આવાહન મંત્ર કહે છે; કળિયુગમાં, પાપોનો નાશ કરવાને કૃપા વડે કરીને પ્રકટ થયેલા એવા શ્રીમદ્ ભાગવત્ રૂપી કૃષ્ણનું હું આવાહન કરૂંછું. ૨૫. હવે આસનમંત્ર કહેછે. આ સુવર્ણ અને રત્નોથી નિર્માણ કરેલું સિંહાસન છે તે આપને પ્રીતિકર થાય એવું હોવાથી આપ્યું છે તે હે પ્રભો ! કૃપા કરી ગ્રહણ કરો ૨૬. હવે પાદ્ય (પગ ધોવાનું પાણી આપવાનો) મંત્ર કહેછે. હે શ્રી કૃષ્ણ ! તમારો જે અનન્ય આશ્રય કરનારા છે તેમને તમે સંસારસાગરથી તારનાર છો એવા તમે કૃપા કરીને આ પાદ્યને ગૃહણ કરો. ૨૭ હવે અર્ઘ્ય મંત્ર કહેછે; નાના પ્રકારના અવતાર ધારણ કરીને તેમાં કરેલાં ચરિત્રોવડે સાધુઓનાં કષ્ટોને નાશ કરનાર એવા હે શ્રીકૃષ્ણ ! ગંધ આદિ અષ્ટાંગ સાથેના આ અર્ઘ્યને ગ્રહણ કરો ૨૮, હવે આચમન મંત્ર કહેછેઃ હે ગોકુલમાં ક્રીડા કરવામાં આનંદ લેનારા અને મહેન્દ્ર આદિના મહાપદરૂપ તથા શ્રી વૃંદાવનના પૂર્ણચંદ્ર આ આચમનને ગ્રહણ કરો. ૨૯. હવેસ્નાન મંત્ર કહેછે; હે યમુનાના જળમાં પ્રવેશ કરનારા ! અને કાલિનાગની ફણાનું મર્દન કરનારા અને જળક્રીડામાં રમી રહેલા હે કૃષ્ણ આ સ્નાન કરવાનાં સાધનો ગ્રહણ કરો. ૩૦ હવે વસ્ત્ર નિવેદન કરવાનો મંત્ર કહેછે હે કૃષ્ણ ! આ સોનાના જેવા રંગવાળું પીતાંબર છે તેને હે નંદના કુમાર ! તમેજ ધારણ કરવા યોગ્ય છો ૩૧ હવે યજ્ઞોપવીત અર્પણ કરવાનો મંત્ર કહેછેઃ હે દેવના દેવના પણ ઇશ ! ગાયત્રી મંત્રથી વાળેલી ગાંઠોવાળું અને સુવર્ણના તંતુથી નિર્માણ કરેલું આ શુભ એવું બ્રહ્મસૂત્ર ગ્રહણ કરો ૩૨ હે કૃષ્ણ ! હે સત્પુરૂષોના પતિ ! હવે આ કુંડલ વગેરે દિવ્ય ઘરેણાંઓ છે તે મેં ભક્તિવડે કરીને તમને અર્પણ કર્યાં છે તે કૃપા કરી ગ્રહણ કરો. ૩૩. હવે ચંદન વગેરે અર્પણ કરવાનો મંત્ર કહેછેઃ હે દેવકીના પુત્ર ! હે પ્રભો ! કેસર સાથેનું અને કંકુથી શોભાયમાન કરેલું એવું આ દિવ્ય ચંદન તેને ગ્રહણ કરો. ૨૪. હવે ફુલ વગેરેની માળા આદિ અર્પણ કરવાનો મંત્ર કહેછેઃ નાના પ્રકારના સુગંધીવાળાં ફુલોના હાર તથા ગુચ્છા તેમ જ તુલસીની માળાઓને હે કૃષ્ણ પ્રભો ! સ્વીકારો. ૩૫. હવે સુગંધી તેલ વગેરે પદાર્થો અર્પણ કરવાનો મંત્ર

કહે છેઃ હે વિષ્ણો! સુગંધી દ્રવ્યોથો વાસિત એવું આ મનોહર તેલ તેને ગ્રહણ કરો, હે ભગવન્! જેની સર્વે લોકો વાંછના કરે છે એ ગ્રહણ કરો. ૩૬. હવે ધુપ અર્પણ કરવાનો મંત્ર કહે છેઃ બાળ રમત વડે વિનોદ કરીને પૂતનાના પ્રાણ હરનાર! અને કંસ વગેરે દુષ્ટોનો નાશ કરનાર! આ ધુપનો તમે સ્વીકાર કરો. ૩૭ હવે દીવાને અર્પણ કરવાનો મંત્ર કહે છેઃ હે સ્વયંપ્રકાશમાન! હે ઈશ! અને હે અનેક સૂર્યોના પણ પ્રકાશ કરનાર! કૃપા કરીને અંધકારનો નાશ કરનાર આ દીવાને ગ્રહણ કરો. ૩૮ હવે નૈવેદ્ય અર્પણ કરવાનો મંત્ર—નાના પ્રકારના પકવાન્નવાળું અને છએ રસોથી મનોહર એવા નૈવેદ્યનો હે વિશ્વંભર! પ્રીતિથી ગ્રહણ કરો અને મને વર આપો. ૩૯ હવે વચમાં પાણી પીવાનો મંત્ર કહે છે! ચંદન વગેરેથી સુવાસિત કરેલું અને સર્વે જીવોના જીવનરૂપ એવું આ પાણી, હે હરે! તમે ગ્રહણ કરો. ૪૦ હવે ફરીથી આચમન અર્પણ કરવાનો મંત્ર કહે છે. નિર્મળ એવું અને પવિત્ર તથા ગંધવાળું એવું આ યમુનાનું જળ, હે મધુસૂદન! ફરીથી આચમન કરવાને માટે ગ્રહણ કરો. ૪૧ હવે પાનબીડી અર્પણ કરવાનો મંત્ર કહે છેઃ સોપારી, લવિંગ અને ઈલાયચી, તથા જાયફળ વગેરે સાથેનું આ પાન તેને હે કૃષ્ણ! તમે ગ્રહણ કરો. ૪૨. હવે નાળિયર અર્પણ કરવાનો મંત્ર કહે છે; હે મથુરાપતિ! સર્વે દિવ્ય ફલોમાં પણ જે સર્વ દેવને પ્રિય છે એવું આ નાળિયેર નામનું આ ફળ તમે કરો. ૪૩ હવે દક્ષિણા અર્પણ કરવાનો મંત્ર કહે છેઃ સુવર્ણ કે રૂપાનું જે નાણું મારી શક્તિને અનુસરીને મે આપ્યું છે તે હે દ્વારિકાપુરના અધીશ! દક્ષિણા તમે ગ્રહણ કરો. ૪૪.

હવે આરતિનો મંત્ર કહે છેઃ હે દેવ! હું તમારી આરતિ ઉતારૂંછું અને હે જ્યોતિષના પતિ! હું તમને નમસ્કાર કરૂં છું માટે હે કમળાપતે! આ મારી આરતિને ગ્રહણ કરો. ૪૫ હવે પ્રદક્ષિણાનો મંત્ર કહેછે. હે દેવના પણ દેવેશ! હે શંખ, ચક્ર અને ગદાના ધારણ કરનારા! તમને નમસ્કાર છે, હે કૃષ્ણ! તમારી પ્રદક્ષિણાથી બ્રહ્માંડની પ્રદક્ષિણા થાય છે. ૪૬. હવે નમસ્કારનો મંત્ર કહેછે; સર્વેના ઉદ્ધારને માટે આ પૃથ્વી ઉપર તમે પ્રકટ થયાછો એવા હે શ્રીમદ્ભાગવત્ રૂપ કૃષ્ણ! હું તમને પ્રણામ કરૂં છું. ૪૭. હવે બે શ્લોકથી પ્રાર્થનાનો મંત્ર કહે છેઃ હું મારા કર્મના વિપાકથી સંસાર સાગરમાં હું પડેલોછું; હે દેવેશ! હે કરૂણાના સાગર! કૃપા કરીને તેનો ઉદ્ધાર કરો. ૪૮. તમે શ્રીમદ્ ભાગવત્ એવા નામથી કૃષ્ણ પોતેજ છો માટે હે જગતના પતિ! તમારે શરણે આવેલો જે હું તેના ઉપર કૃપા કરો. ૪૯ આ પ્રમાણે શ્રીમદ્ ભાગવત્ રૂપ છે આત્મા જેનો એવા એ કૃષ્ણનું પૂજન વિધિથી કરીને ભક્તોએ વક્તાનું ગંધ, પુષ્પ અને હાર વગેરેથી પૂજન

કરવું. ૨૫. પછી મનુષ્યે નવાં વસ્ત્ર તથા ઘરેણાં વડે પૂજા કરી અને દક્ષિણા આપીને પછી અગાઉ કરેલા મંત્રવડે તેમની પ્રાર્થના કરવી. ૫૧. તે પ્રાર્થના આ પ્રમાણે કરવી; હે વ્યાસરૂપ ! પ્રબોધજ્ઞ ! સર્વ શાસ્ત્રમાં વિશારદ ! એ કથાનો પ્રકાશ કરીને મારા અજ્ઞાનનો નાશ કરો. ૫૨. આ પ્રમાણે પુરાણીની પ્રાર્થના કરીને બીજા બ્રાહ્મણ શ્રોતાઓની જેમ ઘટે તેમ પૂજા કરવી અને હે રાજન્ ! પોતાને પાળવાના જે નિયમો તે નિયમો વડે એ પુરાણ સાંભળવું. ૫૩.

**ઇતિ શ્રી સત્સંગિજીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં શ્રવણોત્સવમાં શ્રીમદ્ભાગવતના શ્રવણના વિધિમાં પૂજાવિધિના નિરૂપણ નામનો ચોથો અધ્યાય થયો. ૪.**

## અધ્યાય ૫ મો.

શ્રી નારાયણમુનિ કહે છે—હે રાજન્ ! હવે જે નિયમો શ્રોતા તથા વક્તાઓને હિતકારી છે તે પુરાણમાં જેમ કહેલા છે તેમ યથાવત્ કહું છું. ૧. ગુણભેદ વડે કરીને વાચકો તથા શ્રોતાઓ ત્રણ પ્રકારના છે તેમાં સત્ત્વગુણવાળાઓ ઉત્તમ છે અને શાસ્ત્રે કહેલા ફળને ભોગવનાર છે. ૨. પરસ્પર મેળ વિનાની, અસ્પષ્ટ, વિસ્તારવાળી, રસવિનાની, પદને છુટાં પડયા વિના, મૂળભાવને પડતો મુકીને, અને ઉત્સાહ વિનાની જે કથાનું વાંચન કરે તેને ગ્રંથદૂષક જાણવો; ક્રોધી, અપ્રિય બોલનારો, લોભી, સ્ત્રીની સામું જોનારો, સમગ્ર ગ્રંથના અર્થને નહીં જાણનાર અને ભગવાનની ભક્તિ છોડી દેનાર એવા વક્તાને તામસ જાણવો અને તેને અધમ પણ કહેલો છે. ૫. સ્પષ્ટ અક્ષરવાળું, શાંત, અને કયારેક દીર્ઘતર તથા કયારેક કાળ અને સ્વરથી યુક્ત રસ તથા ભાવને નહીં છોડીને અને અદ્ભુત રીતે જે વાંચે તથા કયારેક કયારેક લોભી કે ક્રૂર થાય તથા રસાસ્વાદમાં અને વસ્ત્ર ઘરેણાં પહેરવામાં પ્રીતિવાળો હોય, ભગવાનનો ભક્ત હોવા સતાં જે ગ્રંથના અર્થને નહીં જાણનાર એવો વક્તા રાજસ અને મધ્યમ કહેલો છે. રસવાળું, સારા સ્વરવાળું, ધીર, તે તે ભાવવાળું, તથા સ્પષ્ટ અક્ષરના ભેદવાળું અને ઉત્સાહ સાથેનું અને નીતિના વિસ્તારવાળું અને શાંત રીતે વાંચનાર જે શ્રદ્ધાળુ અને દૃઢ નિશ્ચયવાન્ હોય, સંપ્રદાયના અધ્યયન કરવાના ગ્રંથના સમગ્ર અર્થને જાણનાર, જીતેંદ્રિય, સુશીલ તથા દુરાગ્રહથી રહિત, યથાર્થ બોલનાર તથા વાદ કરનાર, શ્રોતાઓને જ્ઞાન આપવામાં નિપુણ,

દૈવેચ્છાથી મળેલી વસ્તુ વડે સંતુષ્ટ અને અહંકાર વિનાનો, કોમળ સ્વભાવવાળો, શાંત, ભગવાનની ભક્તિવાળો, લોકાપવાદથી રહિત, દાન નહીં લેનારો, કામ તથા ક્રોધને જીતનારો, લોભી નહીં એવો, સ્પૃહા વિનાનો, મિત્ર, ધીરજવાળો, સાધુ જેવી વૃત્તિવાન્, દંભવિનાનો, સંગ્રહ નહીં કરનારો, અને ઉપકાર કરનાર એવો વક્તા સાત્વિક અને ઉત્તમ કહેલો છે. ૬–૧૪. સાત્વિક લક્ષણોવાળા અને બુદ્ધિમાન્ એવા ભાગવતના વક્તાએ દરરોજ સવારે ઉઠીને રોજનો શૌચ વગેરે વિધિ કરવો. ૧૫. તે પછી તેણે શ્રોતાઓથી વીંટાઇને કથામંડપમાં જવું અને હાથ તથા પગને ધોઇને ત્રણ વાર આચમન કરવું. ૧૬. ધોયેલું એવું શ્વેત વસ્ત્ર તેને ધારણ કરી હૃદયમાં સદ્ગુરૂનું સ્મરણ કરી, સાધુ તથા બ્રાહ્મણોને નમસ્કાર કરી પછી શ્રીમદ્ભાગવતને નમવું. ૧૭. પછી પોતાને પૂજવા યોગ્ય જે ગુરૂ આદિ તેની આજ્ઞા મેળવીને ઉત્તરમુખે અથવા પૂર્વમુખે વ્યાસાસન ઉપર બેસવું. ૧૮. પછી શ્રોતાઓથી પૂજાયેલા તેણે મંગળાચરણ વગેરે કરવું તેમાં " **यंप्रव्रजन्तम्** " વગેરે ત્રણ શ્લોકો બોલવા. ૧૯. **कस्मैयेन** એવા પદને તથા પછી પોતાના ઇષ્ટદેવના પદને બોલીને પુસ્તકને નમસ્કાર કરી તે પછી નીચેનું પદ બોલવું. ૨૦. હે દેવના દેવશ ! હે જગતના પતે ! આપની આજ્ઞાથી હું આ શુભ કથા કહીશ તે સાંભળજો. ૨૧ એ પ્રકારનું પદ્ય બોલીને ડાહ્યા માણસે કથા વાંચવી અને સાધુ તથા વિપ્રોની તરફ જોઇને જ તે કરવી પણ સ્ત્રીઓને જોવી નહીં. ૨૨. જે જે અધ્યાયના અંતે સમાપ્તિ કરવાનો નિષેધ હોય તે તે અધ્યાયના અંતે વિરામ કરવો નહીં પણ તે અધ્યાય કહેવા. ૨૩. તેમાં પહેલા સ્કંધમાં પહેલો, આઠમો, દશમો, ચૌદમો, અને સોળમો એના અંતે વિરામનો નિષેધ છે. ૨૪. બીજા સ્કંધમાં ત્રીજો અને આઠમો એ બે અધ્યાયોનો નિષેધ સમર્ષિઓએ કરેલો છે માટે તે અધ્યાયો આગળ વિરામ ન કરવો. ૨૫. ત્રીજા સ્કંધમાં દશમો, પહેલો, અને અઢારમો તથા ત્રેવીશમો એટલા અધ્યાયોના અંતે હે રાજન્ ! ડાહ્યા પુરૂષોએ વિરામની ના કહી છે. ૨૬. ચોથા સ્કંધમાં પહેલો ત્રીજો, દશમો તથા સત્તરમો, અઠ્ઠાવીશમો એટલાને અંતે વિરામ ન કરવો એ મનુષ્યોનું શુભ કરનારો છે. ૨૭. પાંચમા અધ્યાયમાં પાંચમા, અને તેરમાને અંતે નિષેધ છે; છઠ્ઠામાં છઠ્ઠા, પાંચમા, પહેલા અને દશમાને અંતે નિષેધ છે. ૨૮. સાતમા સ્કંધમાં પહેલા, ચોથા અને છઠ્ઠાને અંતે નિષેધ છે. આઠમામાં પહેલા, આઠમા, બીજા, દશમા

તથા એકવિશમાને અંતે નિષેધ છે. ૨૯. નવમામાં પંદરમા, દશમા, ચોથા અને પહેલા અધ્યાય પછી વિરતિની ના કહેલી છે. ૩૦. દશમા સ્કંધમાં દશમા, પહેલા, બાવીશમા, નવમા, સત્તાવનમા, બાસઠમા, છોતેરમા, સીતોત્તેરમાને અંતે વિરામનો નિષેધ છે. એ વિરામનો નિષેધ સારા પુરાણીઓએ પણ કરેલો છે. ૩૧-૩૨. એકાદશ સ્કંધમાં દશમા, બાવીશમા અને ત્રીશમા અને બારમા સ્કંધમાં એક નવમા પછી વિરામ ન કરવો એમ મેં નિષેધ અધ્યાયો કહ્યા. ૩૩. એ અધ્યાયો પછી પુરાણીઓએ ક્યારેય વિરામ ન કરવો. દરરોજ એક અધ્યાયનો પાઠ કરવામાં પણ એજ વિધિ રાખવી. ૩૪. માસ, પક્ષ તથા દિવસની અમુક સંખ્યાનું નિયમન કરીને પછી દરરોજ અધ્યાય વાંચવાની સમાપ્તિ કરવી. ૩૫. કથા પુરી થયા પછી એક મુહૂર્ત ઘડી વિષ્ણુનાં નામ કીર્તન કર્યાબાદ આસનથી ઉતરવું. ૩૬. પછી તે વિદ્વાને ફરીને ગુરૂ આદિને નમસ્કાર કરીને ઘેર જવું અને દરરોજ કથાની સમાપ્તિ થતાં સુધી એજ પ્રમાણે વર્તવું. ૩૭. કથાના આરંભથી તે સમાપ્તિ સુધી બીજાનું અન્ન લેવું નહીં અને અને જો લે તો તે પંડિતને પાપભીરૂ જાણવો. ૩૮. જો શ્રોતા કદિ પોતાને માટે દરરોજ ભોજનનો બંદોબસ્ત ન કરે તો બીજાનું આપેલું અન્ન લેવું તેમાં દોષ નથી. ૩૯. સાત દિવસની દશ દિવસની કે પખવાડીઆની અથવા એક મહિનાની પારાયણ હોય તોપણ એજ વિધિ કહેલો છે. ૪૦. વાયડા પદાર્થો ન ખાવા, તેમ અતિભોજન પણ ન કરવું તથા રોગ કરનારાં જે શાક વગેરે તથા તેલ તથા કડવા પદાર્થોનો ત્યાગ કરવો. ૪૧. સમાહ ચાલે તે દરમ્યાન બ્રહ્મચર્ય તથા અહિંસાનું પાલન કરવું તથા જે કર્મ વિઘ્નકર્ત્તા હોય તે ક્યારેય ન કરવું. ૪૨. હે રાજન્! પુરાણના વક્તાના નિયમો સર્વે આ પ્રમાણે મેં કહ્યા હવે હું તને સાંભળનારા પુરૂષોનાં લક્ષણો અને નિયમો કહું છું.

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપી ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં પુરાણ શ્રવણના ઉત્સવમાં ભાગવતના શ્રવણની વિધિમાં વક્તાનાં લક્ષણ તથા નિયમોનું નિરૂપણ કર્યું એ નામે પાંચમો અધ્યાય થયો. ૫.**

## અધ્યાય ૬ ઠ્ઠો.

શ્રી નારાયણ મુનિ કહે છે-શ્રદ્ધા અને ભક્તિ વિનાનો, લોભી, દોષિત, હેતુવાદ કરનારો અને અસૂયાવાન્ હોય તથા સમાપ્તિના પુણ્યના દિવસે

દક્ષિણા આપવામાં જે વાંકો હોય અને જે અતિ પ્રશ્નો પુછનારો હોય તે શ્રોતાને તામસી અને અધમ કહેલો છે. ૧-૨ જે પુરૂષ શ્રદ્ધા વિના પણ કથાના પ્રસંગ સાંભળે પણ તેજ સ્થળે પાછું પોતાનું પાંડિત્ય દર્શાવે, જે દાંભિક હોય, મત્સર વાળો હોય, માની હોય, આસને સ્થિર બેસી ન શકે તેવો, ઘડીમાં રિસાય અને ઘડીમાં રાજી થાય તેવા શ્રોતાને હે રાજન્ મધ્યમ કહેલો છે. ૪ સર્વે કામોનો ત્યાગ કરી, ભક્તિ અને શ્રદ્ધા યુક્ત થઇ જે વિનયવાન્ બનીને દરરોજ પુરાણને સાંભળે તથા વક્તાનું નિત્ય પૂજન કરે અને ઘડી ઘડી ઘટે તેમ દક્ષિણા આપે તથા સર્વે શ્રોતાઓનું સન્માન કરે, મત્સર વિનાનો અને ભગવાનને વિષે પ્રેમ વધે તેવી ઇચ્છા વાળો હોય તથા એકચિત્ત દઇને જે સાંભળે તે શ્રોતા સાત્વિક અને ઉત્તમ કહેલો છે. ૫-૬-૭ સાત્વિક લક્ષણો યુક્ત એવા શ્રોતાએ પુસ્તક તથા વક્તાની ઉપર કહેલા વિધિથી પૂજા કરીને કથા સાંભળવી. ૮ કથામાં પગને ઉદરની સાથે રાખીને કે ઉભા પગે બેસીને તથા સ્થળ બદલીને ન બેસવું તથા સોપારી વગેરે ન ખાવું અને શુદ્ધ હૃદયથી કથા સાંભળવી. ૯ વીરાસન કરીને કથામાં બેસવું નહીં તેમજ આમ તેમ જોવું નહીં તેમજ પરસ્પર વાતો ન કરવી અને એકાગ્ર મનવાળા થવું. ૧૦ શંકા પડે તો વક્તાને નમન કરીને ધીમેથી પુછવું તથા શ્રોતાએ સભામાં હાથ પગ વગેરેની ચપળતા ન કરવી. ૧૧ બ્રહ્મચર્ય વગેરે નિયમો પાળવા તથા ઇંદ્રિયોને જીતવી, સ્કંધ પુરો થાય ત્યારે તથા ઉત્સવ વગેરેમાં શક્તિ મુજબ દક્ષિણા આપવી. ૧૨ હે રાજન્ ! સ્કંધની સમાપ્તિ થાય ત્યારે સો સો બ્રાહ્મણો જમાડવા તથા તેમને પોતાની શક્તિ મુજબ દક્ષિણા આપવી. ૧૩ જેની શક્તિ ન હોય તેમણે પુરાણની સમાપ્તિ થાય ત્યારે સો બ્રાહ્મણોને ઇષ્ટ ભોજન જમાડવું તથા દક્ષિણા આપીને તેમને સંતોષ પમાડવો. ૧૪ કથાના આરંભના દિવસે પ્રથમ ગણપતિને પૂજીને, ગાયત્રીના જપ માટે એક બ્રાહ્મણને વરૂણીમાં બેસાડવો. ૧૫ તે બ્રાહ્મણે દરરોજ સમાપ્તિ સુધીમાં એક હજાર જપ કરવા તે બ્રાહ્મણ વૈષ્ણવો હોય કે બીજા હોય તેમને બેસાડવા. ૧૬ દરરોજ તે દઢવ્રત વાળા બ્રાહ્મણોએ વાસુદેવ ભગવાનની પ્રીતિને અર્થે બાર અક્ષરના મંત્રનો જપ કરવો ૧૭ તે બ્રાહ્મણોને પણ અન્ન તથા વસ્ત્રો આપવાં અને જપ પુરા થાય ત્યારે તે દક્ષિણા આપવી તેમજ સાંભળનારા જે બ્રાહ્મણો તેમને પણ શક્તિ મુજબ દક્ષિણા આપવી. ૧૮ મળમૂત્ર ઉપર જય મેળવવાને થોડો આહાર કરવો એજ

સુખકારક છે માટે શ્રોતાએ પણ પંચયજ્ઞ કરતાં બાકી વધેલું અન્ન એક વખત જમવું. ૧૯ સાત દિવસ ઉપવાસ કરવા, અને સાત દિવસ ફળાહાર કરવો અને અશક્ત હોય તેણે દુધ પીવું. ૨૦ અથવા તો મીઠા વિનાનું અન્ન ખાવું અથવા તો એક જ વખત ખાવું. મતમલ કે સાંભળનારને જેમ સુખ થાય તેમ કરવું. ૨૧ જો કથા સાંભળવામાં ઉપવાસ કરવાથી વિઘ્ન થતું હોય તો તે કરતાં ભોજનને અમે ઇષ્ટ માનેલું છે. ૨૨ જો ત્યાં વિષ્ણુની સ્થિર પ્રતિમા ન હોય તો વક્તાની આગળ દરરોજ કથાના આરંભે તેવી મૂર્તિ સ્થાપવી. ૨૩ સમાપ્તિ હોય તો હરિની મૂર્તિ સોનાની સ્થાપવી અને દરરોજ સાતે દહાડા તેનું પૂજન કરવું. ૨૪ કથાની સમાપ્તિ થાય ત્યારે તે મૂર્તિ દક્ષિણા સાથે બ્રાહ્મણને આપવી અને જેની શક્તિ ન હોય તેણે યથાશક્તિ વિધિ કરવી. ૨૫ સવારે કથાનો આરંભ કરી ત્રણ ઘડી સુધી વાંચવી અને પછી બપોરે બે ઘડી વિશ્રાન્તિ લેવી. ૨૬ અને પુરાણી વિશ્રાન્તિ લે ત્યારે બપોરે શ્રોતાઓએ ભગવાનનું મુહૂર્તવાર નામ કીર્તન કરવું. ૨૭ ભાગવત સમાપ્ત થાય એટલે ભગવાને કહેલી ગીતા રૂપી સંહિતા અર્થ સાથે સાંભળવી. જે સર્વે અર્થને આપનારી છે. ૨૮ સમાપ્તિ દિવસની કરવી અને પોતાની શક્તિ મુજબ મહાપૂજા કરવી તથા સર્વે શ્રોતાઓએ પણ વક્તાની પૂજા જેમ ઘટે તેમ કરવી. ૨૯ શ્રોતાએ નવાં એવાં રેશમી વસ્ત્રો તથા કુંડળો તથા કડાં આદિ આપવાં તથા હજાર સુવર્ણની મહોરો દક્ષિણામાં આપવી. ૩૦ જે અશક્ત હોય તેમણે એકસો આઠ મહોરો આપવી અને તેથી પણ અશક્ત હોય તેણે તો શક્તિ મુજબ ધન આપવું. ૩૧ બીજાઓએ પણ શક્તિ પ્રમાણે વસ્ત્ર તથા અલંકારની દક્ષિણા આપવી. ગૃહસ્થ ધર્મમાં રહેલાએ કાંઇક પણ આપવું તો ખરૂં. ૩૨ સુવર્ણ અથવા રૂપાની મુદ્રિકાને મોટા મુનિયોએ દક્ષિણા કહી છે. માટે થોડા ધનવાળા શ્રોતાઓએ વક્તાને તે જુદું જુદું આપવું. ૩૩ પછી મુખ્ય શ્રોતાએ સુવર્ણના સિંહનું વક્તાને મંત્ર બોલીને દાન કરવું. ૩૪ સિંહના દાનના પ્રભાવથી અઘોર વનમાં તથા ચોરના ભયવાળા રસ્તે હિંસક પ્રાણીઓ હિંસા કરતા નથી. ૩૫ અકાળ મૃત્યુને લીધે જેમની અસદ્‌ગતિ થઇ હતી તેમની શાંતિને માટે, હે રાજન્! અગાઉ પરીક્ષિત રાજાએ સોનાના સિંહનું દાન કર્યું હતું. ૩૬ શીંગડાં વાળાં તથા દાઢો વગેરે વાળાં જે હિંસક પ્રાણિઓ તેમનો રાજા સિંહજ છે માટે એ સિંહનું જે દાન આપે છે તેની અપકાળમૃત્યુથી દુર્ગતિ થતી નથી. ૩૭

પછી પ્રયત્ન વડે કરીને દૂધ આપતી એવી ગાયનું દાન વક્તાને કરવું અને પછી ગાયત્રીથી મોટો હોમ કરવો. ૩૮ પછી દુધમાંથી થયેલા દ્રવ્યો વડે શ્રોતાઓએ તલ, ડાંગેર, વગેરે દ્રવ્યોનો યથાવિધિ હોમ કરવો. ૩૯ જો હોમ કરવાની અનુકૂળતા ન હોય તો પુરૂષે ધનનું દાન આપવું; તેથી પણ સપૂર્ણ ફળ થશે તેમાં સંશય નથી. ૪૦ હે રાજન્! બીજી પણ વિધિ શ્રીમદ્ભાગવતમાં તને કહેલી છે અને બીજી આગળ કહી છે તે જાણવી. ૪૧ હે રાજન્! આ પ્રમાણેની વિધિથી જેઓ ભાગવત્‌નું શ્રવણ કરે છે તેમને આલોકમાં બધું ઇચ્છિત ફળ મળે છે તેમજ પરલોકમાં પણ મળે છે. ૪૨.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપી ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં પુરાણશ્રવણના ઉત્સવમાં ભાગવત શ્રવણ વિધિમાં શ્રોતાઓના ધર્મનું નિરૂપણ કર્યું એ નામે છઠ્ઠો અધ્યાય થયો. ૬**

## અધ્યાય સાતમો.

શ્રીનારાયણ મુનિ કહે છે—હવે હું શ્રીમદ્ભાગવતના દાનનો વિધિ તને કહું છું કે જે દાનથી, દાન કરનારને આ પૃથ્વીમાં સંપૂર્ણ ફળ મળે છે. ૧. પૂનમ ઇચ્છાની પડવે અથવા પુનમ તથા વ્રતના ઉત્સવના દિવસોનો મુખ્ય કાળ ગણેલો છે ૨ પ્રથમ શ્રીમદ્ ભાગવત્‌ના પુસ્તકને લખવું તેમાં સારાં મજબુત પૃષ્ટ રાખવામાં, અક્ષરો સ્પષ્ટ લખવા અને પરસ્પર મિશ્રિત ન હોય એવી પંક્તિઓ રાખવી, ૩ નવા પુસ્તકને નવી કલમ વડે શોધીને તેને બરાબર બાંધીને સ્થાપન કરવું. તેનું લક્ષણ તેને કહું છું. ૪ જેનો આરંભ વેદાંતનાં સૂત્રોથી તથા બ્રહ્મનું નિરૂપણ કરનારા ગાયત્રીના મંત્રોથી થાય તે શ્રીમદ્ ભાગવત્‌ને હિતકારક કહેલું છે. ૫ જેમાં વૃત્રાસુરનું વર્ણન વિસ્તારપુર્વક કરેલું છે અને જે શુકજીએ કહેલું છે તે શ્રીમદ્ ભાગવત જાણવું. ૬ જેમાં અઢાર હજાર શ્લોકો કહેલા છે જેમાં પાદ્મ, વારાહ અને બ્રાહ્મ કલ્પોની સારી કથા આદિ, મધ્યમાં અને છેવટે વૈરાગ્યના આખ્યાન સાથેની કહેલી છે તથા જેમાંની હરિલીલાની કથા રૂપી અમૃતથી દેવતાઓ આનંદ પામેલા છે તે જ. હે રાજન! ભાગવત્ વાસુદેવપરાયણ છે. તેને દાન આપવાના દિવસે રમ્ય એવા સોનાના સિંહાસન ઉપર સ્થાપવું. ૯ અગાઉ રાજા પરીક્ષિતે એ પુસ્તકને માટે અમૂલ્ય રત્નથી જડિત એવું સુવર્ણનું સિંહાસન કરાવ્યું હતું. ૧૦ ભગવાન્ શુકજીએ તે

આસન ઉપર શ્રીમદ્ ભાગવતને પધરાવીને, સાત દિવસ વાંચીને પછી શ્વેત દ્વિપમાં ગયા. ૧૧ નિર્લોભ અને નિસ્પૃહ એવા શુકદેવજી ગયા પછી રાજા પરીક્ષિતે સોનાના બાજઠ ઉપરના પુસ્તકની પૂજા કરી. ૧૨ પછી રાજા કૃપાચાર્યને એક લાખ સોનામહોરોનું દાની આપી વૈકુંઠમાં ગયો. ૧૨ એ પ્રમાણે કરવાની જેની શક્તિ ન હોય તેમણે પોતાની શક્તિને અનુસરીને રમ્ય એવું સુવર્ણનું સિંહાસન કરવું. ૧૪. જો થોડા ધનવાળો મનુષ્ય હોય તો તેણે સુવર્ણનું માત્ર એક પતરૂં ત્રણ પળના વજનનું કરવું અને તે ઉપર એ પુસ્તકનું સ્થાપન કરવું. ૧૫ જેની પાસે ઘણું જ થોડું ધન હોય તેણે અર્ધા પળના સુવર્ણનું પતરૂં કરવું. અને તે ઉપર સિંહનું ચિત્ર કાઢીને પછી તે ઉપર પુસ્તકની સ્થાપના કરવી. ૧૬. પછી ઉદાર બુદ્ધિવાળા પુરૂષે અગાઉ કહેલા મંત્ર વડે અને ગીત તથા વાજીંત્ર વગડાવી, જેવા મળે તેવા ઉપચાર વડે પુસ્તકની પૂજા કરવી. ૧૭ પછી તે મનુષ્યે શ્રીમદ્ ભાગવતના સંપૂર્ણ અભ્યાસ વાળા, જીતેંદ્રિય, હરિનો ભક્ત હોય એવા એ દાન લેનારા બ્રાહ્મણની પૂજા કરવી. ૧૮ તથા નવીન હીરાગળ વસ્ત્ર, તથા સુવર્ણના ઘરેણાં આદિથી તેમજ ગંધ, પુષ્પના હાર વગેરેથી બ્રાહ્મણની પૂજા કરીને તેને પ્રણામ કરવા. ૧૯ દાન આપનારે પૂર્વ તરફનું મુખ કરીને બેસવું અને દાન લેનારે ઉત્તર તરફનું મુખ કરવું અને પછી નીચેનો મંત્ર ભણીને સંકલ્પ કરી દાન આપવું. ૨૦ આ દાનથી, કૃષ્ણની ભક્તિમાં અંતરાય કરતાં એવાં અનેક કોટિજન્મનાં મારાં સમગ્ર પાપ તે નાશ પામો. ૨૧ વેદ સાથેનું આ દિવ્ય ભાગવત પુરાણ તે હું બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા આ બ્રાહ્મણને આપું છું, મારા ઉપર વાસુદેવ ભગવાન પ્રસન્ન થાઓ. ૨૨ મને કૃષ્ણનો વિયોગ ન થાઓ તેમજ તેમના સત્પુરૂષોનો પણ વિયોગ ન થાઓ. આ દાનથી હરિ પ્રસન્ન થાઓ અને મને ઇચ્છિત ફળ આપો. ૨૩ એ પ્રમાણે બોલીને પછી પુસ્તક આપી તે પછી દક્ષિણા આપી અને તે પછી દક્ષિણાને અનુસરતું બ્રહ્મભોજન કરાવવું. ૨૫ જે પુરૂષ એવા વિધિથી ભાગવતનું દાન આપે છે તે પ્રકાશમાન એવા વિમાનમાં બેસીને વૈકુંઠ લોકને પામે છે. ૨૬ તે બધા પ્રકારના મનોવાંછિત ભોગને પામે છે અને તેને કૃષ્ણની કૃપાથી કાંઈ પણ અપ્રાપ્ય રહેતું નથી. ૨૭ શ્રીમદ્ભાગવતના દાનથી પુત્ર ન હોય તેને પુત્ર મળે છે, નિર્ધનને ધન મળે છે અને વિદ્યાર્થીને વિદ્યા મળે છે. ૨૮ હે રાજન્! એ પ્રકારે શાસ્ત્રમાં કહેલો જે શ્રીમદ્ ભાગવતના દાનનો વિધિ એ તને કહ્યો, જેને આચરવાથી આ પૃથ્વીમાં તેમ

જ પરલોકમાં કોઈ પણ ઇચ્છા પાર ન પડે એવી રહેતી નથી. ૨૯

**ઈતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણચરિત્રરૂપી ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં પુરાણ શ્રવણના ઉત્સવમાં શ્રીમદ્ ભાગવત્‌ના દાનના વિધિનું નિરૂપણ કર્યું એ નામે સાતમો અધ્યાય થયો.**

## અધ્યાય આઠમો.

શ્રી નારાયણમુનિ કહે છે-હવે શ્રીમદ્‌ભાગવત્‌ની પૂર્ણાહુતિનો વિધિ કહું છું કે જેથી ચારે પુરૂષાર્થની સિદ્ધિ થાય. ૧ જે મનુષ્ય અડધો શ્લોક અથવા એક પદ પણ જો (ભાગવત્‌નું) પાઠ કરે તો તે જન્મ મરણથી મુકાય છે ત્યારે આખા ભાગવત્‌નો પાઠ કરનારનું તો શુ કહેવું ? ૨ જે મનુષ્ય આદરથી શક્તિ પ્રમાણે નિત્ય ભાગવત્‌નો પાઠ કરે છે તેનાં જન્મ મરણ ક્ષય પામે છે એમ બુદ્ધિમાનોની બુદ્ધિ છે. ૩ નિત્ય પાઠ કરવાનો હોય કે મહિને કે વર્ષ, ભક્તિવડે નિયમ પાળીને તેનો પાઠ કરવો. ૫ જે મનુષ્ય દશ દહાડામાં, પખવાડીયામાં, મહિને, એક ૠતુએ ભાગવત્‌નો પાઠ કરે છે તે ભોગ તેમજ મોક્ષને પામે છે. ૬ તેમાં પણ સાત દિવસની સપ્તાહને બધાથી ઉત્તમ માનેલી છે માટે સકામ અગર નિષ્કામ જનોએ એજ સાંભળવી. ૭ તેમાં પણ દરરોજ જે જે અધ્યાયનો પાઠ કરવાનો જમદગ્નિએ કહેલો છે તે સુખકારક અધ્યાયની સંખ્યા હું તમને કહું છું. ૮ પહેલા દિવસ અડતાલીશ, બીજા દિવસે એકાવન, ત્રીજા દિવસે ઓગણપચાશ, ચોથા દિવસે ત્રેપન, પાંચમા દિવસે ઓગણપચાશ, છઠ્ઠા દિવસે એકતાળીશ અને સાતમા દિવસે ચુંવાલીશ એ પ્રમાણે અનુક્રમે વાંચવા. ૯-૧૧ તેની પુર્ણાહુતિમાં પોષ માસવિના બીજા બધા માસ સારા કહ્યા છે તેમજ વારમાં શનિ અને મંગળવાર વિનાના બધા વાર સારા છે. ૧૨ તિથિઓમાં પડવે ચોથ, આઠમ અને ચૌદશ એટલી છોડીને બીજી બધી તિથિઓએ શ્રીમદ્ ભાગવત્‌નો આરંભ કરવો. ૧૩ નક્ષત્રોમાં અશ્વિણી, રેવતી, હસ્ત, પુષ્ય, મૃગ, પુનર્વસુ, અનુરાધા,અભિજિત, સ્વાતી, રોહિણી અને શ્રવણ પછીનાં ત્રણ એટલાં નક્ષત્રો પુણ્યવાન્ કહેલાં છે અને તેમાં પુરશ્ચરણનો સમારંભ કરવો. ૧૫ આગળ જે વક્તાનાં લક્ષણો કહ્યાં તે લક્ષણથી સંપન્ન એવા બ્રાહ્મણોને સારૂં મુહૂર્ત જોઇને ચારે પુરૂષાર્થની સિદ્ધ માટે વરૂણીમાં લેવા. ૧૬ તેમને દરરોજ ધોળાં વસ્ત્રો પહેરાવવાં, સોનાની વીંટીઓ આપવી, તથા આસન, પાણીનાં પાત્રો અને કાંબલી આપવી. ૧૭ તે બ્રાહ્મણોની સેવામાં બીજા બ્રાહ્મણોને રાખવા, જેઓ, તેમને ઉના પાણીથી સ્નાન કરાવે, રસોઈ

કરી આપે તથા અંગ ચોળે. ૧૮ પ્રસિદ્ધ દેવાલયમાં અથવા પુરાતન પુણ્ય-ક્ષેત્રમાં અથવા હરિમંદિરમાં પુરશ્ચરણનો આરંભ કરવો. ૧૯ ઘરમાં શ્રીકૃષ્ણની પ્રતિમાનું સ્થાપન કરીને બ્રાહ્મણોએ દરરોજ નિયમ મુજબ પારાયણ કરવું. ૨૦ ભાગવતની એકસો અને આઠ પારાયણથી પુરશ્ચરણ કહેલું છે. ૨૧ પૂર્વે કહ્યા છે તે પ્રમાણેના અધ્યાયો પુરા થાય ત્યારે વિરામ કરવો; અને સ્પષ્ટ અક્ષરે કથા વાંચવી, કોઈની સાથે વાતચિત ન કરવી. ૨૨ તે વ્રતવાળા બ્રાહ્મણે કોઈની દક્ષિણા ન લેવી તેમજ બીજા કોઈનું અન્ન કે વસ્ત્ર પણ કયારે ન લેવું. ૨૩ એક એક સમાહ પુરી થાય ત્યારે દરેક બ્રાહ્મણને જુદી જુદી સાત સાત મહોરો આપવી. ૨૪ નિયમ પ્રમાણે સંહિતાનો પાઠ કર્યાથી પુણ્ય તો ભેગું થાય છે પણ દક્ષિણા તો સૌને જુદી જુદી આપવી. ૨૫ જે મનુષ્ય સાત મહોરો આપવાને અશક્ત હોય તેણે તેથી અર્ધી આપવી અને તેથી પણ થોડા ધનવાળાએ એની પણ અર્ધી મહોરો આપવી. ૨૬ તેથી પણ ઓછી દક્ષિણા આપવાની જેની શક્તિ ન હોય તેણે બ્રાહ્મણોને શાંતિ પમાડવા પણ શક્તિથી ઉપરવટ ન થવું. ૨૭ વિષ્ણુસહસ્ર નામની પુર્ણાહુતિ પણ મોટા આદરથી કરવી કેમકે તેનાથી શાંતિ મળે છે. ૨૮ જે દિવસે પુર્ણાહુતિ કર-વાની હોય તે દહાડે ગાયત્રીના જપ માટે ઉત્તમ એવા બ્રાહ્મણોને વરૂણીમાં લાવવા. ૨૯ તે બ્રાહ્મણો પહેલાના કરતાં દશમા ભાગના લાવવા અને હોમ કરાવવો તથા તેથી દશમા ભાગનાને જમાડવા. ૩૦ કશ્યપ મુનિએ જપ અને હોમાદિકની સિદ્ધિને માટે શ્રીમદ્ભાગવતના મંત્રના વિભાગ કર્યા છે. ૩૧ કર્ત્તાની શક્તિ હોય તો તે મંત્રવડે હોમ કરવો અથવા દશમસ્કંધના મંત્રો વડે કરવો. ૩૨ કોઇ ઋષિયોએ ગાયત્રીના મંત્રવડે, અથવા કોઇએ વાસુદેવના બાર અક્ષરના મંત્રવડે હોમ કરવાનું કહેલું છે. ૩૩ હે નિષ્પાપ! હોમવાના દ્રવ્યમાં ખીરને અમૃત તુલ્ય માનેલી છે. જો હોમની અનુકૂલતાનો અભાવ હોય તો તે મંત્ર જપવાનું કહ્યું છે. ૩૪ અથવા હોમને માટે શ્રીમદ્ભાગવ-તની બાર પારાયણ કરવી અને તે બ્રાહ્મણોપાસે કરાવવી. ૩૫ પુરશ્ચરણના આરંભથી તે તેની સમાપ્તિ સુધી બ્રાહ્મણોએ તેમજ યજમાનોએ બ્રહ્મચર્ય પાળવું. ૩૬ નહીં તો જેવું કહેલું છે તેવું ફળ થતું નથી અને જેઓ બ્રહ્મચર્ય પાળે છે તેના સર્વે મનોરથો સિદ્ધ થાય છે. ૩૭ એ પ્રમાણે સંક્ષેપમાં મેં તને પુરશ્ચરણનો વિધિ કહ્યો, જે સ્કંધપુરાણમાં કહ્યો છે અને સર્વે ભોગ તથા મોક્ષનો આપનારોછે. ૩૮ હે રાજન્ એ પ્રમાણે શ્રીમદ્ભાગવતનો વિધિ મેં તને કહ્યો અને હવે તું પણ તને જ્યારે અનુકૂળતા આવે ત્યારે તે કરાવજે. ૩૯

ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણચરિત્રરૂપી ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં પુરાણ સાંભળવા રૂપી ઉત્સવમાં શ્રીમદ્ ભાગવતના પુરશ્ચરણના વિધિના નિરૂપણ નામે આઠમો અધ્યાય થયો. ૮

## અધ્યાય ૯ મો.

સુવ્રત મુનિ કહે છે—એ ઉત્તમ રાજા એ પ્રકારે ભગવાનનું વચન સાંભળીને મનમાં પ્રસન્ન થયો અને એ શ્રી હરિને નમતો હવો. ૧ તેણે દેશ તથા કાળની અનુકૂળતા જોઈ ઉત્તમ બ્રાહ્મણો પાસે ભાગવતનું પુરશ્ચરણ કરાવવાની ઇચ્છા કરી. ૨ પછી તે ભગવાને ચિત્ર વિચિત્ર વસ્ત્રો તથા કેળના થાંભલા વડે સુશોભિત એવો મંડપ બનાવરાવ્યો. ૩ પછી બીજે દિવસે પ્રાતઃકાળનું આન્હિક કર્મ કરીને તેમાં રમણીય એવું વ્યાસનું આસન કરાવ્યું. ૪ પૂર્વે કહેલા વિધિથી પુરાણીને બોલાવરાવી પુસ્તકનું પૂજન કરાવી, તેમને આસને બેસાડી તેમની પૂજા કરાવી. ૫ પછી તે પુરાણીને મૂલ્યવાળાં એવાં નવાં વસ્ત્રો તથા રેશમી સૂક્ષ્મ એવાં વસ્ત્રો પ્રથમ જ આપ્યાં. ૬ તે પ્રભુએ સુવર્ણનાં બે કુંડલો અને કડાં તથા સારી વીંટીઓ આપી અને પછી પુરાણનો આરંભ કરાવ્યો. ૭ હે રાજન્! રામપ્રતાપ અને ઇચ્છારામ એ બે ભાઇઓ શ્રોતાના ધર્મમાં રહ્યા થકા શ્રી હરિની પાસેના આસન ઉપર બેસતા હવા. ૮ પાર્ષદો પણ સભાને વિષે પોત પોતાને ઘટે તે પ્રમાણે બેઠા તેમજ ઉત્તમ અને બીજા રાજાઓ તથા મુકુંદાનંદ આદિ બ્રહ્મચારીઓ તથા મુક્તાનંદ આદિ મુનિઓ પણ ત્યાં સભામાં બેઠા તેમજ રમા તથા જયા વગેરે સમગ્ર સ્ત્રીઓ પણ બેઠી. ૯–૧૦ એ સર્વે શ્રોતાઓ સાત્વિક લક્ષણે યુક્ત હતા અને શ્રીહરિએ પોતે જ તેમને અગાઉ શિક્ષા આપેલી હતી. ૧૧ તે હરિ જો કે સર્વજ્ઞ હતા તોપણ મનુષ્ય શરીર રૂપી નાટયને અનુસરતા હોવાથી અને પોતે ધર્મ પ્રવર્તાવનારા હોવાથી બીજાઓની વડે સાંભળવા બેઠા. ૧૨ તે હરિ જે તે અધ્યાત્મનો કઠિન ભાગ આવે ત્યારે ક્યારેક ક્યારેક વક્તા અને શ્રોતાઓને સમજાવતા થકા આનંદ પમાડતા હવા. ૧૩ કથા પુરી થાય એટલે તે પ્રભુ શ્રોતાઓની સાથે ભગવાનના નામનું કીર્તન કરીને પછી તે ઉત્તમ એવા પુરાણીને કહેતા હવા. ૧૪ હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ! અમારા વણિક મોદીને ત્યાંથી તમારી ઇચ્છામાં આવે તે પ્રમાણે કાચું અન્ન તથા ઘી અને ધોળી સાકર લેજો.૧૫ તથા દરરોજ તમને ભાવે તે પ્રમાણે લાડુ આદિક ભોજન કરો, કેમકે તમારે દરરોજ શ્રમ કરવાનો છે. ૧૬ દરરોજ સવારે તમારે દુધ પીવાનું છે માટે આ બે ગાયો પણ લો, એમ કહીને એ પ્રભુએ તેમને બે દુધાળી

ગાયો આપી. ૧૭ એટલે પુરાણી બોલ્યાઃ હે સ્વામિન્! હે કૃપાનાથ! હું દરરોજ તમારી આજ્ઞાનું જ પાલન કરીશ તેમાં સંશય નથી. ૧૮ જો કદિ થોડી ઘણી શાકની સામગ્રીની અનુકૂળતા થાય તો હે પ્રભો! હું આપની આજ્ઞા તત્કાલ પાળીશ. ૧૯ એટલે શ્રીહરી જેતે પાસે ઉભેલા વૃદ્ધ માળીને હસીને કહેતા હવા કે આમને દરરોજ ઇચ્છા પ્રમાણે શાક આપજો. ૨૦ એટલે તે બ્રાહ્મણ પ્રસન્ન થયો અને બહુ થયું એમ બોલતો પોતાને ઘેર ગયો. ૨૧ તે શ્રીહરિ જે તે દરરોજ કથા સાંભળતા અને ભક્તોને આનંદ પમાડતા થકા, શ્રીમદ્‌ભાગવત્ પુરૂં થયું એટલે આગળ કહ્યા પ્રમાણેના વિધિને કરતા હવા. ૨૨ કથા વાંચનારને વસ્ત્રનું દાન કરવામાં તથા સોના-મહોરો આપવામાં તે હરિ જેતે વિધિનું ઉલ્લંઘન નહીં કરતા હવા. ૨૩ ભગવાને વાંચનારનું જે સન્માન કર્યું, તે સાંભળીને પૃથ્વીને વિષે સર્વે રાજાઓ પણ વિસ્મય પામતા હવા. ૨૪ તે શ્રીહરિએ ત્યાં આવેલા એવા બીજા બ્રાહ્મણોને પણ માગ્યો મેઘ વર્ષે તેની પેઠે દક્ષિણા આપીને સંતોષ પમાડયા. ૨૫ તે પ્રભુ એક માસ સુધી શ્રીમદ્‌ભાગવતને સાંભળીને પછી વિશેષે કરી દશમ સ્કંધ તથા પંચમ સ્કંધ સાંભળતા હવા. બે માસ સુધી તે સાંભળીને પછી ફાગણ માસમાં તે શ્રીહરિ મોટા સમારંભથી ફુલ-ડોલનો ઉત્સવ કરતા હવા. ૨૭ ત્યાર પછી રાજાઓએ ભાષ્ય સાથે શ્રીમદ્-ગીતા સાંભળી એટલામાં પુણ્યશાળી રામનવમી આવી પહોંચી. ૨૮ તે ઉત્તમ રાજાએ નિષ્કપટ થઇને પ્રભુની પ્રીતિ માટે સમારંભથી તે ઉત્સવ કર્યો. ૨૯ તે ઉત્સવ પુરો થયો એટલે પ્રભુએ ભક્તોને પોતપોતાના દેશમાં વિદાય કરીને પછી ફરીને કથાનો આરંભ કર્યો. ૩૧ વિષ્ણુ સહસ્ર નામનું જે સ્તોત્ર તે ભાષ્ય સાથે સાંભળ્યું અને કૃષ્ણપક્ષની તેરસના દિવસે તેની સમાપ્તિ કરી. ૩૨ વૈશાખ સુદ પડવાના દિવસે કૂર્મજયન્તીનો મહોત્સવ કરીને ફરી પછી બીજને દહાડે કથાનો આરંભ કર્યો. ૩૩ સ્કંદપુરાણના વૈષ્ણવ ખંડમાં રહેલું જે વાસુદેવ માહાત્મ્ય તે, તે પ્રભુએ સર્વને આનંદ પમાડવાને એક માસ સાંભળ્યું. ૩૪ પહેલા જેઠની બીજથી તે એક માસ સુધી તે શ્રીહરિએ સામવેદનું પારાયણ કરાવીને તે સાંભળ્યો. ૩૫ જેઠ સુદ દશમીને દહાડે બપોરે એકવાર ગંગાપૂજનનો ઉત્સવ કર્યો અને સાંજે તેની સમાપ્તિ કરી. ૩૬ નિર્જલા એકાદશીને દહાડે મિતાક્ષરાનો આરંભ કરીને સુદ ત્રીજને દહાડે તેની સમાપ્તિ કરી. ૩૭ ચોથને દહાડે શ્રીવરાહ ભગવાનની જન્મતિથિનો ઉત્સવ કર્યો અને બપોરે સાધુ તથા બ્રાહ્મણોને

જમાડયા. ૩૮ હે રાજન્! પછી નાગપંચમીને દિવસે શ્રીહરિએ ભક્તોને આનંદ પમાડી વિદુરનીતિ સાંભળવાનો આરંભ કર્યો. ૩૯ પછી શ્રીહરિએ શ્રાવણ માસની પૂનમે રક્ષાબંધન કર્યા બાદ વક્તાને વસ્ત્ર તથા ઘરેણાંથી સંતોષ પમાડયો. ૪૦ એ પ્રકારે શ્રીવાસુદેવ જેતે પોતાના આશ્રિતોનાં નેત્રોને આનંદ આપતા, અને પુર્ણીમાના ચંદ્રસમાન્, મનુષ્ય રૂપી વેશને ધરતા સર્વે પૃથ્વીમાં ધર્મને સ્થાપન કરતા પોતાના આશ્રિતોના હૃદયમાંથી ન જીતાય એવો કળિયુગના બળવાળો જે અધર્મ તે ઉખાડી નાંખતા એવા શ્રી સ્વામિનારાયણ નામના મુનિ ગુરૂ વિચરતા હવા. ૪૧

**ઇતિશ્રી સત્સંગીજીવનમાં નારાયણચરિત્રરૂપી ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં પુરાણ શ્રવણના ઉત્સવમાં શ્રીમદ્‌ભાગવત્‌ના શ્રવણમાં વકતાનું સન્માન કેમ કરવું તેના નિરૂપણ નામે નવમો અધ્યાય થયો ૯.**

## અધ્યાય ૧૦ મો.

સુવ્રત કહે છે—તે પ્રભુ પુરાણીને ગાજતે વાજતે તેમને ઘેર પહોંચાડીને પછી લીંમડા નીચે કરેલી વેદી ઉપર વિરાજમાન થતા હવા. ૧ એટલામાં ત્યાં સારંગપુરના રાજા જીવવર્મા તથા દેવીકા નામે દૃઢ વ્રતવાળાં તેમનાં કુમારી ત્યાં આવતાં હતાં. ૨ તથા ક્ષત્રીયોમાં વીર એવા રાઠો પોતાની પુત્રી માલતી સાથે ત્યાં આવ્યા તેમ જ પુંજા નામના મહાન્ ભગવાન્‌ના ભક્ત આવ્યા. ૩ તે ભગવાન્‌ના માનીતા એવા એમણે ભગવાન્‌ને પ્રણામ કર્યા પછી તે ભગવાન્‌ની આગળ બેઠા અને મોટા આનંદથી દર્શન કર્યાં. ૪ શ્રીહરિએ તેમનું સ્વાગત કર્યું સમાચાર પુછ્યા એટલે તે નમ્રતાવાળા ભક્તોએ વિનયથી બે હાથ જોડીને કહ્યું: “ હે ભગવાન્ ! હે સંસારનાં બંધનને તોડી નાંખનાર ! આપ સાક્ષાત્ ઇશ્વર છો, આપને સારંગપુરમાં લઇ જવા માટે અમે અત્રે આવેલા છીએ. ૬ ગમે તો ધનાઢય હોય કે ગરીબ હોય પણ ભકતોમાં આપને કોઇ મોટું નાનું નથી હોતું, ઇશ્વર તો સમદર્શી હોય છે માટે અમારા ઉપર દયા કરો. ૭ હે નાથ ! જન્માષ્ટમીનો ઉત્સવ તો અમારા નગરમાં જ કરવો જોઇએ; અમારૂં જે કાંઇ દ્રવ્ય છે તે આપનું જ છે એમ નિશ્ચય માનજો. ૮ હે ભક્તવત્સલ ! સ્વામિન્ ! અમે આપની પાસે એટલું માંગીએ છીએ અને હે નાથ ! તમે, તમારા પરાયણ એવા જે અમે તે અમને એટલું આપવા યોગ્ય છો. ૯ એ પ્રમાણે પ્રાર્થના કર્યા એવા એ સ્વામી જે તે, તેમને નિષ્કપટ ચિત્તવાળા જાણીને બોલ્યા: હે

ભકતો ! હું નિશ્ચે ત્યાં આવીશજ. ૧૦ હે પાપરહિત એવા તમો આગળ જઇને ઉત્સવનો સમારંભ કરો, હું પાંચમના દિવસે ત્યાં આવીશ તેમાં સંશય નથી. ૧૧ એ પ્રમાણે ભગવાનનું વાકય સાંભળીને અતિશય પ્રસન્ન મનવાળા એ ભકતો બોલતા હવાઃ હે ભગવન્ ! સમગ્ર ભકતોને સાથે લઇને આવજો. ૧૨ ભગવાને એ પ્રમાણે કહ્યું એટલે જીવવર્માએ ઉત્તમ ( દાદાખાચર ) રાજાને તેમ જ બીજા ભકતોને પણ આમંત્રણ આપ્યું. ૧૩ પછી તે પોતાના શહેર પાછા જવાની ઇચ્છાવાળા એવા જીવવર્મા તથા રાઠાદિને ઉત્તમ રાજાએ જમાડયા. ૧૪ ત્યાં ભોજન કરી પોતાના નગરે જઇને તેમણે પછી આદરથી સમારંભ કર્યો તેમાં અન્ન, પાણી, વાસણ, પાથરણ, કાષ્ટ, શાક તથા ઘી વગેરેનો સંગ્રહ કર્યો. ૧૫ પછી ભગવાન્ પોતે પણ પાંચમને દિવસે ઉત્તમ રાજા, બીજા પાર્ષદો તથા અન્ય ભકતોથી વીંટાઇને તે સારંગપુર નગરમાં જતા હવા. ૧૬ ત્વરિત ગતિવાળી : અને અરૂણ જેવા રંગવાળી સારી ચાલ ચાલતી એવી ઘોડી ઉપર અસ્વાર થઇ કોમળ એવા ડાબા હાથમાં ચાબુક ધારણ કરી સર્વ શ્વેત વસ્ત્રો પહેરેલા એવા એ ઇશ્વર બીજા સોમલાખાચર વગેરે ઘોડેસ્વાર ભકતોથી વીંટાઇને ગયા. ૧૭ રામપ્રતાપજી કેસરી ઘોડા ઉપર સ્વાર થયા અને તેમની પછી ઇચ્છારામજી રોહિત ઘોડા ઉપર સ્વાર થઇને ગયા. ૧૮ જયા તથા રમા આદિ સ્ત્રીઓ, ભગવાન્ પોતાને પુછયા વિનાના જાય છે અને તેથી લાંબો કાળ જશે એવી શંકાથી પાછળ જતી હવી. સારંગપુરના લોકો એ શ્રીહરિને આવેલા સાંભળીને વાજીંત્રના ઘોષ કરાવતા સામૈયું કરવાને ગયા. ૨૦ હરિને દૂરથી જ જોઇને પ્રેમને લીધે તેમનાં નેત્રોમાંથી આંસુ આવ્યાં અને તેઓ સન્મુખ જઇને દંડવત કરવા લાગ્યા. ૨૧ તે હરિની યથાયોગ્ય સંભાવના કરી અને પછી તેમને પુરમાં પ્રવેશ કરાવી જીવાખાચરને ત્યાં ઉતારો કરાવ્યો. ૨૨ જયા વગેરે સ્ત્રીઓને રાઠાભક્તના મકાને અને બીજાઓને પણ જેમ ઘટે તેમ ઉતારો અપાયો. ૨૩ ઉરમાં ઉત્સુક એવા એ જીવવર્મા તથા પુરવાસીઓએ ભગવાન્ એવા તે હરિનું ઘટે તેમ આતિથ્ય કરીને તેમને પ્રસન્ન કર્યાં. ૨૪ ત્યાં ગૃહસ્થો અને ત્યાગીઓનાં મોટાં ટોળે ટોળાં દેશ દેશથી આવી પહોચ્યા અને પુરના લોકોએ તેમને ઉતારા આપ્યા. ૨૫ તે સઘળાઓ ભગવાનનાં દર્શન કરીને મોટા આનંદને પામતા હવા અને શ્રી હરિએ પણ જેમ ઘટે તેમ તે સર્વેનું સન્માન કર્યું. ૨૬ તે નગરમાં હરિભક્ત એવાં સ્ત્રી તથા પુરૂષોનાં અને તપસ્વી મુનિનાં ટોળેટોળાં એટલાં બધાં

આવ્યાં કે જેથી શહેર પણ ભરાઇ ગયું. ૨૭ તે પછી ફલ્ગુ નદીના તટથી તે ધોળી નદીના તટસુધી જમીન ઉપર વિશાળ સભા કરી. ૨૮ ત્યાં ઊંચા એવા સિંહાસન ઉપર રાત્રે પ્રભુ જેતે ચડયા અને તેમની આગળ ભક્તો બેસતા હવા. ૨૯ ત્યાં જ્ઞાન તથા તપથી વૃદ્ધ એવાં મનુષ્યો પ્રભુની આગળ બેસતા હવા અને તેમની પછી તપસ્વી એવા વયોવૃદ્ધ બેસતા હવા. ૩૦ તેમની પછી તરૂણ એવા મુનિયો અને તે પછી કિશોરવયના સર્વે મુનિ બેસતા હવા. ૩૧ રામપ્રતાપજી જે ભગવાનના ભાઇ હતા તેઓ તેમના સિંહાસનની નજીક ઉત્તમ એવા આસન ઉપર બેસતા હવા. ૩૨ પ્રભુના દક્ષિણ ભાગે શાસ્ત્રના જ્ઞાનમાં તથા તપમાં અધિક એવા બ્રાહ્મણો બેસતા હવા અને તેમથી પછી વયોવૃદ્ધ એવા દ્વિજાતિના પુરૂષો બેઠા. ૩૩ ભગવાનની ડાબી તરફ સોમલોખાચર વગેરે મુખ્ય પાર્ષદો બેઠા અને તેમની પછી જીવવર્મા વગેરે રાજા બેઠા. ૩૪ મુકુંદાનંદ વગેરે જે નૈષ્ઠિક બ્રહ્મચારીઓ જે ભગવાનની સેવામાં જ હતા તેઓ સિંહાસનના પ્રાંત ભાગમાં રહ્યા. ૩૫ ભગુજી, નાજો ભીમ વગેરે શસ્ત્રધારી ક્ષત્રીયો ભગવાનની પાછળ સૌના ઉપર દૃષ્ટિ પડે તે રીતે ઉભા. ૩૬ મુનિઓ અને પાર્ષદોની વચ્ચે નૈષ્ઠિક વ્રતવાળા વાસુદેવાનંદસ્વામી વગેરે બ્રહ્મચારીઓ બેસતા હવા. ૩૭ એ સર્વે સ્વસ્તિકાસનનો જ આશ્રય કરીને અને અંગની ચપળતા છોડી દઇને તે સભામાં બેસતા હવા ૩૮ એ સર્વેની પાછળ ક્ષત્રી જાતિના લોકો ભગવાનમાં મન જોડીને બેસતા હવા. ૩૯ તેમની પાછળ શૂદ્ર લોકો, તેમની પછી બીજા લોકો એકાગ્રદષ્ટિથી અને મર્યાદાસર બેસતા હવા. ૪૦ તેથી દૂર સ્ત્રીયોનાં ટોળાં પોતપોતાની મર્યાદા સાથે અને સિંહાસન ઉપર બેઠેલા ભગવાનને જોતા થકાં બેઠાં. ૪૧ હે રાજન્! એ પ્રમાણે સભામાં બેઠેલા પોતાના સમગ્ર આશ્રિત ભક્તોમાં તેમને આનંદ પમાડતા, અમૃતનાં સરખાં વચનો પુરાણરૂષિ એવા તે શ્રીહરિ બોલતા હવા. ૪૨.

**ઇતિ શ્રી સત્સંગી જીવનના નારાયણ ચરિત્રરૂપી ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં સારંગપુરમાં જન્માષ્ટમીના ઉત્સવમાં ભગવાને સભા ભરી એના નિરૂપણ નામે દશમો અધ્યાય થયો. ૧૦.**

## અધ્યાય ૧૧ મો.

શ્રી નારાયણ મુનિ કહે છે—હે મારા ભક્તો! તમે સર્વે મારાં આ હિતકારક એવું વાકય તેને સાંભળો; આવતી કાલે સાક્ષાત શ્રીવાસુદેવ ભગ-

વાની જન્મતિથિ છે એમ સાંભળ્યું છે. ૧ તેનું વ્રત મારા આશ્રિત એવા સર્વે ભક્તોએ કરવાનું છે. ૨ અને શ્રીકૃષ્ણ જેમ અમારા ઇષ્ટ હોય તે પ્રમાણે જ તે વ્રત કરવાનું છે. તેનું યથા શાસ્ત્ર સકળ વિધાન મારા આશ્રિત જે તમે તે તમને કહું છું તે સાંભળીને તે વ્રત તે પ્રકારે કરવું. ૩ વેધવિનાની સાતમ રોહિણી નક્ષત્ર તથા બુધવારના યોગવાળી એવી હોય તેની મધ્ય રાત્રી જતાં જે આઠમ આવે તે કૃષ્ણ જન્માષ્ટમી અમે માનેલી છે. ૪ જે આઠમ રોહિણી નક્ષત્ર સાથે જયાં રાત્રે જણાય તેને મુખ્ય કાળ જાણવો અને શ્રીહરિ તે સમયે પ્રકટ થાય છે. ૫ કેટલા વિદ્વાનો પોતાનો મત સ્થાપન કરવા માટે આ જન્માષ્ટમીના વ્રતના નિર્ણયમાં ઘણા વાદ વિવાદ કરે છે. ૬ કેટલાકો એમ કહે છે કે જન્માષ્ટમી તથા જયન્તી એવાં બે વ્રત છે અને કેટલાક વિદ્વાનો એક જ વ્રત છે એમ કહે છે. ૭ કેટલાક કહે છે કે કૃષ્ણજન્મ રાત્રે થાય છે માટે તે જયન્તી છે. અને કેટલાકો આઠમને રોહિણીના યોગવાળી હોય તો તેને જયન્તી કહે છે. ડાહ્યા મનુષ્યો કહે છે કે ચંદ્રમા ઉદય પામ્યા પછી જો સહજ પણ આઠમ હોય તો તેને અષ્ટમી ગણવી અને કેટલાકો કહે છે કે સૂર્યનો ઉદય થયા પછી કંઇક અષ્ટમી હોય તો તેને ગણવી. ૮–૯ કેટલાક, અષ્ટમીને અંગે પારણાં કરવાના પક્ષવાળા હોઇને સપ્તમીના વેધવાળી આઠમે જ વ્રત કરવાની પ્રશંસા કરે છે. ૧૦ કેટલાકો વળી ઉત્સવના અંતે પારણાં કરવાના પક્ષવાળા હોઇને પણ સાતમના વેધવાળી આઠમ ન લેતાં નવમી સાથેએ આઠમ લે છે. ૧૧ કેટલાકો વળી ઉપવાસ તિથિને સૂર્યોદયની સાથે સંબંધવાળી ગણે છે અને કેટલાકો વળી કર્મકાળ પ્રમાણે વર્તે છે. ૧૨ કેટલાકો સાતમના વેધવાળી કે શુદ્ધ અષ્ટમીની પરવા કરતા નથી પણ માત્ર રોહિણી નક્ષત્રનો યોગ જોઇને જ વ્રત કરે છે. ૧૩. વગેરે બહુ પ્રકારના વાદ આ વ્રતમાં છે અને તે વાદ વિદ્વાનોએ ઋષિપ્રણિત ગ્રંથોના આધારે કરેલા છે. ૧૪ તે સર્વે સપ્રમાણ છે અને તેમાં શિષ્ટોએ નિશ્ચય કરેલો છે હવે હું સર્વે સંશય છેદવાને પક્ષ કહું છું. ૧૫ જયારે આગલે દિવસે રોહિણી નક્ષત્ર અને બુધવારનો સંયોગ હોય ત્યારે મધ્યરાત્રી પછી આઠમ હોય અને તે પછીની બીજી મધ્યરાત્રીએ આઠમ ન હોય તો પછી એ આઠમ સાતમના વેધવાળી હોય તોપણ તે આઠમનું વ્રત કરવું તેનાં પારણાં તિથિના અંતે સવારે વ્રતધારીઓએ કરવાં. ૧૭ સપ્તમી સાથેની અષ્ટમીને અગ્નિપુરાણ વગેરેમાં વિશેષ યોગથી કહેલી છે પણ બીજી રીતે કેવળ અષ્ટમી ન લેવી. ૧૮ આગલા દહાડે આગળ

કહે । સપ્તમી યોગ હોય પણ બીજા દહાડે પણ રાત્રે કેવળ આઠમ હોય તો શક્તિવાળા પુરૂષે બે ઉપવાસ કરવા. જો બે ઉપવાસ કરવાની શક્તિ ન હોય તો બીજા દિવસનો એક ઉપવાસ કરવો. ૨૦ જો બુધવાર, આઠમ અને રોહિણી નક્ષત્રનો યોગ મધ્યરાત્રી પછી હોય તો ડાહ્યા મનુષ્યોએ સાતમના વેધવાળી આઠમ ન કરવી. ૨૧ બુધવાર ન હોય અને રોહિણી નક્ષત્રનો યોગ હોય તોપણ સાતમના વેધવાળી છોડીને શુદ્ધ આઠમ જ લેવી. ૨૨ નક્ષત્રવિના પણ આઠમ નવમીવાળી કરવી; નક્ષત્રનો યોગ હોય પણ સાતમવાળી આઠમ ન કરવી ૨૩ જો આઠમ પળ, ઘડી અથવા મુહુર્ત વાર હોય તોપણ તે પછી નવમી જ લેવી પણ સાતમવાળી આઠમ તો ગ્રહણ ન જ કરવી. ૨૪ જો સાતમના વેધવાળી આઠમનો ક્ષય હોય તો તે પછીની તિથિએ વ્રત કરવું. ૨૫ જો બે આઠમો હોય તો નવમીના વેધવાળી આઠમને કેટલાક વૈષ્ણવોએ ઉત્તમ કહી છે. ૨૬ બહુ કાળની આઠમ હોય અને વેધનો અભાવ હોય તો પહેલી આઠમ લેવી એમ ગોસ્વામીનો મત છે અને આપણે પણ એજ લેવી. ૨૭ એ પ્રમાણે સંક્ષેપમાં બધો સાર કહ્યો છે, એ મતનો આશ્રય કરીને જન્માષ્ટમીનો નિર્ણય સમજવો. ૨૮ એ વ્રત કરનારા પુરૂષે સાતમને દહાડે થોડું જમવું અને જીતેંદ્રિય થઇને કૃષ્ણનું ચિંતવન્ કરતાં કરતાં રાત્રે સુઇ જવું. ૨૯ બ્રાહ્મમુહૂર્તમાં ઉઠીને પછી નિત્યવિધિ કરીને પછી બપોરે નદી જઈ વિધિપૂર્વક સ્નાન કરવું. ૩૦ ત્યાં અંઘેડો અથવા સમડીનું દાતણ કરીને પછી તલના અથવા આંબળાના તેલવડે માટી સાથે સ્નાન કરવું. ૩૧ તે પછી તે પવિત્ર વ્રતવાળાએ મધ્યાનનો વિધિ કરીને ઘેર આવી કેળના થાંભલાથી શોભિત એવો રમ્યમંડપ બનાવવો.વિચિત્ર વસ્ત્રો તથા પુષ્પો તથા આસોપાલવનાં પાંદડાં વડે તથા નાના પ્રકારના સારા રંગોથી ત્યાં ચિત્રામણ કરાવવાં. ૩૩ તે મંડપને શ્વેત, પીળાં, રાતાં, કાબરચીત્રાં તથા લીલાં વસ્ત્રોથી તથા નવા કલશોથી શોભાયમાન કરવો. ૩૪ તે મંડપને અનેક પાંદડાં તથા ફળોવડે તથા દીવાઓવડે તથા પુષ્પની માળાઓવડે તથા ચંદન અગરના ધુપવડે શોભાયમાન કરવો. ૩૫ તેની મધ્યમાં દેવકીનું એક સુતિકાગૃહ કલ્પવું તથા ત્યાં નાળછેદ કરનારી એક દાયણની કલ્પના કરવી. ૩૬ તેના મધ્યમાં રમણીય મંચકમાં દેવકીની સ્થાપના કરવી અને તેમના ખોળામાં ધાવતા એવા બાળકૃષ્ણની કલ્પના કરવી. ૩૭ એ સુતિકા ગૃહના એક પ્રદેશમાં યશોદાની સ્થાપના કલ્પવી અને ગોકુળમાં જેમ તેમણે એક કન્યાને જન્મ આપેલો તેવી કલ્પના કરવી. ૩૮ તથા નંદ, વસુદેવ, ગોવાળીઆ, ગોપીઓ અને ગાયોના

કલ્પના કરવી. વળી કૃષ્ણની બાળલીલાની પણ ત્યાં ઘટે તેમ કલ્પના કરવી. ૩૯ રોહિણી, બળદેવ, ષષ્ટીદેવી તથા પૃથ્વી, બ્રહ્મા, રોહિણીનક્ષત્ર એ પ્રમાણે આઠમને દહાડે કલ્પવું. ૪૦ માર્કંડેય, બળિ, વ્યાસ, હનૂમાન, વિભિષણ, કૃપાચાર્ય, પરશુરામ, એ સાત ચિરંજીવીઓની કલ્પના કરવી. ૪૧ અપ્સરો ત્યાં નૃત્ય કરે છે તથા ગાંધર્વો ગીત ગાય છે એવાં તથા કાલિનાગ અને યમુનાનો ધરો એ વગેરે ચિત્રો કાઢવાં. ૪૨ એ પ્રમાણે જે કાંઇ શક્તિ અને બુદ્ધિ પ્રમાણે ચિત્રાવીને પ્રયત્ન વડે ભકતે પૂજા કરવી ૪૩ વળી પોતાની શક્તિ પ્રમાણે સ્ત્રીએ શ્રીકૃષ્ણ વગેરેની સુવર્ણની મૂર્તિયોની પૂજા કરવી. ૪૪ જેવી ભેટ મળે તેવી ભેટ વડે શ્રીકૃષ્ણના વ્રતના ગ્રંથમાં જે દેવતાના મંત્રો કહ્યા હોય તે સાથે સેવા કરવી ૪૫ દેવકી આદિની સાથે શ્રીકૃષ્ણની તેમને ગીત તથા વાદ્યની સાથે વિધિપૂર્વક પૂજા કરીને પછી તેમના પાર્ષદોને પૂજવા. ૪૬ સર્વે દેવોની પૂજા કરી અને પૃથ્વી ઉપર દંડવત્ કરી બ્રાહ્મણોની પૂજા કરીને પછી તેમને દક્ષિણા આપવી. ૪૭ પછી મુહૂર્ત જોઇને પારણાને વિષે બાળ એવા કૃષ્ણને આદરથી પૂજા કરીને પધરાવીને ધીમે ધીમે હિંડોળવા. ૪૮ વળી તેમના જન્મના અધ્યાયમાં કહેલી કથાને ભક્તિભાવપૂર્વક સાંભળવી. પછી કુશાસન ઉપર બેસીને તે વ્રતવાળા પુરૂષે જાગરણ કરવું. ૪૯ સવારમાં મૂર્તિનું પૂજન કરી તેનું દાન આપવું અને પછી બ્રાહ્મણને જમાડીને પોતે પારણાં કરવાં. ૫૦ સર્વે ઉપવાસમાં દિવસનું પારણું કરવું તે ઇચ્છવા યોગ્ય છે. રાત્રે પારણાં કરવાં નહીં. પારણામાં પ્રથમ શ્રીહરિનું પંચામૃત લેવું. ૫૧ એજ વિધાનથી પ્રતિમાઓ એકત્ર કરીને જે મનુષ્યો કૃષ્ણાષ્ટમીનું વ્રત કરે તો તે પોતાની ઇચ્છિત વસ્તુ મેળવે છે. ૫૨ એ જ પ્રકારે વર્ષ પુરૂં થયાનું વ્રત જીતેન્દ્રિય થઇને કરે અને મહાપૂજા પુરી થાય એટલે ગાય તથા શય્યાનું દાન આપે ૫૩ એ વ્રતવાળાએ પ્રથમ અથવા વ્રતના અંતે અથવા મધ્યમાં ઉદ્યાપન કરવું, જેથી એ વ્રત બધાં અંગો સાથે સર્વે મનોરથોને પાર પાડે છે ૫૪. જે વાર્ષિક વ્રત હોય તે વિધિપૂર્વક દરવર્ષે કરવાં. તે પછી એ વ્રત કરનાર ઉપર કૃષ્ણ ભગવાન્ નિશ્ચે પ્રસન્ન થાય છે. ૫૫ આ વ્રતનું ઉદ્યાપન સમાસપૂર્વક હું કહું છું. ઉત્તમ એવા મંડપમાં સર્વે તરફથી કલ્યાણકર એવું મંડળ રચવું. ૫૬ તેના ઉપર તાંબાનો ઘડો જળથી ભરેલો હોય તેનું સ્થાપન કરવું અને તેના ઉપર સારા રત્ન સાથેનું ધોળું વસ્ત્ર વીંટાળવું. ૫૭ પાંચ પલ્લવવાળાં આવાં પૂર્ણ પાત્ર સાથે

સુવર્ણના હરિ દેવકીએ સહિત કરવા. ૫૮ અશક્ત હોય તેણે તેથી અર્ધાની હરિની મૂર્તિ કરવી અને એ વ્રતવાળાએ એક મૂર્તિ રોહિણી સાથેની કૃષ્ણની કરીને પૂજવી. ૫૯ ચોવીસ થાળીઓમાં ખીર ભરીને તેને શ્રીહરિને ધરાવીને પછી તે બ્રાહ્મણને આપવી. ૬૦ હરિમંદિરમાં ઘીની દીપમાળાઓ કરાવીને પછી પુરૂષસૂક્તથી કે હરિના નામથી હોમ કરવો. ૬૧ પછી ચોવિસ બ્રાહ્મણોને ભોજન કરાવવું તથા તેમની ગંધ, વસ્ત્ર તથા ઘરેણાંથી યથાશક્તિ પૂજા કરવી. ૬૨ પછી શ્રીકૃષ્ણની પ્રસન્નતાને માટે બધા સામાન સાથેનો ત્રાંબાનો ઘડો તથા સૂવર્ણ અને ગાયનું પોતાની શક્તિ પ્રમાણે વિધિસર બ્રાહ્મણને દાન આપવું ૬૩ તે ઉપરાંત ઘીનું પાત્ર, તેલનું પાત્ર, વીંટી, કમંડળ, જોડા, વસ્ત્રો તથા શય્યાનું દાન આપવું. ૬૪ શ્રાદ્ધમાં, દાનમાં, તથા હોમમાં, તીર્થયાત્રા તથા વ્રતમાં, જો તમારે પુષ્કળ ધનની ઇચ્છા હોય તો કંજુસાઈ ન કરવી. ૬૫ જે મનુષ્ય પાત્ર એવા ધર્મકાર્યમાં કંજુસાઈ કરે છે તે સર્વે ધર્મથી મુકાઇને નરકમાં પડે છે. ૬૬ સર્વે વ્રતોમાં બ્રહ્મચર્યાદિક યમો સ્ત્રીઓ તેમજ પુરૂષોએ સર્વે પ્રયત્નો વડે પામવા. ૬૭ આ પ્રમાણે મથુરામાં જન્મેલા અને રૂક્ષ્મણિના પતિ તથા દ્વારકા નાથનું ઇચ્છિત વર આપે એવું અને પુણ્યકારક વ્રત કહું છું. ૬૮ જે અધમ મનુષ્ય શ્રીકૃષ્ણના જન્મદિવસે ભોજન કરે છે તે માતૃગામી થાય છે અને તેને બ્રહ્મહત્યા લાગે છે. ૬૯ ઉપવાસ કરવાની શક્તિ ન હોય તો ફલાહાર વગેરેથી યથાશક્તિ વ્રત કરવું તેમાં પાણી પીવું પણ અન્ન તો કયારેય ન લેવું ૭૦ એ પ્રકારે ભક્ત એવા જે તમો તે તમને જન્માષ્ટમીનું વ્રત કરવાનો વિધિ સમાસપૂર્વક કહ્યો અને તે મારા આશ્રિત એવા તમારે કરવો. ૭૧ જે મનુષ્ય આ વિધિને ભક્તિથી સાંભળશે અથવા તો ચિત્ત દઇને તેને ભણશે તેને પણ વ્રતનું ફળ મળશે તેમાં સંશય નથી. ૭૨

સુવ્રત કહે છે–એ પ્રકારે પોતાના ભક્તોને પ્રસન્ન કર્યા અને સૌ મનુષ્યો પોતપોતાના સ્થાને ગયા. ૭૩ હે રાજેન્દ્ર! પછી સંધ્યાકાળનો સર્વે વિધિ કરીને શ્રીકૃષ્ણનું નામ મુખે જપતાં જપતાં રાત્રીના બે પહોર વીત્યા બાદ તે હરિ જે તે શયન કરતા હવા. ૭૪

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણચરિત્રરૂપી ધર્મશાસ્ત્ર ના ચોથાપ્રકરણમાં સારંગપુરમાં જન્માષ્ટમીના ઉત્સવના વ્રતના વિધિનું નિરૂપણ કર્યું એ નામે અગીઆરમો અધ્યાય થયો. ૧૧**

## અધ્યાય ૧૨ મો,

સુવ્રત કહે છે—હે રાજન્! સવારે ઉઠીને તે ભગવાને આઠમના દિવસે સવારનો વિધિ કરીને પછી પૂજાનો મહોત્સવ કરાવ્યો ૧ બ્રહ્મચારીઓએ પ્રથમ ઉદ્ધવના સ્વામીની પૂજા કરીને પછી પાર્ષદો પાસે રમણીય મંડપ બંધાવ્યો. ૨ એ મંડપ ચિત્ર વિચિત્ર વસ્ત્રોથી તથા કેળના થાંભલાથી સુશોભિત કર્યો અને તેમાં શોભા માટે દેવતાનું સિંહાસન કર્યું. ૩ તે દિવસે સર્વે ભક્તજનો નિહારાર રહ્યા અને રાત્રે પુજવા માટે સુવર્ણની મૂર્તિ કરાવી. ૪ આખો દિવસ કૃષ્ણનાં કીર્તન ગાવામાં ગાળ્યો અને રાત્રે સ્નાન કરીને ઉપર કહેલા વિધિથી મહાપુજા કરી. ૫ દેવકીના પુત્ર એવા કૃષ્ણનું તથા યશોદા અને બીજા દેવતાઓને પંચામૃતથી સ્નાન કરાવી જળવડે તેમનો અભિષેક કર્યો. ૬ મોટો અભિષેક કર્યા કેડે નવાં વસ્ત્ર તથા ભૂષણથી તથા સુગંધી એવા ચંદન વડે અને શુભ કંકુ તથા ચોખાથી તથા નાના પ્રકારનાં સુગંધીવાળાં પુષ્પોથી તથા તુલસીનાં પાંદડાંથી તથા ધરો, બીલીપત્ર તથા કેતકીથી તેમની પૂજા કરી. ૮ દરેક પત્રે વિષ્ણુના નામના મંત્રનો ઉચ્ચાર કરતાં કરતાં, સુંદર હજાર તુલસીપત્રથી કૃષ્ણનું પૂજન કર્યું. ૯ પછી ધૂપ તથા દીપ અને ચાર[1] પ્રકારનું નિવેદ ધરાવીને પછી ફલ, સોપારી અને દક્ષિણા મુકીને પુજન કર્યું. ૧૦ પછી મોટી આરતિ કરી પુષ્પાંજલી અર્પણ કરી પછી નમસ્કાર કરી બ્રાહ્મણોની પૂજા કરી તે પૂજાની સમાપ્તિ કરી. ૧૧ પછી પ્રીતિથી કૃષ્ણને ઝૂલાવીને તેમનું ચરિત્ર જે ભાગવત્‌માં કહેલું છે તે સાંભળતાં સાંભળતાં તે રાત્રી નિર્ગમન કરી ૧૨ સવારે ફરીને નિત્ય વિધિ કરીને પછી પૂજન કરી, મૂર્તિ બ્રાહ્મણોને આપી દઈ વિપ્રોને જમાડયા. ૧૩ પછી પારણાં કરવાની ઇચ્છાવાળા એવા પોતાના ભકતોને જોઈને તેમને દર્શન આપી પછી તે પ્રભુએ પારણાં કર્યાં ૧૪ બીજા પહોરે નદીના સુંદર તીરે ભરેલી સભામાં પોતાના ભકતોથી વીંટાઇને બેઠેલા એવા તેમણે સદ્ધર્મની શિક્ષા આપી ૧૫ વિદ્વાન્ એવા પોતાના ભકતોના સંશયો પણ અનેક પ્રશ્નોત્તરવડે છેદીને પોતાનો નિર્મળ યશ તેને વિસ્તારતા હવા. ૧૬ તે હરિને, શ્વેત, પીળાં તથા રાતાં એવાં વસ્ત્રોથી તથા સોનાનાં ઘરેણાંથી તે સર્વે ભકતો આદરથી પૂજતા હવા. ૧૭ ચંદન, પુષ્પહાર તથા મોતીની માળાઓથી તથા અનેકપ્રકારની

---

૧ ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય.

ભેટ સામગ્રીથી તે હરિનું પૂજન કરી તેમને નમસ્કાર કરતા હવા. ૧૮ તે નગરના સર્વે લોકો પણ પોતાની સ્ત્રીઓ સાથે દંભ ત્યાગ કરીને તે પ્રભુને પ્રસન્ન કરતા હવા. ૧૯ દેશાંતરથી આવેલા સેંકડો જનોએ તે ભક્તવત્સલ એવા ભગવાનને મુનિયો તથા પાર્ષદો સાથે ભોજન કરાવતા હવા ૨૦ પછી તે ભક્તોના મનોરથો પૂર્ણ કરવાને ઈચ્છતા એવા તે ભગવાન્ તેમની પ્રાર્થનાથી રાજી થયા. ૨૧ પછી ધનવાન્ એવા ભકતોએ મુનિ તથા પાર્ષદોએ સહિત એવા તે ભગવાન્‌ને ભક્તિથી તે દિવસે જમાડયા. ૨૨ એ પ્રકારે વસતા એવા ભકતોના આનંદના સમુદ્ર એવા એ હરિને શ્રાવણ માસ પુરો થયો અને પછી રૂષિપંચમી આવી ૨૩ તે વ્રત સર્વે સ્ત્રીઓએ સપ્તર્ષી પૂજન સાથે કર્યું જેથી આખા વર્ષના રજોદર્શનના દોષોનો નાશ કર્યો. ૨૪

**ઇતિશ્રી સત્સંગ જીવનમાં નારાયણ ચરિત્રરૂપી ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં જન્માષ્ટમીના ઉત્સવ વ્રત નિરૂપણ નામનો બારમો અધ્યાય થયો. ૧૨**

## અધ્યાય ૧૩ મો.

સુવ્રત મુનિ કહે છે—હે રાજન્ ! હવે રાધાષ્ટમી આવી એટલે તે પ્રભુએ કૃષ્ણ તથા રાધિકાનું પૂજન કરી બપોરે ઉત્સવ કર્યો ૧ પછી તે ભગવાને હજારો બ્રાહ્મણોને જમાડીને પોતાના ભકતો સાથે જમી પોતે ઉત્તમ એવા સિંહાસન ઉપર બેસતા હવા. ૨ તે ગામમાં તે ભગવાનના દર્શનાર્થે બીજા ઘણા ભકતો દરરોજ આવતા હવા ૩ અને તેઓ દરરોજ તે ભગવાનને પોતાને ગામ આવવા પ્રાર્થના કરતા હવા અને તે પ્રભુ જે તે તેમને 'હું તમારે ગામ આવીશ' એ પ્રકારે કહેતા હવા. ૪ તે દિવસે તે ગામમાં કોઈ ગામના આગેવાનો તે હરિને પોતાને ગામ લઈ જવાનો દૃઢ નિશ્ચય કરી એકચિત્ત થઇને આવ્યા. ૫ તેમાં ક્ષત્રીયોમાં વીર એવા વસ્તાખાચર, તેમની પત્ની સીતા, તથા બીજી તેની પત્ની સ્વમીરી તથા તેનો પુત્ર માનશૂર તથા વેલ નામના બીજા ક્ષત્રિવીર તથા કામ તથા રાઘવ એ નામના વૈશ્યો અને તેમની બ્હેન દેવિકા તથા બીજા કર્ણ, દેવ આદિ ભગવાનના બીજા દૃઢ ભકતો તેમણે ત્યાં આવી તે ભગવાનની પ્રાર્થના કરી કે હે ભગવન્ ! અમારા ગામે ચાલો ૬-૭-૮ તેમનો નિષ્કપટ ભાવ જોઇને તે હરિ તેમના પ્રત્યે બોલતા હવા કે હે ભકતો !

તમે મારા જ છો અને તમારૂં ગામ પણ મારૂં જ છે. ૯ તમારી પ્રીતિને અર્થે હું મુનિયોની સાથે ત્યાં નિશ્ચે સવારે આવીશ જ માટે હાલ તો તમે જાઓ. ૧૦ એ પ્રકારે બોલ્યાથી તે ભક્તો અતિ ઉત્સુક થઇને પોતાને ગામ જતા હવા અને જે જે સાહિત્ય જોઇએ તે તેમણે પહેલેથી ઉપાર્જિત કર્યું. ૧૧ પછી નવમીને દિવસે પોતાના સમગ્ર ભકતોના સંઘથી વીંટાયેલા એવા તથા આંખોમાંથી આંસુ કાઢતા અને આકુલ વ્યાકુલ એવા નગરના લોકોથી નમસ્કાર કરાતા એવા તે હરિ જે તે ત્યાંથી કારીયાણી પહોંચતા હવા ૧૨ રસ્તે વાદિત્ર વગાડતા ગાજતે વાજતે તે વસ્તાખાચર તથા ભકતો અને સ્ત્રીઓ તથા બાળકો હરિની પાસે જઈને નમસ્કાર કરીને પોતાના નાથ એવા હરિને પોતાને ગામ લઈ જતા હવા. ૧૩ તે ભગવાન્ વસ્તાખાચરને ઘેર પાર્ષદે સહિત ઉતર્યા અને બીજા ભકતોને પણ જેમ ઘટે તેમ ઉતારા આપ્યા. તે ગામમાં તે દહાડે નિષ્કપટ અને શ્રી હરિની સેવા કરતા એ ત્યાંના ભક્તોને ઘેર ઘેર ઉત્સવ થતો હવો. ૧૫ જે જે ભકતો જ્યાં જ્યાં ઉતર્યા હતા તેઓ જાણે કે ઘરધણી થયા હોય અને ઘરધણીઓ જાણે બહારથી આવેલા હોયને શું એમ થયું! ૧૬ વસ્તા ખાચર જે તે પોતાની પત્ની સાથે પોતાનું ઘર શ્રીહરિને અર્પણ કરીને પોતે જાણે બહારથી આવ્યા હોય તેમ થતા હવા. ૧૭ ગામના લોકોને દૂર દેશથી આવેલા માણસોને માટે પ્રભુની આજ્ઞાથી રસોઇ કરી આપવા ના કામમાંથી જરા વખત મળતો નહોતો ૧૮ ભગવાન સર્વે મુનિની સાથે ભાદ્ર માસની નવમીથી તે પ્રબોધિનીના ઉત્સવ સુધી ત્યાં રહેતા હવા. ૧૯ અને તે ભગવાન ત્યાં વસતા થકા દરરોજ ભકતોની સભામાં દિવ્ય આસન ઉપર બેસીને બહુ પ્રકારે સારી વાર્તા કરતા હવા ૨૦ સત્પુરૂષોના સમગ્ર અષ્ટાંગ યોગ તથા આત્મા અને પરમાત્માનું જ્ઞાન એ સર્વે તે શ્રીહરિ કહેતા હવા. ૨૧ હે રાજન્! શ્રી ભાષ્ય સૂત્રો બપોરે પરમ આનંદથી સાંભળ્યાં ૨૨ તે હરિ શ્રી રામાનુજાચાર્યની કૃતિને વખાણતા થકા તે કથાની તેરશને દિવસે સમાપ્તિ કરીને વક્તાનું પૂજન કરતા હવા ૨૩ તે પછી ત્યાં ગઢપુરની પેઠે જ દીપોત્સવ કરતા હવા. અન્નકૂટ અને પ્રબો-ધિની એકાદશીના ઉત્સવો પણ તે હરિ કરતા હવા. ૨૪ સર્વે ભકતજ-નો જે તે મોંઘા તથા વિવિધ વસ્ત્રોથી, સુવર્ણનાં ઘરેણાંથી, ચંદન તથા પુષ્પના હારથી તે હરિની પુજા કરતા હવા. ૨૫

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણચરિત્રરૂપી ધર્મશા-**

**આના ચોથા પ્રકરણમાં ભગવાન કારીયાણી ગામે રહ્યા થકા ઉત્સવ કર્યો તેનું નિરૂપણ કર્યું તે નામે તેરમો અધ્યાય થયો. ૧૩**

## અધ્યાય ૧૪ મો.

સુવ્રત કહે છે—હે રાજન્! પ્રબોધિનિ એકાદશીની રાત્રે તે હરિએ પોતાના ભક્તોની મોટી સભામાં જાગરણ કરીને પ્રબોધિનીની કથા સાંભળી. ૧ એ કથાની સમાપ્તિ થયા પછી તે હરિએ સારાં કર્મોની ઘણી પ્રશંસા અને અસત્ કર્મોની નિંદા પોતાના ભક્તોની શિક્ષાને અર્થે કરી. ૨ વિનય વડે શ્રી હરિને નમન કરી બે હાથ જોડીને તે, પ્રશ્નના સમયને ઓળખનાર એવા ઉત્તમ રાજા બોલ્યા. ૩ રાજા કહે છે–હે ભગવન્! આ લોકમાં વ્યવહારની ક્રિયામાં મચેલા એવા સર્વે મનુષ્યોની પ્રવૃત્તિ નિશ્ચે કર્મમાં જ દેખાય છે તેમાં કયાં કર્મોથી સ્વર્ગની પ્રાપ્તિ થાય અને કેવાં કર્મોથી નરકની પ્રાપ્તિ થાય એ કહેવાને તમે યોગ્ય છો. ૫ સુવ્રત કહે છે–તે રાજાએ એ પ્રમાણે પુછેલા એવા એ પ્રભુ જે તે બુદ્ધિમાન્ પુરૂષોએ કરવાનાં બે પ્રકારના કર્મોને તેના ફળ સાથે કહેતા હવા. ૬

શ્રી નારાયણ મુનિ કહે છે—પારકી સ્ત્રીને હરિ જનાર, વ્યભિચાર કરનાર અને સતિત્વ ભંગ માટે પરસ્ત્રીને નીચ કામ માટે મોકલાવનારો એ નરકમાં પડે છે. ૭ જેઓ પારકાના ધનનું હરણ કરેછે, જે પરધનનો નાશ કરે છે અને જે પારકાની ચાડી કરે છે તે નિશ્ચે નરકમાં પડે છે. ૮ પાણીની પરબ, સભાસ્થાન, કિલ્લાના ગુપ્ત માર્ગ, અને મકાનોના તોડનારાઓ પણ નિશ્ચે નરકમાં પડે છે. ૯ જે મનુષ્યો અનાથ સ્ત્રીઓ તથા બાળકોને તથા વૃદ્ધોને, ભય પામેલાને તથા તપસ્વીઓને છેતરે છે તેઓ નિશ્ચે નરકમાં પડે છે. ૧૦ જે મનુષ્યો બીજાની વૃત્તિનો, ઘરનો અને સ્ત્રીનો નાશ કરે છે તથા મિત્રને દગો કરે છે તેઓ નિશ્ચે નરકમાં પડે છે. ૧૧ ચાડીયા, સુલેહના કરારને તોડનાર, પારકાની વૃત્તિ ઉપર જીવનાર અને મિત્રો તરફ કૃતઘ્ન થનાર પણ નિશ્ચે નરકમાં પડે છે. ૧૨ પાખંડીઓ, બીજાને દોષિત કરનાર અને સમય પ્રમાણે નહીં વર્તનારાઓ તથા ચવાઈ ગયેલાઓ પણ નરકમાં પડે છે. ૧૩ વ્યવહારમાં વાંકા ચાલનારા, વ્યાજમાં વાંકુ બોલનાર અને લાભમાં પણ વાંકુ બોલનારા નરકમાં પડે છે. ૧૪ જુગાર રમનાર, મનુષ્યની પરીક્ષા વિના વ્યવહારકરનાર અને પ્રાણીઓની

હિંસામાં પ્રવૃત્ત હોય તે પણ નરકમાં પડે છે. ૧૫ શ્રમ લઇને અમુક ઉદ્દેશથી કોઈ વસ્તુનો ભાગ કર્યો હોય તેને ભેદ પમાડીને જે વિખેરી નાંખે તે પણ નરકમાં પડનારા છે. ૧૬ જેઓ સ્ત્રીને તથા અગ્નિ સ્વરૂપ અતિથિને મુકીને તથા પિત્રી અને દેવની પૂજા છોડીને જે જમે છે તે નરકમાં પડે છે. ૧૭ વેદોને વેચનાર તથા વેદને દુષણ દેનાર તથા વેદોને લખનાર પણ નરકમાં પડે છે. ૧૮ વેદોને વેચનાર તથા ઝેર વેચનારા તથા વિકર્મ કરીને જીવન ગાળનારાઓ પણ નરકમાં પડે છે. ૧૯ હથિઆર વેચનારા, હથિયાર બનાવનારા તથા ધનુષ્યો બનાવનારાઓ પણ નરકમાં પડે છે. ૨૦ જેઓ માર્ગને પથ્થરની શીલાઓથી, શંકુથી અથવા અણીદાર કાંટાઓથી રોકે છે તેઓ પણ નરકમાં પડનારા છે. ૨૧ જેઓ નિર્દોષ એવા ઉપાધ્યાય, નોકરો, પોતાના આશ્રિત એવા ભકતોનો ત્યાગ કરે છે તેઓ નરકમાં પડે છે. ૨૨ માતેલાનું દમન કરનારા, નાસિકામાં વેધ પાડનારાઓ તથા પશુઓને બાંધનારાઓ પણ નરકમાં પડે છે. ૨૩ બળવાનથી, પંઢથી, વાઘ તથા ચોરથી જે રાજા રક્ષણ કરતો નથી અને સમર્થ હોવા છતાં જે દાન આપતા નથી તેઓ નરકમાં પડે છે. ૨૪ ઘણા કાળ સુધી સાથે રહેલા એવા ક્ષમાવાન્, તથા બુદ્ધિમાનોને કામ થઈ રહ્યાથી ઈંદ્રિયોને નહીં દમનારા ત્યજી દે છે તેઓ નિશ્ચે નરકમાં પડે છે. ૨૫ એ પ્રમાણે કુકર્મ કરનારા એવા નરકમાં પડનારા મનુષ્યો એ તમને કહ્યા; હવે સ્વર્ગલોકના ભાગી એવા મનુષ્યો હું તમને ગણાવું છું. ૨૬ જે મનુષ્યો દાન, તપ, સત્ય અને શ્રદ્ધાથી ધર્મને અનુસરે છે તેઓ સ્વર્ગમાં જાય છે. ૨૭ જેઓ સેવા તપથી, અથવા ધનવડે—વિદ્યા પામીને દાન લેવાની સ્પૃહા નથી રાખતા તેઓ સ્વર્ગમાં જાય છે ૨૮ જેઓ ભયથી, બોજાથી, ક્રોધથી, ગરીબાઈથી કે રોગને લીધે પણ સારા કૃત્યને છોડતા નથી તેઓ સ્વર્ગમાં જાય છે. ૨૯ ક્ષમાવાન્, ધીર, ધર્મકાર્યમાં મચેલા અને મંગળ આચારવાળાઓ સ્વર્ગમાં જાય છે. ૩૦ જેઓ માંસનો ત્યાગ કરનારા છે, તેમજ પરસ્ત્રીથી તથા દારૂથી દૂર રહે છે તેઓ સ્વર્ગને પામે છે. ૩૧ જેઓ આશ્રમોનું તથા કુલ અને સત્કર્મોનું તથા દેશનું અને મનુષ્યોનું રક્ષણ કરે છે તેઓ સ્વર્ગમાં જાય છે. ૩૨ જે મનુષ્યો સર્વે હિંસામાંથી નિવૃત્ત થયેલા છે તથા જેઓ સર્વેને મદદ કરનારા છે અને જેઓ સર્વને આશ્રય આપનારા છે તેઓ સ્વર્ગને પામે છે. ૩૩ જેઓ માતા પિતાને ગુરૂની સેવા કરે છે, જેઓએ ઈંદ્રિયોને જીતેલી છે અને મિત આહાર કરનારા છે તેઓ સ્વર્ગને પામે છે. ૩૪

જેઓ ધનવાન્, બળવાન્ અને યુવાન્ હોવા છતાં મદ વિનાના હોય છે તેઓ પણ સ્વર્ગને પામે છે. ૩૫ અપરાધ કરનાર તરફ પણ જેઓ સ્નેહ રાખે છે, જે કોમળ હોય છે અને કોમળો ઉપર વહાલ રાખનારા હોય અને આરાધના કરવાથી સુખ આપે છે તેઓ સ્વર્ગને પામે છે. ૩૬ હજા-રોથી વીંટાયેલો, હજારોને આપનાર અને હજારોનો પાળનાર મનુષ્યો સ્વ-ર્ગમાં જાય છે. ૨૭ હે રાજાઓમાં ઉત્તમ ! સુવર્ણ, ગાય, અન્ન, પાણી તથા વાહનનું દાન આપનારાઓ સ્વર્ગને પામે છે. ૩૮. જેઓ વિવાહ સંબંધી દ્રવ્યનું તથા યથા યોગ્ય ધનનું તથા વસ્ત્રનું દાન આપે છે તેઓ સ્વર્ગને પામે છે. ૩૯ જેઓ વિહાર, બાગ, કૂવા, આરામસ્થાન, શકિત મુજબ કરાવે છે તે સ્વર્ગને પામે છે. હે રાજન્! જેઓ સ્થાન, ખેતર અને ઘરનાં દાન માંગનારાઓને આપે છે તે સ્વર્ગને પામે છે. ૪૧ સર્વે પ્રાણી માત્રમાં દયા રાખે, તથા સર્વે મનુષ્ય માત્રના વિશ્વાસપાત્ર થાય, હિંસા ત્યજી દઈને જેઓ આચરણ કરે છે તેઓ સ્વર્ગમાં જાય છે. ૪૨ પારકાના ધનમાં જેને મમતા નથી, પારકી સ્ત્રી જેણે ત્યજેલી છે અને ધર્મથી મળેલા અન્નને જેઓ જમે છે તેઓ સ્વર્ગને પામે છે. ૪૩ બીજુ પરસ્ત્રીને જે માતા, બ્હેન તથા દીકરી પ્રમાણે ગણે તેઓ સ્વર્ગને પામે છે. ૪૪ જેઓ ચોરી કરતા નથી, પોતાના ધનથી હમેશ સંતુષ્ટ રહે છે અને પો-તાના જ ભાગ્ય ઉપર જીવનારા છે તેઓ સ્વર્ગને પામે છે. ૪૫ જેઓ પરસ્ત્રી તરફ આંખ સરખી કરતા નથી, જીતેન્દ્રિય છે અને શીલ સ્વભા-વવાળા છે તેઓ સ્વર્ગમાં જાય છે. ૪૬ બાધ વિનાની, મધુર અને દોષ વગરની એવી વાણી જેઓ બીજાના સત્કાર વખતે બોલે છે તેઓ સ્વર્ગમાં જાય છે. ૪૭ જેઓ કઠોર, કડવું કે નિષ્ઠુર વાકય બોલતા નથી, ચાડી કરતા નથી તેઓ સ્વર્ગને પામે છે ૪૬ મિત્રમાં ભેદ પમાડે એવી ચાડીયાની ભાષા જેઓ બોલતા નથી પણ સત્ય અને મિત્રતા વાળી વાણી બોલે છે તેઓ સ્વર્ગમાં જાય છે. ૪૯ જે મનુષ્યો કઠોરતા અને પારકાના દ્રોહનો ત્યાગ કરે છે અને પ્રાણી માત્ર તરફ સમભાવ રાખીને ઇંદ્રિયોને દમે છે તેઓ સ્વર્ગમાં જાય છે. ૫૦ જેઓ ક્રોધ થયા છતાં પણ હૃદય ચીરે તેવી ભાષા બોલતા નથી અને ક્રોધ છતાંય શાંતિથી બોલે છે તેઓ સ્વર્ગને પામે છે. ૫૧.

ગામમાં અગર ઘરમાં જ્યારે માનવી ન હોય ત્યારે પણ પારકા દ્રવ્યની જેઓ ઇચ્છા કરતા નથી તેઓ સ્વર્ગમાં જાય છે. ૫૨ તેજ પ્રમાણે એકાંતમાં પડેલી અને કામથી ઘેરાયેલી સ્ત્રીઓની જેઓ મનથી પણ ઇચ્છા કરતા નથી તેઓ સ્વર્ગમાં જાય છે. ૫૩ જેઓ શત્રુ તથા મિત્રને દરરોજ સમભાવે કરીને ભજે છે તેઓ મૈત્રીથી સ્વર્ગમાં જાય છે. ૫૪ શાસ્ત્ર સાંભળનાર, પુણ્યવાન્, પવિત્ર, સત્સંગી અને પોતાના ધનથી સંતોષ માનનારા પુરૂષો સ્વર્ગને પામે છે. ૫૫ શ્રદ્ધાવાન્, મૈત્રીવાન્, ઉક્ષા, ઉક્ષાજનને પ્રિય, ધર્મ તથા અધર્મને જાણનારાઓ સ્વર્ગને પામે છે. ૫૬ ન્યાયવાળા, ગુણવાળા, દેવ તથા બ્રાહ્મણ તરફ સદા ભાવ રાખનારા, તથા યથા યોગ્ય ઉદ્યોગ કરનારાઓ સ્વર્ગને પામે છે. ૫૭ જે પુરૂષો આ લોકમાં એ પ્રકારનાં શુભ કર્મો કરનારા હોય છે તેઓ, હે રાજન્! સ્વર્ગમાં જાય છે એમ નિશ્ચે જાણો. ૫૮

સુવ્રત મુનિ કહે છે—હે રાજન્! એ પ્રમાણે પ્રભુનું વાક્ય સાંભળીને બીજા સઘળા ભક્તો પણ રાજી થઇને તે પ્રભુને વંદન કરતા હવા. ૫૯ તે પછી બીજે દિવસે તે ભગવાને ઇચ્છા પ્રમાણે મિષ્ટ ભોજનવડે હજારો બ્રાહ્મણોને જમાડયા. ૬૦ પછી તે પ્રભુએ ત્યાં દૂર દેશથી આવેલા લોકોને વિસર્જન કર્યા અને સેંકડો ગાઉથી આવેલા લોકો મોટે ભાગે ન ગયા. ૬૧ હે રાજન્! હરિની કથાનું શ્રવણ ગુણકીર્તન, સ્મરણ તથા અર્ચન, વંદન હમેશાં કરતાં કરતાં દિવસો ગાળ્યા. ૬૨

ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણચરિત્ર રૂપી ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં કાર્યાયન[1] ગામે સ્વર્ગ નર્ક પામનાર પુરૂષોનાં લક્ષણોનું નિરૂપણ એ નામે ચૌદમો અધ્યાય. ૧૪

## અધ્યાય ૧૫ મો.

સુવ્રત મુનિ કહે છે—પ્રબોધિનીનો ઉત્સવ ગયે સતે દૂર દેશના લોકો પ્રભુની આજ્ઞાથી પોતાના દેશ ગયા. ૧ ત્યાં ભક્તવત્સલતાને ઇચ્છતા એવા હેમંતસિંહ નામના રાજાએ એ ઉત્સવ જોઇને પોતાને ઘેર પણ એવોજ ઉત્સવ કરવાની ઇચ્છા કરી. ૨ અને તે પોતાના પ્રભુને લઈ જવાની ઇચ્છાથી પોતાના દેશી ભાઇઓ અને પરિવાર સાથે તેજ નગરમાં રહેતા હવા. ૩ વસ્તાખાચર નામના મિત્રને ત્યાં અતિ માન સાથે પ્રાર્થનાનો અવસર

---

૧ કારિયાણી.

જોઇને અને પોતાનું ખુલ્લું કામ હતું તે ધારીને ત્રણ દહાડા રહેતા હવા. ૪ તેમની માતા ગંગા, ઝવેર નામની તેમની પત્ની, અનૂપસિંહ નામનો ભાઈ, પ્રાણુ નામની તેમની સ્ત્રી, અદિતિ નામે તેમની બ્હેન, અને મોટીબા નામની તેમની ભત્રીજી, વગેરે સગાંઓ સાથે તથા મયારામ વગેરે બ્રાહ્મણો લાડીબા વગેરે તેમના દેશની સ્ત્રીઓ સાથે તે પ્રભુ ચોથે દિવસે સવારમાં સભાગાં બેઠા હતા તેમને પ્રસન્ન જોઈ પ્રણામ કરીને પ્રાર્થના કરી. ૮

હેમંતસિંહ બોલ્યા—હે ભગવન્! હે લોકના ઈશ! હે ભક્તવત્સલ! હે સત્પતે! તમારા ચરણુના આશ્રય માટે મારા ઉપર કૃપા કરવાને તમે યોગ્ય છો. ૯ હે સ્વામિન્! તમે અત્રે જેવી રીતે ઉત્સવ કર્યો તેજ પ્રમાણે મારા ઘેર પણ તેવોજ ઉત્સવ કરવાને તમે યોગ્ય છો. ૧૦ હે નાથ! તમને ભકતો પ્રિય છે એવા તમારે તો આખા વિશ્વમાં ધનવાન્ તેમજ નિર્ધન સર્વે તરફ સમાનવૃત્તિજ હોય. ૧૧ અમારા દેશના લોકો, તમે જુનાગઢ આવો એવી બહુ ઇચ્છા કરે છે તેમજ મારી વૃદ્ધ માતા પણ એમ ઇચ્છે છે. ૧૨ એટલે મયારામ નામના બ્રાહ્મણ બે હાથ જોડીને બોલ્યાઃ હે ભગવન્! તમે સર્વ પ્રકારે એમજ કરવાને યોગ્ય છે. ૧૩ અમારા દેશમાં બધા લોકો તમારા આવવાની રાહ જુએ છે. તમે ભકતોના કલ્પવૃક્ષ જેવા છે. માટે તેમના મનોરથો પુરા કરશો. ૧૪ હે પ્રભો! આ બધી સામગ્રી આપને માટેજ તૈયાર કરી છે માટે અમારા મનોરથ પુરા કરો. ૧૫ એ પ્રકારે વૃદ્ધ એવા તે ભટ્ટજીએ નિષ્કપટ ભાવથી પ્રાર્થના કર્યે સતે પ્રસન્ન થયા એવા એ પ્રભુ બોલ્યા. ૧૬. હે રાજન્! હું મુનિયોની સાથે તમારા નગરમાં આવીશ. હું તમારા નિષ્કપટભાવને નિશ્ચે જાણુંછું. ૧૭ હે રાજન્! આ પ્રમાણે એ હરિ બોલતા હતા એવામાં નાગટંક[1] નો રાજા શૂરવીર અને હાથ જોડયા છે જેણે એવો ઉતાવળો ત્યાં આવી પહોંચ્યો. ૧૮ તેની પાછળ તેની સ્ત્રી શાંતિ, ધન્યા ને વલ્લુ નામની પુત્રીઓ, નાથા નામનો તેનો પુત્ર પણ આવ્યા. ૧૯ તે રાજાના નગરનો અધિકારી એવો વૈશ્ય નામે પુરૂષ તેની પત્ની સાથે ત્યાં આવ્યા અને તે શૂરવીર પાસે આવી નમીને હરિ પ્રત્યે બોલતો હવો. ૨૦ હે ભગવન્! આપને મારા નગરમાં લઇ જવાને હું આપની પાસે આવેલોછું. હું અહીં મારાં સ્વજનોની સાથે ઘણા દિવસોથી રહેલોછું. ૨૧ આપનો આશ્રિત એવો જે હું તેના ઉપર આપ કૃપા કરવાને યોગ્ય છો. એ પ્રકારે પ્રાર્થના કરતા તેને જોઇને તે હરિ

---

૧ નાગડકા.

હૃદયમાં વિચાર કરવા લાગ્યા. ૨૨ આ બન્ને ભક્તો મારા છે, ભક્તિમાં દઢ છે અને નિષ્કપટ છે, બન્ને સરખા વહાલા છે. ૨૩ મારે એ બન્નેનું અવશ્ય હિત કરવું જ જોઇએ; પહેલાં મારે કયા નગરમાં જવું? મારે એ બેમાં ભેદ કરવા જેવો નથી. ૨૪ એ પ્રકારે વિચાર કરીને કહીશ એમ બોલીને તે હરિ સત્વરે પોતાના રહેવાના મકાને ગયા. ૨૫ મંચ ઉપર બેસીને, સર્વજ્ઞ હોવા છતાં :મનુષ્ય દેહરૂપી નાટયને ધારણ કરતા એવા તે હરિ બ્રહ્માનંદ તથા નિત્યાનંદ મુનિને બોલાવતા હવા. ૨૬ તે ઇશ્વર જે તે એકાંતે તે બન્ને જણને બેસાડીને એ પોતાના મોટા બુદ્ધિમાન્ અને શ્રેષ્ઠ ભક્તોને પુછતા હવા. ૨૭ તમે બન્ને જણ મને અતિ વહાલા છો અને મારા નેત્ર જેવા છો અને બધાં કાર્યોમાં ઘણા નિપુણ છો. ૨૮ માટેજ હું તમને પુછુંછું કેમકે મને શંકા છે. સુર અને હેમંત એ બેમાંથી મારે કોના નગરમાં જવું? ૨૯ જો એકના નગરનાં જઇએ તો બીજાને અપ્રિય થઇએ અને આપણે જવું એ તો નિશ્ચે માટે જેમ ઘટે તેમ કહો. ૩૦ આ પ્રમાણે ત્રિલોકીના ગુરૂ અને સર્વજ્ઞ એવા તેમણે અજ્ઞાનની પેઠે જેમને પુછયું છે એવા તે મુની વિચાર કરવા લાગ્યા ૩૧ આ સાક્ષાત ભગવાન્ છે અને મનુષ્યનું શરીર ધારણ કરીને માત્ર નિમિત્તથી આપણને પુછી આપણા ઉપર અનુગ્રહ કરે છે. ૩૨ દેવને તથા બ્રહ્માદિકને પણ તેમનું દર્શન દૂરથી જ કયારેક થાય છે અને કયારેક નથી થતું તે અહો! એકાંતમાં આપણને પુછે છે. ૩૩ હવે હાલ તો આપણે તેમના જવાનો નિષેધ કરી શકતા નથી કેમકે એ પ્રભુ પોતેજ જવાને માટે ઉત્કંઠા ધરાવે છે. ૩૪ હાલ આપણી નિષેધની યુક્તિ ચાલવાની નથી માટે આપણે જવાને લગતું અનુમોદનનું કાર્યજ જણાવવું. ૩૫ એ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને તેઓ:તે હરિ પ્રત્યે બોલતા હવા; હે સ્વામીન્! આપે જે પુછયું તે બાબતમાં અમને નિશ્ચે આ પ્રમાણે જણાય છે. ૩૬ બન્ને ભકતો આપને સમાન છે અને બન્નેનું કાર્ય આપને પ્રિય છે માટે પ્રથમ સુરાખાચરની સંભાવના કરીને પછી આપે જુનાગઢ જવું. ૩૭ સુરાખાચરનું નગર માર્ગમાંજ આવેલું છે માટે હે પ્રભો! તેને ઉલ્લંઘીને આપનાથી જુનાગઢ શી રીતે જઈ શકાશે? ૩૮ માટે પ્રથમ આપે નાગડક ગામે જવું એવી અમારી બુદ્ધિ પહોંચે છે. હવે આપની જેવી ઇચ્છા હોય તેમ કરો. ૩૯

સુવ્રત મુનિ કહે છે—પછી એ બુદ્ધિમાન એવાં તેમનાં વચનો સાંભળીને આનંદ પામીને હરિ મોટી સભામાં જઇને પોતાના આસને બેસવા હવા.૪૦

ઇતિ શ્રી સત્સંગીજીવનમાં નારાયણચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં કારિયાણી ગામે હેમંતસિંહ તથા સુરાખાચરના આમંત્રણથી, મંત્રણા કરીને તેમના નગરે જવા તત્પર થયા તેનું નિરૂપણ એ નામે પંદરમો અધ્યાય થયો.

## અધ્યાય ૧૬ મો.

તે ભગવાન્ હેમંતસિંહ પ્રત્યે બોલતા હવા. હે રાજન! તમે તમારા સગાંઓને સાથે લઇને તમારા નગરમાં જાઓ. તમારા હિત માટે હું ત્યાં આવીશ ૧ શ્રીહરિ એ પ્રમાણે બોલ્યા એટલે તે રાજા અતિ રાજી થઇને જવા માટે સજ્જ થયા. પછી તે શ્રીહરિ સુરાખાચર પ્રત્યે બોલ્યા કે તમે પણ તમારા નગરમાં જાઓ. ૨ હું આવતીકાલે સવારે ત્યાં આવીશ તેમાં જરાય શંકા રાખવી નહીં; તમે બ્રાહ્મણો પાસે રસોઇ કરાવીને અમારી રાહ જોજો. ૩ ભગવાને એ પ્રકારે કહ્યું એટલે તે રાજા પણ પ્રસન્ન થઇને પોતાના નગરમાં ગયો. આ બધો વૃત્તાંત જયાને કહેવામાં આવ્યો. ૪ એટલે તે સંભ્રમવાળાં થઇને ત્યાંથી લલિતા સાથે ઉઠીને સ્નાન કરી, નિત્ય કર્મ કરતા એવા ઉત્તમ રાજાને સત્વરે કહેવા લાગ્યા. ૫ દહાડાનો પહેલો પહોર તો ગયો છે છતાં તમે આ દીર્ઘસૂત્રીપણું કેમ રાખ્યું? આ ઘંટ વાગે છે તેથી અમારૂં તો સર્વસ્વ હરાઇ જાય છે. ૬ શું છે? શું છે? કેમ છે? એ પ્રકારે બોલતા એ ઉત્તમ રાજાને તે કહેવા લાગ્યા કે નારાયણમુનિ સંતો સાથે જુનાગઢ જાય છે. ૭ સ્નેહવાળા ભકતો વારેવારે પ્રીતિ કરીને જો એમને ત્યાં લઇ જશે તો તેમની સેવાથી, હે ભાઇ! એ પ્રભુ પાછા અહીં કયારે આવશે? ૮ તેમને તો સર્વે ભકતો સમાન છે અને તે સમદર્શી છે, તેથી તેમની પ્રાર્થના કરીને તેમને જતા અટકાવો. ૯ એ પ્રમાણે કહ્યું એટલે તે ઉત્તમ રાજા પાઘડી પણ પહેર્યા વિના: પ્રભુની આગળ ગયા એટલે રસ્તામાં હેમંતસિંહ તેમને જોતા હવા. ૧૦

હેમંતસિંહ બોલ્યા: હે મિત્ર! આમ સંભ્રમ થઇને પાઘડી પહેર્યા વિનાજ તમે કયાં જાઓ છો? હું તમને આમંત્રણ કરવાને તમારી પાસે જ આવતો હતો. ૧૧ આ ભગવાન્ સાધુઓની સાથેજ જુનાગઢ જાય છે માટે તમારે પણ તમારાં સગાંઓ સાથે તેમની સાથે આવવાનું છે. ૧૨ તે રાજા એ પ્રમાણે સાંભળીને તે વાકયનો મર્મ સમજીને હરિને જવાનો નિષેધ કરવાનું વચન યુક્તિથી બોલ્યા. ૧૩ ઉત્તમ રાજા બોલ્યા—તમે બુદ્ધિમાન્ છે, સુજ્ઞ છે, તથા હે ભાઇ! તમે લોકમાં પ્રતિષ્ઠિત છો, મનુષ્યો તમારી

બુદ્ધિનો આશરો લઇને ધર્મમાં રહે છે ૧૪. તમે જે મહારાજને તમારા નગરમાં લઇ જવાનું આમંત્રણ આપેલું છે તે, મને તો એમ લાગે છે કે વિચાર્યા વિનાજ કરેલું છે ૧૫. મનુષ્યોના શરીરની ચામડીને ચીરી નાંખે એવો આ શીતકાળ આવેલો છે અને શરીરે ઓઢયા છતાં પણ ઘરમાંય ટાઢ સહન ન થાય તેવી પડે છે ૧૬. વળી માર્ગમાં સવારે ભારે પવન વાય છે તે હરિથી સહન થાય નહીં તેવો છે, તેથી પ્રેમભક્તિથી ઉપહાસને પાત્ર થશો ૧૭. અંગે કંથા હશે તોપણ યોગથી કોમળ છે એટલે સંતો હે મંત રૂતુ હોવાથી માર્ગમાં હિમથી પીડાશે ૧૮. તથા થોડોજ આહાર કરનારી અને ભક્તિયોગને આશરેલી એવી વિધવાઓ, પગમાં જોડા વિના કેવી રીતે ચાલી શકશે ? ૧૯. સવારમાં ઠંડા જળથી સ્નાન કરીને ચાલતા અને ટાઢથી પીડાતા એવા હરિજનોને માર્ગમાં દેખીને થોડું સમજનારાઓ પણ તમને શ્રાપ આપશે ૨૦. માટે હે ભાઇ ! આ અનર્થ સંજ્ઞા વાળા તમે થશો નહીં; જ્યારે ઉનાળો આવે ત્યારે સુખેથી પ્રભુને લઇ જજો ૨૧. ત્યાં સુધી તો હે બંધો ! તમે તમારાં સગાંઓ સાથે આ ગઢડામાં રહીને દરરોજ શ્રીહરિનું દર્શન કરો ૨૨. ત્યાં પણ સાધુઓને તમારે પાકા અન્નથી જમાડવાના છે અને હરિની સાથે તેમનું પૂજન કરવાનું છે ૨૩. શ્રી હરિને તમે તમારે ઘેર લઇ જશો તેમાં શું વિશેષ છે ? ઘરને કાંઇ ગૃહ નામ નથી આપ્યું પરંતુ ગૃહિણી ( સ્ત્રી ) ને ઘર નામ આપ્યું છે ૨૪. ગમે તેવા મહેલમાં પણ જો સ્ત્રી ન હોય તો તેને અરણ્ય કહેલું છે. જ્યાં સ્ત્રી છે તેને જ ગૃહસ્થાશ્રમ કહેલો છે ૨૫. અમારા ભાઇની સ્ત્રી છે તેની સાથે તમે શ્રી હરિનું પૂજન કરીને ગૃહસ્થાશ્રમના ફળને પામજો ૨૬. શાસ્ત્રમાં મિત્રના ઘરને પારકું કહેલું નથી માટે મારા ઘરમાં રહીને આદર થકી પ્રભુને પ્રસન્ન કરો ૨૭ આ હું તમને સ્નેહથી કહું છું હવે હિતાહિતનો વિચાર કરીને જે કરવું ઘટે તે કરવાને તમે યોગ્ય છો ૨૮.

સુવ્રત મુનિ કહે છે—એ પ્રકારે ઉત્તમ રાજાનું વચન સાંભળીને, યુક્તિ પૂર્વકનું વાકય બોલવામાં વિશારદ અને બુદ્ધિમાં વિદુર જેવા તે રાજા તેમને ઉત્તર આપતા હવા ૨૯.

હેમંતસિંહ કહે છે—હે ભાઇ ! તમે પણ તમારા સ્વાર્થને માટે બહુજ સારી વાત કરી. તમે છો નાના, પણ બુદ્ધિ તો વૃદ્ધ કરતાંયે આગળ ચઢી જાય તેવી છે ૩૦ તમે પરોપકાર કરવાના સ્વભાવવાળા છો અને રોજ સત્પુરૂષોનો સમાગમ કરનારા છો છતાં તમને આવી સ્વાર્થ-

બુદ્ધિ ક્યાંથી થઇ? ૩૧. શીતકાળનો હેતુ બતાવીને હે ભદ્ર! પ્રભુના જુનાગઢ જવાનો તમે ભક્તિવાળા થઇ નિષેધ કરો છો પણ તેનો ઉત્તર સાંભળો. ૩૨. હું શ્રી હરિને પાલખીમાં બેસાડીને જે મકાનમાં બહુ પવન નહી આવતો હોય તેવા મકાને લઇ જઈશ અને ત્યાંજ તેમને બેસાડીશ પછી ઠંડી કેવી રીતે નડશે? ૩૩. તપસ્વી સ્ત્રીઓને સર્વેને રથમાં તથા ગાડામાં બેસાડીશ અને માર્ગમાં તેમને સુખરૂપે લઇ જઇશ તથા ઘરના મધ્યમાં તેમને રાખીશ ૩૪. પહેલો અડધો પહોર જશે એટલે બધા સંતો રસ્તામાં સુખેથી ચાલશે એટલે તેમને તાપનો ભય નથી ૩૫. જેમ મુસાફરોને ઝેરી વાયુ પ્રાણહાનિ કરનારો થાય છે તેમજ તમે આ ધર્મના કામમાં શીતકાલની વાત શું વિચારીને કરો છો? ૩૬.

ગૃહસ્થના ધર્મની સફળતા તમે જે યુક્તિવડે કહી તે તમારે જુનાગઢ જઇને કરવાની છે ૩૭. શ્રીહરિની પ્રાર્થના કરતાં કરતાં મને ઘણાં વર્ષ વીતી ગયાં ત્યારે આ વખતે તેમણે કહ્યું કે હું તમારા નગરમાં આવીશ ૩૮. મારા મનોરથ રૂપી મહાન્ વૃક્ષને હવે ફળો આવવાની તૈયારી છે તેવા સમયે તે વૃક્ષને ઉખાડી નાંખવા તમે તત્પર થાઓ છો તે તમારા અપૂર્ણ સ્નેહનું લક્ષણ કે! ૩૯. ભગવાન ત્યાં આવશે ત્યારે માર્ગમાં કરોડો જનો તેમનાં દર્શન કરીને નિશ્ચયે આ મનુષ્ય દેહના ફળની પ્રાપ્તિ કરશે ૪૦. અને મારા ગામના લોકોનાં પણ એ ભગવાનનાં માત્ર દર્શનથીજ સેંકડો અને હજારો પાપોના સમૂહોનો નાશ થશે અને તેઓ આ સંસારમાંથી છુટી જશે ૪૧. એ પ્રમાણે પુણ્યની ઉત્પત્તિના કાળ વખતે તમારા જેવા જ્ઞાની પુરૂષે તેનો નિષેધ કરીને લોકોને વિષે અનર્થ કરનારની સંજ્ઞાને પામવું નહીં ૪૨. જે પિતા તરફનું સુખ હોય તે તો ભાઇઓએ બધાએ મળીને ભોગવવાનું છે છતાં તમે લાંબો કાળ એકલા જ કેમ ભોગવવાની વાત કરો છો? ૪૩. ડાહ્યા ભાઈઓ તો પોતેજ એની વહેંચણી કરીને પોતે ભોગવેછે અને પિતાએ બીજાને આપતી વખત તમે તેનો નિષેધ કરતાં લજાતા નથી! ૪૪. એટલે મારી પ્રેરણા વિનાજ ભગવાનને તેડીને મારા નગરમાં તમે આવો તેનું નામ નામજ સુહૃદનું લક્ષણ ગણાય. હાથો જેમ શરીરનું અને પાંપણો જેમ નેત્રોનું રક્ષણ કરે છે તેમ જે, બીજાની પ્રેરણા વિનાજ હિત કરે તે મિત્રનું લક્ષણ ગણાય ૪૬. તમે હમેશાં મારા મિત્રના પદને પ્રાપ્ત થાઓ અને હે મિત્ર! મને હમેશાં સાહાય્ય કરો ૪૭.

સુવ્રતમુનિ કહે છે—એ પ્રમાણે તેમણે કહ્યું એટલે ઉત્તમ રાજા

હસતા થકા બોલ્યા જેવી ભગવાનની ઇચ્છા હશે તે પ્રમાણે બધું થઈ રહેશે ૪૮. એમ કહીને તે રાજા શ્રીહરિની પાસેથી પોતાના આવાસમાં ગયા અને ત્યાં હૃદયને વિષે નિચે મુજબ વિચાર કરવા લાગ્યા ૪૯. સારા કામમાં અનેક વિઘ્નો આવે છે એવી વિદ્વાનોની વાણી અમૃત જેવી ગણાય માટે જેવી બુદ્ધિ થાય તે મુજબ વર્તવું જોઈએ અને પરમેશ્વર તેનું ફળ આપશે. ૫૦. હે રાજન! એ પ્રકારે રાજા ઉત્તમે વિચાર કરીને ગણેશ રૂપી એવા કૃષ્ણની પોતાના વિઘ્નની શાંતિને માટે આદર સહિત પ્રાર્થના કરી ૫૧. હે ગણેશ દેવ! આવતી ચોથને દિવસે હું ગોળના લાડુ તથા ઘરો અને સિંદુરવડે આપનું પૂજન કરીશ માટે મારાં વિઘ્નોનો નાશ કરશો ૫૨. એ પ્રમાણે ગણેશની પ્રાર્થના કરીને શ્રી ગણેશને તથા પોતાના સંબંધી જનોને સર્વને જમાડીને પ્રસન્ન કર્યાં ૫૩. ત્યાર પછી તે ઉત્તમ રાજા, હરિ પોતે ભક્તોને વશ હોય છે એટલે પોતાના મિત્ર ભક્તની શંકા કરતો થતો ફરીને શ્રીહરિની પાસે ગયા ૫૪.

**એ પ્રકારે સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં કારિયાણી ગામ જવાને શ્રીહરિ તૈયાર થયા તે વિષે હેમતસિંહ અને ઉત્તમ રાજા વચ્ચે પરસ્પર યુક્તિપૂર્વક વાર્તાલાપ થયો એ નામે સોળમો અધ્યાય સંપૂર્ણ. ૧૬.**

---

## અધ્યાય ૧૭ મો.

## નાગડકામાં શાકોત્સવ લીલા.

સુવ્રત મુનિ કહે છે: આ તરફ શ્રીહરિ પોતાને કારિયાણી ગામે જવાનું હોવાથી શ્રી શુકમુનિ પાસે દઢ રીતે બાંધેલાં એવા પુસ્તકો પટારાની અંદર મુકાયલા હતા એવા તે પ્રભુની પાસે ઉત્તમ રાજા આવી પહોચ્યા ૧. એ એકાંતિક એવા ઉત્તમ રાજા શ્રીહરિનો જવાનોજ નિશ્ચય છે એવું જાણવાથી ધીમે હસીને બોલતા હવા ૨. તે ઉત્તમ રાજા બોલ્યા: હે સ્વામિન્! આપનો અહિંથી પ્રયાણ કરવાનો નિશ્ચય છે એવું સાંભળીને જયા આદિક જે સ્ત્રીઓ છે તે, માર્ગમાં આપને ઠંડી લાગશે એમ ધારીને હૃદયમાં ખેદ પામે છે ૩. ત્યારે શ્રી નારાયણ મુનિએ કહ્યું: મારી જન્મભૂમિ હિમાચળ પર્વતની નજીકમાં જ છે એટલે મારા દેહમાં ઠંડીને સહન કરવાનો સ્વાભાવિક ગુણ છે ૪. હે રાજન્! તેથી કરીને તેમને કહેજો કે

ચિંતા કરશો નહીં; એમ શ્રીહરિએ કહ્યું એટલે તેમની સ્વતંત્રતા જાણતો એવો રાજા સંતોષ પામ્યો ૫. પછી તે શ્રીહરિ પાછા પોતાના નગરમાં પધારે એવા હેતુથી પોતાની ભગિનીઓની પાસે ગયો ૬. એટલે હવે શ્રી હરિ કે જેમને બ્રાહ્મણોએ મંગળ આશિર્વાદ આપ્યા તેઓ જીન નાંખેલી ઘોડી ઉપર સ્વાર થઇ પોતાની ચારેમેર સાધુ મુનિઓ તથા પાર્ષદોથી વીંટાયા થકા નાગડકા તરફ પધાર્યા ૭. તે શ્રીહરિની પાછળ ઉત્તમ રાજાના પ્રધાનો તથા અનેક ઘોડેશ્વારો હેમંતસિંહ અને ઉત્તમ એ બન્ને રાજાઓ તથા રથમાં બેઠેલી એવી જયા આદિક સ્ત્રીઓ ચાલતાં હવાં ૮. સાથે શુકમુનિ પણ પટારામાં ભરેલાં પુસ્તકો વાહનમાં મુકીને ચાલતા હતા શ્રીહરિની આગળ તેમજ પાછળ સાધુમુનિઓના ટોળેટોળાં ચાલતાં હતાં ૯–૧૦. એ પ્રમાણેના સંગાથ સાથે તે પ્રભુ જે તે સૂરાખાચારના ગામે આવતા હવા અને સૂરા ખાચર પણ શ્રીહરિ પધારે છે એવી રાહ જોઇને વિપ્રોને બોલાવી રસોઇ કરાવવા લાગ્યા ૧૧–૧૨. તથા તે સુરા ખાચર હર્ષથી પોતાના ગામના બધા જનોને વાજીંત્રસહ સાથે લઇ શ્રીહરિની સામે જઇ વાજતે ગાજતે ગામમાં તેડી લાવ્યા ૧૩. પછી તે ગામના સિંહ નામના પટલે તથા અન્ય વૈશ્ય જનોએ તેમજ સુરાખાચરે પોતે પણ શ્રીહરિની મૂર્તિની સેવા કરી ૧૪. તે શ્રીહરિ જેતે તે ગામના લોકોને કેટલાક દિવસ આનંદ પમાડતા થકા તથા તે લોકોથી ભોજન વસ્ત્રાલંકાર વડે સેવા પામતા ત્યાં કેટલાક દિવસ રહેતા હવા ૧૫. તે શ્રીહરિ જેતે દરરોજ ત્યાં સભા કરીને લોકોને વર્ણાશ્રમને ઉચિત એવા ધર્મો–ભક્તિ તથા જ્ઞાનના વિવરણ સાથે–કહી સંભળાવતા હવા ૧૬. વળી સૂરાખાચર તથા સિંહ આદિ ભકતોએ શ્રીહરિને મૂલ્યવાન્ જે વસ્ત્રો વગેરે આપ્યાં તે, શ્રીહરિ એ સભામાંજ પોતાના ભાઇઓને આપી દેતા હવા ૧૭. તે ગામને વિષે વાડીઓમાં મોટાં મોટાં વંતાક થતાં હતાં તે ત્યાંના લોકો લાવીને અને દરરોજ તેનું શાક કરતા હતા ૧૮. અને શ્રીહરિ પોતે પણ વંતાક ઉપર સંસ્કાર કેમ થાય તે બતાવતા હવા ૧૯. સારો અગ્નિ કરી તે ઉપર કડાઇ ચડાવી બહુ સારો વઘાર થાય ત્યારે વંતાકના શાકનો વઘાર કરતા થતા પોતાના વસ્ત્રોને પીળાં થતાં જોઇ તે શ્રીહરિ હસતા હવા ૨૦. બાદ તે સુંદર શાકને હમવાર કરેલી સાધુ મુનિઓની પંક્તિમાં શ્રીહરિ જેને ચપળતાથી આપતા હવા તથા પોતાના એ ભકતોને તે શાકનો સ્વાદ કેવો છે એવું વારંવાર પુછતા હવા અને તેની પ્રશંસા સાંભળીને પોતે આનંદ પામતા

થકા પંક્તિમાં ફરતા હવા ૨૧. એ પ્રમાણે નરદેહનાં ચરિત્રો વડે એ પ્રભુ જે તે પોતાના ભકતોને આનંદ પમાડતા થકા પછીથી નાગડકા ગામમાં પોતાના સાધુ પાર્ષદોથી વીંટાઇને આવતા હતા ૨૨. ત્યાં શ્રીહરિનો આવાસ સુરાખાચરની હવેલીમાં કર્યો અને બીજાઓને ગામમાં યથાયોગ્ય ઉતારાઓ આપવામાં આવ્યા ૨૩. તે ઉદાર બુદ્ધિવાળા સુરાખાચરે પોતાની સ્ત્રી તથા પુત્ર સાથે મળીને અને શ્રદ્ધાભક્તિથી એ શ્રીહરિનો અતિથિસત્કાર કર્યો ૨૪. તે રાજાએ વસ્ત્ર, આભરણ તથા શક્તિ પ્રમાણે રૂપાની મુદ્રાઓ ભેટ કરીને પોતાના પ્રભુની મોટી પૂજા કરી ૨૫. તથા સર્વે સંત પુરૂષોની પણ ચંદન, પુષ્પહાર, વસ્ત્ર તથા નાના પ્રકારનાં ભોજન વડે પુજા કરવામાં આવી ૨૬. ભક્તિવડે જેમનું પાંચ દિવસ અતિશે સન્માન કરવામાં આવ્યું છે એવા અને ધર્મનું સ્થાપન કરનાર એવા તે ભગવાન્ જે તે ભકતોને આનંદ પમાડતા થકા બોલતા હવા ૨૮. ચોથે દિવસે ત્યાં સભામાં વિરાજેલા તે શ્રીહરિ જે તે બધાય ત્યાગી તથા હરિ જનોને કહેવા લાગ્યા ૨૯. શ્રી નારાયણ મુનિ બોલતા હવાઃ તમે સર્વે ભક્તિપૂર્વક સાંભળો કે કાલે ઉત્તરાયણ થાય છે. માટે તમારે બધાએ પોત પોતાની શક્તિ મુજબ સ્નાન, દાન બધા પ્રકારે કરવાં. ૨૯. મકરરાશિમાં સૂર્યનું સંક્રમણ ૨૪ ઘડીએ થશે ત્યાર પછીના કાળને, સ્નાન આદિ કર્મને વિષે પુણ્યકાળ જાણવો ૩૦ આ પોષમાં માઘસ્નાનનો આરંભ થાય છે તેમાં સર્વે જનોએ તલનું દાન કરવાની બહુ પ્રશંસા કરી છે ૩૧. વળી માઘ માસમાં ચંદ્રાયણ વ્રત ખાસ કરીને કરવાનું છે. તેથી સર્વે પાપોનો નાશ થાય છે ૩૨. સઘળાં કૃચ્છ્ર વ્રતોમાં પણ ચાંદ્રાયણને સર્વે સ્ત્રીઓ તથા પુરૂષો માટે પોતાની શરીરની શુદ્ધિ સારૂ મહાન્ ફળ આપનારૂં અને સારી રીતે થાય એવું તથા લક્ષ્મીના પતિને પ્રસન્ન કરવા માટે કહેલું છે ૩૩.

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં શ્રીહરિ જે તે લોયાથી નાગડકા ગામે પધાર્યા એ નામે સત્તરમો અધ્યાય પુરો થયો ૧૭.**

---

## અધ્યાય ૧૮ મો.

## માઘસ્નાન માહાત્મ્ય કથન.

સુવ્રત મુનિ કહે છે–હે રાજન્ પ્રતાપસિંહ ! શ્રી નારાયણ મુનિ

સ્વામીનાં એવાં વચનો સાંભળીને શુકમુનિ જે તે નમસ્કાર તથા પ્રાર્થના કરીને બોલતા હવા ૧. શુકમુનિ બોલ્યાઃ હે પ્રભો! હે સ્વામિન્! હું માઘસ્નાનના વિધિને તેમજ ચાંદ્રાયણ વ્રતના વિધિને સાંભળવા ઇચ્છું છું. જે આપ કહેવાને યોગ્ય છો ૨. સુવ્રત મુનિ કહે છેઃ આ પ્રમાણે તપસ્વી એવા શુકાનંદ મુનિએ આદર થકી પુછેલા એવા તે શ્રીહરિ જે તે સર્વેને જાણવા વાળા અને સર્વે ભક્તોને આનંદ પમાડનારા એવા બોલતા હવા. ૩. શ્રી નારાયણ મુનિ બોલ્યાઃ હે મુને! તમને હું માઘસ્નાનનો વિધિ કહું છું તે સાંભળો. માઘસ્નાન ખાસ કરીને તીર્થમાંજ કરવું જોઇએ ૪. જેના હાથ, પગ, વાણી તથા મન એ ચારે નિયમમાં કરેલાં હોય તે જ માણસ વિદ્યા, તપ, કીર્તિ અને તીર્થના ફળને પામે છે ૫. અશ્રદ્ધાળુ, પાપી, નાસ્તિક અને જેના સંશયો છેદાયા ન હોય તેમજ જે સ્વાર્થને માટે બીજાની નિંદામાં જ રમી રહ્યો હોય તેને તીર્થનું ફળ મળતું નથી ૬. પ્રયાગરાજ કે પુષ્કર અથવા કુરૂક્ષેત્ર એવા પુણ્યક્ષેત્રમાં જઇને સ્નાન કરવું તથા રહેવું ૭. સમુદ્રને ન મળતી હોય એવી નદીઓ ત્રણ રાત્રીઓનું ફળ આપે છે, સમુદ્રને મળનારી નદીઓ એક પખવાડીઆનું અને સમુદ્ર સ્નાન એક માસનું ફળ આપે છે ૮. વળી મુનિ લોકોએ માઘસ્નાનનો કાળ અરૂણોદયથી માંડીને તે પ્રાતઃકાળ થતાં સુધીનો પુણ્ય આપનારો કહ્યો છે ૯. જો નક્ષત્રવાળા કાળમાં સ્નાન કરે તો ઉત્તમ, તારાઓ અદૃશ્ય થયા પછી સ્નાન કરે તો મધ્યમ અને સૂર્યના ઉદય પછી સ્નાન કરે તો તે હલકું કહેલું છે ૧૦. ગરમ જળથી સ્નાન કરવું તે વૃથા છે, વૈદિક મંત્ર વિનાનો જાપ વૃથા છે, અશ્રોત્રિય બ્રાહ્મણને આપેલું દાન વૃથા છે તેમજ સાક્ષિ વિના બોલેલુ પણ વૃથા છે ૧૧. બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યોએ મંત્ર સાથે જાપ કરવો અને હે મુનિયોમાં ઉત્તમ! શુદ્રો તથા સ્ત્રીઓએ તો ખાલી સ્નાનથીજ સંતુષ્ટ થવું ૧૨. પૌષ માસની પુર્ણિમાથી આરંભી જે તે ત્રીશ દિવસ લગી સૂર્ય મકરરાશિમાં રહે તે પુણ્યના દિવસો છે ૧૩. જે મનુષ્ય અપવાસ કરીને પછી સાક્ષાત્ સ્નાન કરે છે તેને ડગલે ડગલે અશ્વમેધનું પુણ્ય થાય છે ૧૪. પછી શુભ તીર્થને વિષે સ્નાન કરીને આજે મસ્તકે માટી ધારણ કરી વેદમાં કહેલી વિધિથી સૂર્યને અર્ઘ્ય આપવા ૧૫. તે જળ વડે પિત્રીઓનું તથા તીર્થનું તર્પણ કરીને ઈષ્ટદેવને નમસ્કાર કરવા અને પછી પુરૂષોત્તમની પૂજા કરવી ૧૬. જે શરીરે શક્તિમાન્ હોય તેણે જમીન ઉપર સુવું તથા બ્રહ્મચર્ય પાળવું અને સ્નાન કરવું અને જેનામાં

નિયમ તથા આચાર પાળવાની શક્તિ ન હોય તેણે માત્ર સ્નાન કરવું ૧૭. તલવાળા પાણીથી સ્નાન, તલનું ભોજન, તલનો હોમ, તલવાળું પાણી લેનાર તથા ખાનાર અને તલનું દાન એમ છ રીતે તલનો ઉપયોગ કરનારાઓનાં પાપ નાશ પામે છે ૧૯. જો નદીનું પાણી ન હોય તો નવો જ ઘડો લાવી તેમાં જળ ભરવું અને રાત્રે તેને હવામાં રાખવો. તેમાંના પાણીને ગંગાજળ સમજી કહેલું છે ૨૦. માઘ સ્નાન કરનારને આ લોકમાં પાતક લાગતું નથી તથા એક માસના અપવાસ કરવાથી પણ માઘસ્નાનને અધિક કહેલું છે ૨૧. જીવતાં તેનાં દુઃખો નાશ પામે છે અને મરણ પછી તેને દુઃખ દેખાતું નથી. તેથી કરીને પૃથ્વીને વિષે માઘસ્નાનનો ઘણો મહિમા છે ૨૨. માટે દરરોજ સાકર સાથે મેળવેલા એવા તલનું દાન કરવું. તે તલ ત્રણ ભાગ લેવા અને ચોથા ભાગ જેટલી સાકર તેમાં મેળવવી ૨૩. માઘ માસ પુરો થાય ત્યારે સુંદર એવાં સ્ત્રીપુરૂષનાં સૂક્ષ્મ વસ્ત્રોની એક જોડીનું સાત ધાન સાથે દાન કરવું ૧૧. વળી સાકર અને તલ વાળા એવા ત્રીશ લાડુઓ આપવા તથા ત્રાંબાનાં વાસણો તલ ભરીને શક્તિ મુજબ આપવાં ૨૫. તથા કામળીઓ અને રેશમી વસ્ત્રો તેમજ શક્તિ પ્રમાણે નાનાં પ્રકારનાં રત્નો તથા આચ્છાદન વસ્ત્રો વગેરેનું દાન કરવું ૨૬. તેમજ પાપથી મૂકાવે તેવા પગરક્ષણ માટે પગરખાં તથા માઘમાં પોતાને જે કાંઇ બીજું પ્રિય હોય તેનું દાન કરવું ૨૭. વળી માઘ સ્નાન કરનારાઓએ દેવ અને વિપ્રને કલ્યાણ ઇચ્છનારે જરાપણ દાન આપતી વખતે માધવ પ્રસન્ન થાઓ એમ બોલવું ૨૮. હે બ્રહ્મર્ષિ! મારા આશ્રિતોએ માઘ માસથી નદી તળાવ કે વાવમાં અથવા ઘરમાં શીતળ જળ વડે સૂર્યોદય થયા અગાઉ માઘસ્નાન કરવું ૨૯.

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મ શાસ્ત્રના ચોથા પ્રકરણમાં નાગડકા નગરમાં માઘસ્નાનના વિધિનું નિરૂપણ કર્યું એ નામે અઢારમો અધ્યાય થયો ૧૮.**

---

## અધ્યાય ૧૯ મો

## ચાંદ્રાયણ વ્રતવિધિ નિરૂપણ.

શ્રી નારાયણ મુનિ કહે છે હે શુકિમુનો! હું તમને ચાંદ્રાયણ વ્રતનો વિધિ કહું છું, જે વિધિ પાપની શુદ્ધિને માટે વિષ્ણુ આદિ પુરાણોમાં કહેલો છે ૧. પૌષ માસમાં શુકલ પક્ષની ચૌદશને દિવશે સર્વે પાપને

નાશ કરનાર એવું ચાંદ્રાયણ વ્રત કરવું ૨. દરરોજ જમીન પર સૂવું, બ્રહ્મચર્ય પાળવું, તથા ત્રણ વખત સ્નાન કરવું તેમાં શ્રી લક્ષ્મી-નારાયની પૂજા અને અખંડ દીવો એટલાં વાનાં કરવાં ૩. સર્વે પાપની શાંતિને માટે અગ્નિમાં હોમ કરવો તેમાં ચરૂ (ખીર) તથા શેલડીનો રસ તથા સાથવો વગેરે નાખવું તથા શાક, દૂધ, દહીં ઘી, ફલ, મૂળ, પાણી વગેરે આહુતિ આપતાં બાકી રહેલાં હોય તે લઇને પછી અન્ન લેવું ૫. પુર્ણિમાને દિવસે આંમળાના જેવડો કોળીઓ લેવો અને પછી તે પ્રમાણે પંદર થતાં સુધી દરરોજ વધતા જવા ને તેજ પ્રમાણે પાછા ક્રમે ક્રમે ઓછા કરવા ૬. તે કૃષ્ણ પક્ષમાં એકસોવીશ થાય અને અમાવાસ્યાને દહાડે બ્રાહ્મણની પૂજા કરવી. ૭ શુકલપક્ષથી આરંભ કરો તો ક્રમે ક્રમે ચંદ્રની વૃદ્ધિ થાય તેમાં પણ એકસો વીશ કોળીઆ થાય તેમ કરવું ૮. એક કોળીઆમાં પ્રણુવ ૐનો મંત્ર ભણવો, બેમાં ભૂ:નો મંત્ર, ત્રણમાં ભુવ: અને સ્વાહા, ચારમાં મહ, મંત્ર જપવો. ૯. પાંચમામાં અથ, છમાં જન, સાતમામાં તપ: આઠમામાં સત્ય કહેલો છે ૧૦. નવમા ઉર, દશમામાં ઈટ્ અગીઆરમામાં ઓજ: અને પછીના બારમામાં તેજ: મંત્ર થાય છે. ૧૧. તેરમામાં પુરૂપ, ચૌદમામાં ધર્મ, પંદરમામાં શિવ નામનો મંત્ર બોલવો. ૧૨. વળી સ્વાહાકાર તથા નમસ્કાર સાથે મંત્ર બોલીને દિવસની સંખ્યાના ક્રમથી જુદા જુદા મંત્રો બોલીને કોળીઆ લેવા ૧૩. જ્યારે વ્રતની સમાપ્તિ થાય ત્યારે ઉત્તમ બ્રાહ્મણના હાથે કરવી. એવા એકજ ચાંદ્રાયણથી બધાં પાપોનો ક્ષય થાય છે ૧૪. આ વ્રત ઉદ્યાપન સાથે કરીને આ લોકમાં ધન, આરોગ્ય, સુખ, સૌભાગ્ય અને સંપત્તિ મેળવાય છે ૧૫. વળી આ વ્રત કરવાથી પરલોકમાં ઇન્દ્રનું સ્વર્ગ મળે છે અને જો વિષ્ણુની પ્રીતિ માટેજ કરવામાં આવે તો તેથી વૈકુંઠ મળે છે ૧૬. હે મુને! મેં તમને આ ચાંદ્રાયણવ્રત કહ્યું અને બધાં પ્રાયશ્ચિત વ્રતમાં એ મુખ્ય છે ૧૭.

સુવ્રત મુનિ કહે છે—આ પ્રમાણેનાં પ્રભુનાં વાક્યો સાંભળીને શ્રી શુકાનંદજી તથા બીજા સંતો તથા રાજા પણ સંતુષ્ઠ થયા અને તે શ્રી હરિને પગે લાગ્યા ૧૮. ત્યાં આવી સવારે શ્રીહરિએ એ ઉત્તરાયણના પર્વનું તિલાદિકથી સ્નાન કરીને તલ ભરીને કેટલાંક વાસણો આપ્યાં ૧૯. તથા તે બ્રાહ્મણોને હજારો કામળીઓ, નિશારો તથા તલ બાંધેલા વસ્ત્રો આપ્યાં ૨૦. તથા તે બ્રાહ્મણોને મનગમતાં ભોજન જમાડયાં અને એ

ધર્મના રક્ષક એવા શ્રીહરિએ તેમને દક્ષિણાઓ આપી ૨૧. એ પ્રમાણે સાધુઓને પણ સારાં અન્નવડે તૃપ્ત કરીને પોતે તો રાત્રીમાં ભુખ્યાંજ પોઢી ગયા અને એ પ્રમાણે પોતાના જનોને તેમણે શ્રી રૂષભદેવની શિક્ષા આપી ૨૨.

ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપી ધર્મ-શાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં નાગડાકમાં ચાંદ્રાયણ વ્રતના વિધિના નિરૂપણ નામે ઓગણીશમો અધ્યાય થયો ૧૯.



અધ્યાય ૨૦ મો.

પંચાળામાં હોળીોત્સવ લીલા.

શ્રી સુવ્રત મુનિ કહે છે—એ નાગડકા નગરમાં તે શ્રીહરિ જેતે પાંચ દિવસ ત્યાં સૂરા ખાચર વગેરે ભક્તોથી સેવા કરાતા રહ્યા પછી હેમંતસિંહના નગરે જવા નીકળ્યા. ૧. માર્ગને વિષે શ્રીહરિએ તે રાજાને કહ્યુંઃ અમે પ્રથમ તમારા ગામમાંજ આવીએ છીએ, ૨. એ પ્રમાણે છઠે દિવસે પંચાળ નામના વૃક્ષોની ઘટાથી રમણીય એવા નગરને પામતા હવા અને તેમને આવેલા સાંભળીને અનુપસિંહ જે તે પોતાના ગ્રામ્ય જનોને સાથે લઈ તેમનું સામૈયુ કરતો હવો ૩. તે રાજા અચ્યુત એવા શ્રીહરિને આદરથી પ્રણામ કરીને સર્વને વાજતે ગાજતે એ ઉદારકીર્તિ એવા ભગવાનને ભક્તોની સાથેજ ગામમાં લઇ ગયો ૪. હિંમતસિંહે શ્રી હરિને પાર્ષદો સાથે પોતાને ઘેરજ ઉતારો આપ્યો અને હે રાજાઓમાં શ્રેષ્ઠ! બીજા ભક્તોને પણ યથાયોગ્ય ઘટે તેમ ઉતાર્યા ૫. તે રાજાએ શ્રીહરિનો તથા ભાગવત એવાં સ્ત્રી તથા પુરૂષોને સૌસૌનો છાજે તે પ્રમાણે આતિથ્યસત્કાર કર્યો ૬. તે રાજા સર્વ સંપત્તિથી સમૃદ્ધ એવા પોતાના ઘરને તમામ સરસામાન સાથે પ્રભુને સ્વાધીન કરીને પોતે જાણે કે અતિથિ હોય એ મુજબ શ્રીહરિની આગળ ઉભો રહ્યો. ૭. એ શ્રીહરિ જે તે તે ગામને નિવૃત્તિધર્મવાળાને વસવાયોગ્ય જોઇને અશુચિત્વ આદિ જે કાંઇ નગરના દોષો હોય છે તે, તે રાજાને કહેવા લાગ્યા. ૮. શ્રી નારાયણ મુનિ બોલ્યાઃ આ ગામ સારૂ છે અને સત્પુરૂષોના વાસ માટે સંમત થયેલું છે. પણ જે જુનાગઢ છે તે તો સત્પુરૂષોને રૂચિકર થતું નથી ૯.

તમારૂં ગામ પણ પ્રાચીન છે અને તે નગર પણ પ્રાચીન છે પણ જુ-નાગમાં તમારા ગામ કરતાં હું કાંઇ વિશેષતા જોતો નથી ૧૦. જો અમને ત્યાં લઇ જવામાં આવે તો અમે ત્યાં તો માત્ર બે ત્રણ દહાડાજ રહીએ પરંતુ જો અમે અહીંઆં રહીએ તો બે ત્રણ મહિના રહીએ ૧૧. શ્રીહરિનું એવું વચન સાંભળીને પ્રસન્ન થયેલો તે રાજા બોલ્યોઃ આપની ઇચ્છામાં આવે તેટલો સમય સંતો સાથે આપ અત્રે રહો. ૧૨. મારા ગામમાં પણ ખાસ કાંઇ વિશેષ નથી અને નગરના જનો આપનાં દર્શન કરવાને વાસ્તે અત્રે આવશે એ નિશ્ચે છે ૧૩. પછી શ્રીહરિ જેતે ભક્તોને તથા રાજાને કુટુંબ સાથે આનંદ પમાડતા થકા ભકતોની સાથે જ ત્યાં વસતા હવા ૧૪. જેવી રીતે ગઢપુરમાં તે પ્રભુ પોતાનું ઘર માનીને વસ્યા હતા તે જ પ્રમાણે અહીં પણ તે શ્રીહરિ વસતા હવા. ૧૫. તે રાજાની કુટુંબ સાથેની ભક્તિથી પ્રસન્ન થઇને તે શ્રીહરિ જે તે ત્યાં અડધો માસ વસતા હવા ૧૬. તે પ્રભુનાં દર્શન માટે જુનાગઢનાં નિવાસી એવા સ્ત્રી તેમજ પુરુષો પ્રેમથી સ્નિગ્ધ થયેલાં છે ચિત્ત જેમનાં એવા છતાં ત્યાં આવતા હવા ૧૭. વળી બીજાં ગામોમાંથી પણ હજારો માણસો આવતા હવા અને ભગવાને તેમનું સન્માન કર્યું તથા તેઓ ભગવાનનાં દર્શનના ઉત્સુક થઇને ત્યાં વસતા હવા. ૧૮. ત્યાં શિવરાત્રી આદિ મોટા મોટા ઉત્સવો કરવામાં આવ્યા અને શ્રીહરિએ પોતાના ભક્તોની સાથે મળીને ઉપવાસ પણ કર્યો ૧૯. પછી શંકરની ઉપાસનાવાળા બ્રાહ્મણો પાસે મહારુદ્રા-ભિષેક કરાવીને તેમને ઘણી ઘણી દક્ષિણા આપી. ૨૦ બીજે દિવસે હજારો બ્રાહ્મણોને જમાડીને, તે ધર્મના માર્ગના રક્ષણ કરનાર શ્રીહરિએ સભામાં બેઠેલા પોતાના ભક્તોની આગળ વેદમાં કહેલી બ્રહ્મવિદ્યાના પ્રકારો પણ જણાવ્યા ૨૨. તે શ્રીહરિએ ભગવાન નરનારાયણનો મોટો જન્મોત્સવ ફાગણ માસમાં ફાલ્ગુની નક્ષત્રમાં કર્યો ૨૩. પહેલાં જેમ વડતાલમાં ભગવાને મહોત્સવ કર્યો હતો તે પ્રમાણે અહિં પણ એવોજ મહોત્સવ કર્યો ૨૪. જુદા જુદા દેશના લોકોએ તે ઇશ્વરની બહુ વિધિથી અને અનેક ઉપચારવડે પૂજા કરી ૨૫. રાજા હિમતસિંહ તો શ્રીહરિની દરરોજ પુજા કરતો હતો. પરંતુ તે દિવસે તો ખાસ કરીને પોતાના કુટુંબીજનો સાથે વિશેષ પ્રકારે કરીને કરી ૨૬. તથા તે રાજાએ શ્વેત, પીળાં અને લાલ એવાં અનેક પ્રકારનાં વસ્ત્રો તથા અલંકારો અને ઘણું સોનું ભક્તિવડે કરીને તેમને દાનમાં આપ્યું ૨૭. તથા તે રાજાએ કા-શ્મિરી કેશરવાળા સુગંધીદાર ચંદનથી, આખા ચોખાથી, ધોળા પુષ્પના

હાર તથા તોરાથી તથા અબીલ, ગુલાલ અને આરતીથી શ્રીહરિની પુજા કરીને ભગવાનને બે હાથ જોડી સાષ્ટાંગ પ્રણામ કર્યા ૨૮–૨૯. તે પછી તેમણે નાનાભાઇ સાથે શ્રી રામપ્રતાપજીની અમૂલ્ય વસ્ત્રાભરણથી તથા સુગંધમાળા અને ચોખાવડે પૂજા કરી ૩૦. પછી ગંગા આદિ સ્ત્રીઓ તથા નગર અને ગામનાં બીજાં જનોએ પરમ આનંદ થઇ તે શ્રીહરિની પૂજા કરી ૩૧. તે રાજાએ પોતાના ભાઇઓ સાથે સર્વે મુનિયોની ચંદન, અક્ષત તથા પુષ્પ વગેરેથી પૂજા કરી ૩૨. જુદાં જુદાં અન્નથી મિશ્ર એવાં પકવાન તથા ભક્ષ અને ભોજ્ય એવા ભારે પદાર્થોથી તે ઉદાર બુદ્ધિવાળા રાજાએ સંતોને પણ તૃપ્ત કર્યા ૩૩. તે મહોત્સવની રાત્રે ભક્તોની મોટી સભામાં શ્રીહરિ સિંહાસન ઉપર આરુઢ થયા. તે જાણે નક્ષત્રોમાં ચંદ્રની પેઠે શોભતા હવા ૩૪. તે સભામાં ઋષિયો, ગૃહસ્થો, તથા સધવા અને વિધવા સ્ત્રીઓ એ સર્વે એ શ્રીહરિને નિરખતા થકા ત્યાંજ બેસતા હવા ૩૫. એટલે શ્રીહરિ જે તે હરિભક્તો પ્રત્યે બોલ્યા કે જો કોઇને કાંઇ સંશય હોય તો તે પુછજો ૩૬. એટલે સત્પુરુષોએ પ્રેરણા કરેલા એવા અને બ્રહ્મચારીઓમાં શ્રેષ્ઠ અખંડાનંદે પ્રણામ કરીને તથા હાથ જોડીને નમ્રતાથી પ્રશ્ન પુછયો ૩૭.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં દોલોત્સવનું નિરૂપણ કર્યું એ નામે વિશમો અધ્યાય થયો ૨૦.**

---

## અધ્યાય ૨૧ મો
## દ્વૈતા દ્વૈત મિમાંસા.

---

સુવ્રત મુનિ કહે છે કે અખંડાનંદ મુનિ બોલ્યાઃ હે ભગવન્! હે બ્રહ્મવિદ્યાને તમે જ સારી રીતે જાણનારા અને પ્રવર્તાવનારા છો અને તે એક જ છે જેમાં દેવો પણ મોહ પામે છે ૧–૫. મહર્ષિઓએ પુછેલી એ બ્રહ્મવિદ્યાનો પ્રશ્ન હિતકારક સાંભળીને તેનો ઉત્તર હે પ્રભો! તમે કહો ૬. બ્રહ્મ એક જ અદ્વિતીય છે એમ શ્રુતિ કહે છે તથા આ બધું નિશ્ચે બ્રહ્મ જ છે એવી પણ શ્રુતિની આજ્ઞા છે. ૭ એ મતનો આશ્રય લઇને કેટલાક પંડિતો જીવ, ઇશ્વર તથા જગત્ એ સર્વે માયામય છે

અને તેથી મિથ્યા છે એમ કહે છે ૮. કેટલાકો કહે છે કે નિત્યમાં પણ નિત્ય એ વગેરે શ્રુતિઓ આલંબન પરત્વે છે તથા જીવ અને ઇશ્વર નિત્ય છે એમ પણ વિદ્વાનો છે ૯. હે સ્વામિન્! એ મતોમાંથી કયો નિર્ણય સાચો કહેવાય તે કહેવાને આપ યોગ્ય છો. તે બન્ને મત સાચા છે કે તેમાંથી એક સાચો છે તે કહો ૧૦. સુવ્રત મુનિ કહે છેઃ તે મુનિનું એવું વચન સાંભળીને તે જગતના ગુરૂ સત્પુરૂષોની સભામાં બેઠેલા તે મુનિને મધુર વાક્યો વડે હસતા હસતા કહેવા લાગ્યા ૧૧. નારાયણમુનિ કહેવા લાગ્યાઃ હે મુનિયો તથા મહાન્ બુદ્ધિવાળા એવા હે અખંડાનંદ! સાંભળો એ દ્વૈત અને અદ્વૈત કહેનારી શ્રુતીઓના આશયને હું કહું છું ૧૨. બ્રહ્મ શબ્દ છે તે મુખ્યત્વે કરીને કૃષ્ણ શબ્દમાં પ્રવર્તે છે. જેમ ભગવત શબ્દ પણ કૃષ્ણપરત્વે વપરાય છે તેમ ૧૩. જેના સ્વરૂપ તેમજ ગુણોની અવધિ નથી તથા જેનાં ગુણ અને સ્વરૂપ અતિશય છે તેને જ બ્રહ્મનું નામ અપાય છે એમ શ્રુતિઓ કહે છે ૧૪. એ સીવાયની બીજી શ્રુતિઓમાં તો ધ્યાન ઉપાસના તથા સાધર્મ્ય અને બ્રહ્મની સાથે એકતા થાય તેવાઓને માટે અનુરાગે કરીને બ્રહ્મ સંજ્ઞા કહેલી છે ૧૫. સ્વરૂપ, સ્વભાવ, વિભૂતિ તથા ગુણો એ શ્રીહરિને વિષે નિરંતર રહેલા છે, જ્યારે બીજાઓમાં તે આવેલા છે ૧૬. સત્ય છે, જ્ઞાનમય છે, અનંત છે, સર્વજ્ઞ છે અને સર્વેને જાણુનાર છે એ વગેરે શ્રુતિઓ તેજ કહીને તેનું વર્ણન બ્રહ્મની પેઠે જ કરે છે ૧૭. એ પ્રમાણે બ્રહ્મ છે નામ જેનું એવા કૃષ્ણ તે પ્રધાન તથા પ્રકૃતિને લય પમાડીને આત્યંતિક અક્ષરમાં મળી પછી પોતે એક જ રહે છે ૧૮. હે દ્વિજ! તેમજ એ એકને શ્રુતિઓ અદ્વિતીય અને દિવ્ય એવા બ્રહ્મ ઉરમાં રહેલા, નિર્ગુણ અને ઇશ્વરના પણ ઇશ્વર કહે છે ૧૯. જે ઉપાસના વડે કરીને તે આત્યંતિક લયને પામે છે તે યોગી તેને નિર્વિકાર સ્થિતિમાં જ કેવળ જુએ છે ૨૦. હે દ્વિજમાં ઉત્તમ! તત્ત્વને જાણનારાઓ કહે છે કે શ્રુતિઓએ વર્ણન કરવા યોગ્ય એવો એ વર્ણિરાટ્ કહેતાં એ શ્રેષ્ઠ યોગી બ્રહ્મ જાણે છે તે જ બ્રહ્મ છે, એમ કહેવાય અને તેને મહામુક્ત કહીએ ૨૧. એ બ્રહ્મને જાણનારો ત્યારે જ આ સઘળું બ્રહ્મ અને તેના જળ રૂપ છે એવું તથા શાંત, આનંદ રૂપ અને શુદ્ધ છે એવું જુએ છે ૨૨. બ્રહ્મસ્વરૂપ વિના મનથી, ઊંચે, નીચે, કે મધ્યમાં કે વિશ્વને, ઇશ્વરને કે જીવને કદાપી દેખી શકાતું નથી ૨૩. એવી વૈરાગ્યના વેગવાળી સ્થિતિને પ્રાપ્ત કરાવવા માટે જ ડાહ્યા શિષ્યને આ એકજ છે એમ શ્રુતિવડે ગુરૂ બોધ કરે છે ૨૪. હે વર્ણિન્! બ્રહ્મ એક જ છે એમ શ્રુતિઓએ કહેલું

છે, હવે તે બ્રહ્મને નિત્યમાં પણ નિત્ય એમ જે તેમાં કહેલું છે તે હવે હું તમને કહું છું ૨૫. જે ઈશ્વર તથા જીવો છે તેમનાં સ્વરૂપનો વિનાશ પ્રાકૃતિક કે આત્યંતિક પ્રલયમાં પણ થતો નથી ૨૬. હે વર્ણિમાં ઉત્તમ! પ્રાકૃતિક પ્રલયમાં ઇશ્વરના વિરાટ અને સૂત્રાત્મા નામના બે દેહો લીન થાય છે ૨૭. પણ જીવના સ્થૂળ અને સૂક્ષ્મ દેહો નાશ પામતા છતાં અપ્રાકૃત દેહવડે કરીને તે પ્રકૃતિમાં તો રહે છે ૨૮. તે કારણ શરીરવાળાને પ્રકૃતિમાં તિરોભાવ થાય છે ત્યારે હે વર્ણીન્દ્ર! તેને પ્રધાન સંજ્ઞાવાળી પ્રકૃતિ કહે છે ૨૯. તે પ્રકૃતિનો મૂળ પ્રકૃતિમાં તિરોભાવ થાય છે છતાં પુરૂષોના સ્વરૂપનો નાશ કદિ થતો નથી ૩૦. રાત્રી જેમ સૂર્યના પ્રકાશમાં લય પામે છે તે રીતે આત્યંતિક પ્રલયમાં એ પ્રકૃતિ પણ પુરૂષ વિષે તિરોધાન થાય છે ૩૧. તે મહાપુરૂષ પોતાની પાસેની મહામાયા સાથે અક્ષરના પ્રકાશમાં મળે છે ત્યારે કૃષ્ણ એક જ રહે છે ૩૨. કારણ દેહો જેમના નાશ પામ્યા છે તેવા મુકતો ધ્યાનના બળવડે કરીને કૃષ્ણના દિવ્ય દેહવડે અક્ષર એવા બ્રહ્મમાં રહે છે ૩૩. એ પ્રમાણે બન્ને પ્રકારના પ્રલયો થયાં છતાં એમનાં સ્વરૂપોનો નાશ થતો નથી એવી જે શ્રુતિઓ છે તે, હે મહામતે! તેને નિત્ય કહે છે ૩૪. સર્ગકાળ વખતે એ પુરૂષ તથા પ્રધાન વગેરે સર્વે, પૂર્વની પેઠેજ તેની ઇચ્છાથી પાછાં ઉત્પન્ન થાય છે ૩૫. અપ્રાકૃત એટલે દિવ્ય શરીરવાળા જે મુક્તો છે તેમનો પણ પોતાની ઇચ્છાથી અવિર્ભાવ થાય છે અથવા અવતાર લે છે ૩૬. એવા જ્ઞાની મુકતો શ્રુતિમાં કહેલા એવા તે નિત્ય બ્રહ્મને કૃષ્ણની ઉપાસનાના બળથી યથાર્થ રીતે જુએ છે ૩૭. ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્યથી સંપન્ન એવા એ યોગિઓ સવિકલ્પ સમાધિને પામેલા છે એમ જાણો ૩૮. જેમ મેરૂ પર્વત ઉપર ઉભેલા પુરૂષો, બીજાઓને પર્વતોને તથા વૃક્ષોને તથા તેના આધાર રૂપ એવી પૃથ્વીને દેખે છે તેજ પ્રમાણે સવિકલ્પ સમાધિમાં રહેલા એવા જ્ઞાની મુક્તો ઇશ્વરને તથા માયાના જીવોને તથા બ્રહ્મને પૃથક્ પૃથક્ દેખે છે ૩૯-૪૦. લોકાલોક પર્વત ઉપર ઉભેલા પુરૂષો જેમ આપણને તથા પર્વતો તથા વૃક્ષોને માત્ર એક પૃથ્વી ઉપર જ જુએ છે તે પ્રમાણે નિર્વિકલ્પ સમાધિવાળા મહામુક્તો જીવ, ઇશ વગેરે પૃથક્ હોવા છતાં એક બ્રહ્મ રૂપ જ જુએ છે ૪૧-૪૨. કૃષ્ણની ઉપાસનાના બળના રહસ્ય વડે કરીને પણ આ લોકમાં નિર્વિકલ્પ સમાધિવાળા ત્રણ પ્રકારના કહેવાય છે ૪૩. હે વર્ણીઓમાં ઉત્તમ! સુષુપ્તિમાં આ જીવની જ્ઞાનેન્દ્રિયો તથા મન લય પામે છે ત્યારે સર્વ વિષયોમાંથી ઉપશમ થયા જેવું સુખ થાય

છે ૪૪. જે પુરૂષની જ્ઞાનેન્દ્રિયો તથા મન સાક્ષાત્ કૃષ્ણને વિષે લય પામે છે તેને ઉપશમની જાગૃતિ થાય છે અને તે પહેલા પ્રકારનો નિર્વિકલ્પ સમાધિવાળો જાણવો ૪૫. બ્રહ્માંડના અભિમાની એવા ત્રિલોકના ઇશ્વરોનો સુષુપ્તિ નામના પ્રલયમાં જ્યારે લય થાય છે ત્યારે તેમને પોતાની ઇચ્છા મુજબનાં સુખ તથા શાંતિ પ્રાપ્ત થાય છે ૪૬. સાક્ષાત્ કૃષ્ણને વિષે જે પુરૂષની જ્ઞાનેન્દ્રિયો તથા મન લય પામે છે તેને તે પ્રકારનાં સુખ અને ઉપશમ પ્રાપ્ત થાય છે અને તે મધ્યમ પ્રકારનો નિર્વિકલ્પ સમાધિવાળો જાણવો ૪૭. તે કારણોથી વિરાટ્ પ્રધાનની સાથે જ્યારે પ્રકૃતિમાં પ્રાકૃત લય વખતે લય પામે છે ત્યારે તેને શાંતિ થાય છે ૪૮. અને એવા જે દેવની જ્ઞાનેન્દ્રિયો તથા મન સાક્ષાત્ કૃષ્ણને વિષે લય પામે છે તેને સુખ તથા ઉપશમની જાગૃતિ થાય છે અને તે ત્રીજા પ્રકારની અંતિમ નિર્વિકલ્પ સમાધિવાળો કહ્યો છે ૪૯. કૃષ્ણ સંબંધી જે સુખ છે તે બીજાં બધાંય સુખો કરતાં અધિક કહેલું છે અત્રે તેના સહજ સુખનું વર્ણન કરેલુ છે ૫૦. હે દ્વિજ! આ પ્રમાણે એ મહામુક્તો ત્રણ પ્રકારના કહેલા છે અને તે સ્થિતિઓને જાણનારાઓએ તેમને ઉત્તરોત્તર શ્રેષ્ઠ કહેલા છે ૫૧. જેઓ એવી નિર્વિકલ્પ સ્થિતિના બળથી ઉન્મત અને બ્રહ્માકાર દૃષ્ટિને પામેલા છે તેઓ જીવ તથા ઇશ્વરને કલ્પિત છે એમ કહે છે એ નિશ્ચે જાણો ૫૨. હે વર્ણીંદ્ર! એકત્વ અને વળી પૃથક્ પૃથક્ એ પ્રમાણે જાણો; શ્રુતિઓના પ્રમાણથી એ અદ્વૈત છે એમ નિશ્ચે જાણો ૫૩. પરંતુ જેઓને એવી સ્થિતિ પ્રાપ્ત થઇ નથી અને માત્ર શાસ્ત્રમાંથી જ બ્રહ્મ એક છે એવું કહે છે તથા જાણી જોઇને પોતાની ઇચ્છામાં આવે એ પ્રમાણે આચરણ કરે છે તે નરકમાં પડે છે ૫૪. એવા પુરૂષો પોતાનાં કરેલાં પાપને તથા શિષ્યોએ કરેલાં પાતકને અતિશય કલ્પાંત કરતા સતા યમરાજના દરબારમાં ભોગવે છે ૫૫. જ્યાં આગળ બ્રહ્મ એવા બે અક્ષરનો શબ્દ કહેલો છે ત્યાં પહેલાં અક્ષર એવું મોટું ભગવાનનું ધામ જાણવું ૫૬. પછી જે બ્રહ્મ શબ્દ હોય તેને માટે સર્વ કારણના કારણ તથા અક્ષરથી પર અને દિવ્ય દેહવાળા શ્રીકૃષ્ણને પોતાને જાણવા ૫૭. બ્રહ્મ એવા હરિના જીવ અને ઇશ એ બે ભેદ વાસ્તવિક છે અને તે ભેદ 'નિત્યોના નિત્ય' એ વગેરે શ્રુતિથી કહેલા છે ૫૮. બ્રહ્મને જાણનાર પરમપદને પામે છે એમ શ્રુતિમાં પણ સ્પષ્ટ કહેલું છે અને હે સન્મતિવાળા! બ્રહ્મને જાણનારાઓએ પરબ્રહ્મનું સેવન કરવું એમ કહ્યું છે ૫૯. જેનું

આત્મા શરીર છે પણ જેને આત્મા જાણતો નથી, જે આત્માની અંદર રહીને તેનું નિયમન કરે છે તે અમૃત છે પ્રભુ છે ૧૦. અક્ષર જેનું શરીર છે પણ જેને અક્ષર જાણી શકતું નથી અને જે અક્ષરમાં રહીને તેનું નિયમન કરે છે તે અમૃત છે પ્રભુ છે ૧૧. એ વગેરે અર્થો વાળા શ્રુતિના સમૂહો અક્ષરબ્રહ્મને કૃષ્ણનું શરીર કહે છે અને જુદું પણછે એ સ્પષ્ટ છે ૧૨. જો એવું જે બ્રહ્મ તે કૃષ્ણનું રૂપ નહોય તો તે શી રીતે જીવમાં પ્રવેશ કરી તેનું નિયમન કરે? ૧૩. તેથી નિઃસંશય થઇને જે મુમુક્ષુ હરિને ભજે છે તેની મુક્તિ થાય છે અને બીજાઓ ભવસાગરમાં પડે છે ૧૪. સુવ્રત કહે છે–હે રાજન્! એ પ્રકારે તે હરિએ શ્રુતિનો સિદ્ધાંત કહ્યો એટલે સાધુઓ તથા બ્રહ્મચારીઓ જેમના સંશયો નાશ પામ્યા છે એવા થકા તે હારને નમતા હવા ૧૬. પછી તે શ્રીહરિ પોતાના સર્વે શિષ્યોને પોતપોતાના સ્થાનમાં જવાની આજ્ઞા આપતા હવા અને પોતે દયાળુ પોતાના ઉતારે પધાર્યા ૧૭. આ પ્રકારે તે શ્રીહરિ જે તે હમેશાં વાણી વિલાસ વડે કરીને પોતાના ભક્તોને આનંદ પમાડતા થકા તથા હેમંત સિંહના મનોરથ સંપૂર્ણ કરતા થકા ત્યાં વસતા હવા ૧૯.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં પંચાળા ગામમાં દ્વૈતાદ્વૈતને પ્રતિપાદન કરનારી શ્રુતિઓના અર્થના નિર્ણયનું નિરૂપણ કર્યું એ નામે એકવિશમો અધ્યાય થયો ૨૧.**

---

## અધ્યાય ૨૨ મો,

## પંચાળામાં દિવ્યસ્વરૂપ દર્શન.

---

તે પછી મુનિઓનું શુભ ઇચ્છનારા રાજાની આજ્ઞાથી તે ગામથી પશ્ચિમ દિશાએ કિંશુક નામના બાગમાં પર્ણકુટીઓ કરવામાં આવી ૧. અને તે શ્રીહરિ જેતે પાપમોચની એકાદશીના દિવસની રાત્રીએ પોતાના કેટલાક પાર્ષદો સાથે ત્યાં જાગરણ કરતા હતા ૨. તેમાં ઉત્તમરાજા, સોમલોખાચર, હેમંતસિંહ તથા તેમના ભાઇઓ તેમજ મુકુંદાનંદ અને રત્નજીત વગેરેએ ત્યાં સાધુઓને વ્રતનું જાગરણ કરતા જોયા તો તેઓ

ટોળે મળીને જુદી જુદી જાતનાં કીર્તન તાળી પાડીને ગાતા હતા ૪. એટલે તેઓ પણ ઉત્તમ એવા શ્રીહરિને જોઇને પ્રસન્ન થયા ને નમસ્કાર કરીને ગાનારાઓની આગળ આસન પાસે શ્રીહરિની પાસે બેઠા ૫. એટલે શ્રીહરિની આજ્ઞાથી ફરીને તે શ્રીહરિના સિંહાસનની ચારે બાજુ ફરતા થકા અને તેમનું મુખ જોઇ રહીને કીર્તન ગાવા લાગ્યા ૬. એ પ્રમાણે વિચિત્ર ગીત કીર્તન ગાતા અને સ્થિર મુખારવિંદથી ભક્તોને હસાવતા આખી રાત્રી વ્યતીત કરી ૭. જ્યારે એ શ્રમિત થયેલા મુનિઓ પછી પ્રસન્ન થઇને તે શ્રીહરિનું મુખ પ્રીતિથી જોતા થકા સ્થિર આસન કરીને શ્રીહરિની આગળ બેસતા હવા ૮. એટલે પછી તે શ્રીહરિની ઇચ્છાથી એકાએક તેઓ હજારો સૂર્ય ચંદ્રના જેટલા તેજ જેટલો સમૂહ જોતા હવા ૯. એ તેજથી, પૃથ્વી, આકાશ તથા સર્વ દિશાઓ પણ શીતતાને પામી અને તે શાંત પ્રકાશના મોટા અંબારમાં શ્રી હરિનું દિવ્ય દર્શન થયું ૧૦. તે શ્રીહરિ કેવા હતા કે દિવ્ય સિંહાસન ઉપર આરૂઢ થયેલા નવીન મેઘ જેવા શ્યામ, કોટિ ચંદ્રમાના જેવી કાંતિવાળા અને દિવ્ય આભરણથી શોભાયમાન, દિવ્ય પીતાંબર ધારણ કરેલા તથા દિવ્ય ગંધનું લેપન કરેલું છે એવા તથા દિવ્ય અને સુગંધીવાળા પુષ્પોના હાર વડે કરીને શોભાયમાન, સારી એવી ભ્રૂલતા-વાળા, સારી નાસિકાવાળા, તથા જેની દૃષ્ટિ ચપળતાથી ફરે છે એવા, તથા ચીકાશવાળા ગીલોડાના ફળ સરખા છે ઓષ્ઠ જેના તથા કમળ સરખું હસતું છે મુખ જેનું એવા, જેના દાંત અતિ મૂલ્યવાન્ મોતિઓની પંક્તિ જેવા સુંદર છે, હાથમાં મનોહર મોરલી ધારણ કરીને વગાડે છે એવા, તથા કંઠને વિષે કૌસ્તુભમણિને ધારણ કરનારા, તથા, વનમાળાની શોભાને ધરનારા, વિશાળ હૃદયમાં શ્રી વત્સના ચિન્હવાળા અને મુગટ ધારણ કર્યો છે જેણે એવા બે કાનમાં મકરાકૃતિવાળાં કુંડલો ધારણ કરતા, તારાઓમાં વિરાજતા એવા નિષ્કલંક ચંદ્રના જેવા મુખવાળા શ્રીદામા તથા વિષ્વકસેનાદિ પાર્ષદોએ રાજચિન્હ છત્ર, વીંજન તથા ચામર વગેરેથી સેવેલા—એવા તે શ્રીહરિ હતા. ૧૧-૧૭. તે શ્રીહરિના ડાબા પડખાને વિષે કમળનાં જેવાં લોચનવાળા શ્રી લક્ષ્મીજીને દીઠાં, જેમણે કસુંબી વસ્ત્રો ધારણ કર્યાં છે, જેનું ગૌર શરીર છે તથા શરીરનાં સર્વે આભરણોથી શોભાયમાન છે એવાં તથા જેમણે મંદારનાં પુષ્પોવડે અંબોડો વાળેલો છે અને દિવ્ય અને સુંદર આભુષણ પહેર્યાં છે,

શરદ્ ઋતુની પુર્ણીમાના જેવું જેનું મુખ છે તથા જેનાં સ્તનો ઘણાં ઉન્નત છે એવાં સુંદર દાંતવાળાં, સારી ભ્રકુટીવાળાં અને સુંદર લોચનવાળાં, એ સુંદર પગ તથા સારાં ઝાંઝરની જોડીવાળાં, સુંદર વિશાળ ભાળમાં દિવ્ય એવી કાશ્મીરી આડને કરેલાં, સુંદર ગાલવાળાં, સુંદર કંઠવાળાં તથા વાંકા નેત્રવડે માત્ર પોતાના એક પતિનેજ જોનારાં, અતિ ભાવથી રત્નજડિત દંડવાળા ચામરવડે પોતાના પતિનો વિજય બતાવતાં એવાં લક્ષ્મીજીને દીઠા અને સાથે રાધિકાજીને પણ તેવાં જ દીઠાં ૨૨. તે શ્રીહરિના જમણા હાથ તરફ શ્વેત શરીર અને શ્વેત વસ્ત્રોવાળા તથા દિવ્ય એવાં ઘરેણાંથી શોભતા ધર્મરાજાને તે દેખતા હવા ૨૩ તે ધર્મના ડાબા પડખામાં મૂર્તિમાન્ ભક્તિને સુંદર ગૌરવર્ણવાળાં તથા દિવ્ય વસ્ત્ર તથા ભૂષણવાળાં દેખતા હવા ૨૪. બીજાઓને પણ દિવ્ય શરીરવાળા, દિવ્ય અલંકાર તથા વસ્ત્રોવાળા તથા શ્રદ્ધા વગેરે સ્ત્રીઓ તથા દિવ્ય શરીરવાળા તેમના પુત્રોને પણ દેખતા હવા ૨૫. ત્યાર પછી તે મુનિયો તે સર્વેને પ્રણામ કરીને મન જેમનાં પ્રસન્ન થયા છે અને શરીરનાં રોમાંચ થયાં છે એવા, તેઓ શ્રીહરિ પ્રત્યે બોલતા હવા ૨૬. હે પ્રભો! કૃષ્ણ તથા વાસુદેવ એવા તમને નમસ્કાર છે! નારાયણમુનિ, સ્વામિ, તથા ધર્મના પુત્ર એવા તમને નમસ્કાર હો! ૨૭. ભગવન્! આપને અમે અગાઉ પણ આવા શરીરવાળા જોયેલા છે. આપ કે જે અમારા સ્વામી છો એ જ આપ રાધા અને લક્ષ્મી સહ શ્રીકૃષ્ણ છો ૨૮. આપના પડખામાં જે દેવો તથા દેવીઓ છે જે અમારાં નયનોને આનંદ પમાડનારા એવા-તેમને હે સ્વામિન્! અમે ઓળખતા નથી ૨૯. એ શ્રીહરિ તેમનું એવું વચન સાંભળીને તે સાધુઓ પ્રત્યે બોલ્યા: આ સાક્ષાત્ ધર્મદેવ છે અને આ તેમનાં પત્ની સાક્ષાત્ શ્રી ભક્તિ છે ૩૦. એ સિવાય અન્ય પત્નીઓ શ્રદ્ધા, મૈત્રી, દયા વગેરે છે તથા શુભ, પ્રસાદ વગેરે આ તેમના નિષ્પાપ પુત્રો છે ૩૧. એઓ દિવ્ય દેહ ધારણ કરનારા હોઇ હમેશાં મારી પાસે રહે છે અને આ પ્રમાણેનાં દર્શનની પેઠે જ તેમને જોવું એ પણ દુર્લભ છે ૩૨. જે ભકતો એકાંતિક છે તેઓ કયારેક મારી ઇચ્છાથી, હે મુનિઓ! તેમને જુએ છે પણ તેઓ પોતપોતાની ઇચ્છાથી જોઈ શકતા નથી ૩૩. તમે જે એકાદશીના વ્રતનું જાગરણ કરો છો તથા તે વ્રત પાળો છો તે એકાંતિક ભકતો જ કરે છે ૩૪. તેથી હું અને આ સર્વે પ્રસન્ન થયા છીએ તેથી આ દર્શન આપ્યું છે એ પ્રમાણેનો વર મેં આપેલો છે ૩૫. એ પ્રમાણે પોતાના સ્વામીથી વર પામીને પોતાના

ઇચ્છિત ફળની પ્રાપ્તિ થઇ છે એવા તે મહર્ષિઓ શ્રીહરિને નમસ્કાર કરીને બોલતા હવા ૩૬. હે ભગવન્! જો આપ પ્રસન્ન થયા હો તો આપના આ નરદેહનાં નાના પ્રકારનાં ચરિત્રોમાં અમને કદાપિય મોહ ન થાઓ ૩૭. તમે જે આ નરદેહ ધારણ કર્યો છે તેમાં, આપ અમારા ઈશ્વર છો એવો જે ભાવ હાલ છે તેવાજ પ્રકારનો ભાવ અમને સતત્ રહ્યાં કરો ૩૮. આપને વિષે અમે મનુષ્યોની લક્ષ્મીના જેવી ભક્તિ થાઓ એમ તે સંત ભકતોએ પ્રાર્થના કરી એટલે તે હરિએ "તથાસ્તુ" કહીને વર આપ્યો ૩૯. ત્યાર પછી તે મુનિયો જે તે વિનયથી નમ્ર થયા થકા બોલતા હવા કે જો આપ પ્રસન્ન થયા હોતો સદાય અમારે વિષે વસજો ૪૦. કામ, ક્રોધ તથા લોભ એ વગેરે અધર્મના સર્ગથી આપ અમારી દરરોજ રક્ષા કરજો ૪૧. સુવ્રત મુનિ કહે છે–તે મુનિઓએ ધર્મની એ પ્રમાણે પ્રાર્થના કરી એટલે પ્રસન્ન થયેલા એ ધર્મે તેમને "તથાસ્તુ" કહ્યું અને તેવો વર આપ્યો પછી તેઓ પાછા પૂર્વની પેઠે જ શ્રીહરિની નજીક બેઠા ૪૨. પછી તે અતિ વિસ્મય પામેલા મુનિઓ નરદેહવાળા શ્રીહરિને પ્રણામ કરતા હવા અને હે રાજન્! તે શ્રીહરિ પણ તેમને સુખ આપતા સતા પોતાના ઉતારે પધાર્યા ૪૩. તે શ્રીહરિ જે તે એકાદશીનું જાગરણ કરતા થકા પાર્ષદોથી વીંટાએલા એવા પલંગ ઉપર બેઠા ૪૪. હેમંતસિંહ, ઉત્તમ રાજા તથા સોમલા ખાચર વગેરે તે પ્રભુનું દિવ્ય રૂપ જોઇને આશ્ચર્ય પામ્યા થકા હસીને બોલ્યા ૪૫. કોટિ સૂર્ય-ચંદ્રના પ્રકાશવાળું અને રાધા તથા લક્ષ્મીજીએ સહિત તથા ધર્મ અને ભક્તિ વગેરેનું જે દર્શન તે મનુષ્યોને ઘણું દુર્લભ છે ૪૬. અરે અમારી જાત ધન્ય છે અને અમે સૌભાગ્યવાળા છીએ એમ કહી ગદ્ગદ્ વાણી પ્રેમ સહીત બોલતા હવા ૪૭. એટલે પ્રસન્ન થયેલા એવા શ્રીહરિ જે તે પોતાના પાર્ષદો પ્રત્યે બોલ્યા: હે મારા ભક્તમાં શ્રેષ્ઠ! તમે સર્વે મારાં વચનો સાંભળો ૪૮. મનુષ્યદેહ ધારણ કરતા એવા વાસુદેવ ભગવાનમાં જેમની અનન્ય ભક્તિ થાય છે તેમને જ આવું દર્શન થાય છે અને તેઓ કાંઇને દુર્લભ નથી ૪૯. શ્રી ભારતમાં ભગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણે વિશ્વરૂપ બતાવીને અર્જુન પ્રત્યે એવું જ નિરૂપણ કરેલું છે ૫૦. તમે જે આ અતિશય દુઃખે કરીને પમાય એવાં મારા રૂપનું દર્શન કરો છો તેનું દર્શન કરવાની દેવો પણ આકાંક્ષા રાખે છે ૫૧. હું જેવો તને દેખાઉં છું તેવો વેદથી, તપથી, દાનથી કે પૂજાથી દેખાવાને શકય નથી ૫૨. હે અર્જુન! આવા પ્રકારે તો અનન્ય ભક્તિથી જ હું બરાબર દેખી શકાઉં

છું, જાણી શકાઉ છું તથા તેથી મારે વિષે પ્રવેશ થઇ શકે છે ૫૩. સંત પુરૂષોની સેવારૂપી ભક્તિવડે આ જીવ કાળ તથા યમના ભયથી તથા કર્મ અને માયાનાં બંધનોથી મુક્તિ પામે છે ૫૪. વર્ણાશ્રમના તથા ત્યાગીઓના ધર્મને પાળનારને અક્ષય એવું ભક્તિરૂપ ફળ મળે છે ૫૫. યજ્ઞ, દાન, વ્રત, જપ, સ્વાધ્યાય તથા તપ તથા તીર્થ, દેવોપાસના અને સાંખ્ય તથા યોગરૂપી જે પૂર્તકર્મો તથા નિયમો વગેરેના ફળ ભક્તિને જ અક્ષય કહેલું છે. બાકીનાં ફળો તો ક્ષણિક છે ૫૮. ઇતિહાસ તેમજ પુરાણોનું તાત્પર્ય આ જ છે તેમજ શ્રીમદ્ ભાગવતનો સાર પણ આવો જ છે ૫૯. તે હેતુ માટે ધર્મ સહિત એવા મારામાં તમારી પણ એવી જ ભક્તિ થાઓ અને હે પાર્ષદો ! તેથી જ તમને આ દર્શન થયાં છે એમ જાણો ૬૦. ભગવાને તેમને એ પ્રમાણે કહ્યું એવા તેઓ ભગવાનને પ્રણામ કરીને આનંદ પામ્યા થકા તે માત્ર તેમનોજ આશ્રય કરીને પોતાને ધન્ય માનવા લાગ્યા ૬૧. તે શ્રીહરિ જે તે બારસને દિવસે નિત્ય કર્મોથી પરવારીને પછી ઘણા બ્રાહ્મણોને જમાડીને પોતાના પાર્ષદો સાથે પોતે પણ પારણાં કરતા હવા ૬૨. ને ત્યાર પછી ઉત્તમ રાજા, જયા તથા લલીતાએ પ્રાર્થના કરવાથી ગઢપુર જવાની તે શ્રીહરિએ ઇચ્છા કરી ૬૩. શ્રીહરિ જવાના છે એવું જાણીને હેમંતસિંહ રાજા પોતે તેમની પાસે ગયો અને તેમને નમસ્કાર કરીને બન્ને નેત્રોમાં આંસુ લાવી તથા રોમાંચ થઇને તે શ્રીહરિની આગળ જઇને બે હાથ જોડીને ઉભો ૬૪.

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપી ધર્મ-શાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં પંચાળ ગામમાં ધર્માદિક સાથે પોતાના દિવ્ય સ્વરૂપ વગેરેનું નિરૂપણ કર્યું એ નામે બાવિશમો અધ્યાય થયો ૨૨.**

---

## અધ્યાય ૨૩ મો.

---

## જીર્ણદુર્ગ (જુનાગઢ)માં લીલા.

રાજા હેમંતસિંહ બોલ્યા: હે દેવાધિ દેવ ! દયાળુ, માયાથી પર, અખિલ વિશ્વના કારણ, ભક્તોને પ્રિય, અદ્ભુત લક્ષણવાળા, અને નારાયણ એવા હે ઈશ ! તમને નમસ્કાર હો ૧. પ્રસન્ન છે મુખ જેનું, શ્વેત વસ્ત્રવાળા,

સારાં પુષ્પોના હાર ધારણ કરનારા, તથા મનોહર તથા ઉત્તમ પુષ્પોના ગુચ્છવાળા એવા તથા નારાયણ એવા હે ઇશ ! તમને નમસ્કાર હો ૨. બ્રહ્મ નામના સદ્ધામની પાસે રહેલા તથા મુક્તોએ જેમની સેવા કરી છે તથા સારા શ્વેત તેજના સમૂહમાં રહેલા અને નારાયણ એવા હે ઇશ ! તમને નમસ્કાર હો ૩. શાંત, દાંત તથા તપ છે પ્રિય જેને એવા, શુદ્ધ તથા સિદ્ધ અને ત્રણ ગુણોથી પાર, એકાંતિક ધર્મનું પતિપાદન કરનાર અને નારાયણ એવા હે ઇશ ! તમને નમસ્કાર હો ૪. નિષ્કામ નામના વ્રતનું પાલન કરનાર, તથા નિષ્કામ નામના વ્રતનો પ્રચાર કરનાર તથા નિષ્કામ નામના વ્રતનો ઉપવાસ કરનારા નારાયણ એવા હે ઇશ ! તમને નમસ્કાર હો ૫. દુઃખના સમૂહોનો સમૂળો નાશ કરનાર, પ્રકાશક તથા અતિસુખ આપનાર તથા સર્વ પાપોનું શમન કરનાર નારાયણ એવા ઇશ ! તમને નમસ્કાર હો ૬. નરોમાં ઉત્તમ, અખિલ વિશ્વને ધારણ કરનાર, શરણે આવેલા જીવોનાં દુઃખોનું નિવારણ કરનાર, બ્રહ્મદેવ તથા મહેશ્વર અને નારાયણ એવા હે ઈશ ! તમને નમસ્કાર હો. મહામુનિઓના વ્રતનું સેવન કરનારા તથા શ્રદ્ધા, દયા તથા શાંતિપરાયણ, નિત્ય જીવનો ઉદ્ધાર કરવામાં પ્રયત્નવાળા નારાયણ હે ઇશ ! તમને નમસ્કાર હો ૮. હે ભગવન્ ! મારા હૃદયમાં દીર્ઘ કાળથી જે મનોરથ હતો તે આપે અત્રે પધારીને કૃપા કરી તત્કાળ અને સર્વ રીતે પૂર્ણ કર્યો ૯. આ નગરથી જુનાગઢ કાંઇ બહુ દૂર નથી. હે પ્રભો ! તેને આપ પાવન કરો એવી મારી પ્રાર્થના છે ૧૦. હજારો હજાર પુરવાસી લોકો આપનાં દર્શન કરીને જન્મની સફળતા મેળવશે એમ કહેતાં, શ્રી હરિ બોલ્યા ૧૧. હે રાજન્ ! એમ હોય તો ચાલો તે નગરમાં જઇએ તેથી તમારી ઇચ્છા પુરી થશે અને વળી તીર્થયાત્રા પણ થશે ૧૨. શ્રી હરિએ એમ કહ્યું એટલે રાજી થયેલો તે રાજા પોતાના ભાઇઓની સાથે પોતાનાં વાહનો સજ્જ કરી તત્કાળ કામ કરનાર તે તૈયાર થઇ ગયો ૧૩. પછી તે હરિ જેતે તે રાજા તથા અન્ય ભક્તો અને પુરના લોકો સાથે અને ઘોડેસ્વારોથી વીંટાઇને હર્ષ પામતા તે નગર પ્રત્યે ગયા ૧૪–૧૫. તેજ દિવસે સંધ્યાકાળે તે શ્રીહરિ ત્યાં જુનાગઢ પહોચ્યા અને હેમંતસિંહની શુભ મેડીમાં વાસ કર્યો ૧૬. તે હેમંતસિંહ પોતાના ભાઇઓની સાથે ઘોડાં દોડાવતો જલદીથી પોતાના નગર પ્રત્યે ગયો અને ભાઇઓ સાથે મળીને હરિની સેવા સુશ્રુષા કરવા લાગ્યો ૧૭. વળી રામજી, અંબાશંકર, રૂપશંકર વગેરે બ્રાહ્મણો અને

ગોકુળચંદ, ઉદ્ધવ વગેરે બીજા પુરવાસી લોકોની સાથે તે રાજાએ પોતાને કૃતાર્થ થયેલો માની તે હરિનો આદરસત્કાર કર્યો ૧૮–૧૯. પછી અમાવાસ્યાના દિવસે તીર્થયાત્રા કરી અને રૈવતગિરિ કહેતાં ગિરનાર તે આ દેવભૂમિ છે એમ તેની પ્રશંસા કરી ૨૦. ગૌમુખી ગંગામાં સ્નાન કરી તથા દામોદર કુંડના જળમાં સ્નાન કરી હે રાજા તે હરિએ મોટાં દાન આપ્યાં ૨૧. પછી તે શ્રીહરિએ શ્રી દામોદર કુંડની પાસે ભવેશ્વર એવા મહાદેવનું ભક્તિવડે પૂજન કર્યું ૨૨. તથા સેંકડો અને હજારો બ્રાહ્મણોને જમાડીને તેમને દક્ષિણા આપીને સંતોષ પમાડયા ૨૩. ત્યાંના ઘણા નાગર બ્રાહ્મણો તો આશ્ચર્ય પામી ગયા અને તેમની પ્રાર્થનાને લીધે તે શ્રીહરિ જેતે ત્યાં ચૈત્રમાસ સુધી રહેતા હવા ૨૪. બેસતા ચૈત્રના પ્રતિપદાના દિવસે તે પુરવાસીજનોએ ચંદન, પુષ્પ, નવાં વસ્ત્રો તથા ધન વગેરેથી તે હરિનું પૂજન કર્યું ૨૫. ભક્તોમાં શ્રેષ્ઠ એવા તે રાજાએ હે રાજન્! તે શ્રીહરિની જન્મતિથિ જે નોમ તે જાણીને પરમ આનંદથી તેમનું પૂજન કર્યું ૨૬. મોંઘાં શ્વેત વસ્ત્રો તથા સુંદર હેમનાં ઘરેણાં પહેરાવ્યાં તથા ચંદનવાળા અંગરાગથી તથા ચોખા અને કુમકુમથી તથા સુંદર એવા મલ્લિકા વગેરેનાં પુષ્પોના હારથી, ધૂપ, દીપ તેમજ ખાવાનાં અનેક સ્વાદિષ્ટ ફળો વડે તેમની પૂજા તથા સત્કાર કર્યો ૨૭–૨૮. પછી શ્રી હરિની આગળ રૂપાની મુદ્રાઓનો થાળ ભરીને તેમની નીચેના છ પદ બોલીને આરતી ઉતારી ૨૯.

જય દેવ જય દેવ, જય મંગળકર્તા (૨)
નારાયણ રૂષિ ભર્ત્તા, (૨) કલિમલ નય હર્ત્તા ધ્રુવપદ૦

તેજ સંચય રાજિત: સિત નર તનુ કાંતે (૨)
નાના મુક્ત સમર્ચિત (૨) સુખકર બહુ શાંતે:

સુરગણ વંદિત ચરણઃ કરૂણાનિધિ રાત્મા (૨)
પરમં બ્રહ્મ પરાત્પર (૨) નિર્ગુણ પરમાત્મા જય૦ ૩૦

ભૂમૌ દેવ સપત્નૈઃ શાંતિ તનુ ગેહં (૨)
પાંતુ સાત્વત ધર્મ (૨) પ્રકટિત નરદેહં;

ધર્માત્મજ નિજનંદન નંદિત વૃષ સર્ગં (૨)
વંદે નૈષ્ઠિક વર્ય (૨) ત્વામે તન્મુનિવર્ગમ્ જય૦ ૩૧

મદ્યામિષ પરવનિતા નિરતા સુરવારં (૨)
સહસા સ્વેન નિરસ્યં (૨) સ્તમ ઇવ સવિસ્તારમ:

પાખંડાધ્વસુરક્ષિત નિજજન ભવહારિ (૨)
મનસિજ દર્પ વિમોચન (૨) કુપથ ક્ષયકારિ જય૦ ૩૨

વરમ ભયં ચ કરાભ્યાં દદતં સિતવસનં (૨)
શ્યામંસિત ઉપવીત (૨) દધતં મિત હસનમ્;
શારદ પૂર્ણસુધાકર બિંબદ્યુતિવદનં (૨)
નૃદિ કુર્વેચ ભવંતં (૨) શુભગુણગણ સદનં જય૦ ૩૩

તિલકં કેસર મલિકે દધતં દશિલોભં (૨)
સાક્ષાત્ કુંકુમચન્દ્રક (૨) રૂચિરં બહુશોભમ્;
ચંદન કૌસુમ શેખર બહુવિધ શુભ હારૈ (૨)
સ્ત્વામહમ ર્ચિત મીડે (૨) નિજજન પારવારૈઃ જય૦ ૩૪

પ્રેમવતી તનુજે ત્વયિ જલરૂહદલ નયને (૨)
રમતાં મમ ધીર નીરાં (૨) નિજ નિજ પદ નયને;
પાહિ સદા પુરૂષોત્તમ ધાર્મિક વર વિષ્ણો (૨)
ત્વચ્છરણાગત જીવં (૨) કૃષ્ણ હરે જિષ્ણો જય૦ ૩૫

એ પ્રમાણે આરતિ કરીને શ્રીહરિની પ્રદક્ષિણા અને પછી પ્રણામ કરી તે રાજા બે હાથ જોડીને આગળ ઉભો રહ્યો ૩૬. એટલે તે શ્રીહરિએ પોતાના કંઠમાંથી પુષ્પનો હાર ઉતારીને તેને આપ્યો અને આ મહાપ્રસાદ છે એમ કહીને તે લઇને રાજા આનંદ પામ્યો ૩૭. તે વખતે બ્રાહ્મણોને પણ વસ્ત્રો, ધન તથા ઘરેણાં આપ્યાં અને એ રીતે તે શ્રીહરિ જેતે પુરના લોકોને વિસ્મય પમાડતા હવા ૩૮. સભામાં તે શ્રીહરિ જેતે મુખ્યત્વે કરીને શ્રી કૃષ્ણની ભક્તિથી ભરપુર એવી ધર્મશાસ્ત્રની વાર્તા દરરોજ કરતા થકા બ્રાહ્મણોને આનંદ આપતા હવા ૩૯. અને બારસ તથા અમાવાસ્યાના દિવસે તે હરિ જેતે ઇચ્છિત ભોજનો વડે હજારો બ્રાહ્મણોને જમાડ્યા કરતા હવા ૪૦. બારસના દિવસે તે શ્રી હરિએ સભામાં દ્વારિકાનું માહાત્મ્ય પોતાના બધા ભક્તોને કહ્યું ૪૧. રામપ્રતાપ તથા ઇચ્છારામે તે સાંભળીને શ્રીહરિ પ્રત્યે કહ્યું: જો આપની આજ્ઞા હોય તો અમે હમણાં દ્વારિકાની યાત્રા કરી આવીએ ૪૨. તે સદ્ધર્મવાન ભાઇઓનું વાકય સાંભળી શ્રીહરિએ તેમને અનુમોદન આપ્યું ૪૩. પછી તેરસના દિવસે તેમને પુષ્કળ ધન, બે ઘોડા તથા બે ગાડીઓ આપીને જવા પ્રેરણા કરી તથા તેમની સાથે ઉત્તમ વિપ્ર એવા મયારામને તથા દ્વારકાના માર્ગને જાણનારાઓને તેમજ હથિયારબંધી વળાવાઓને મોકલ્યા ૪૪-૪૫. અને

દેશ તથા કાળને જાણનાર તે શ્રીહરિએ જેતે તે વખતે તાપનું જોર વધારે હોવાથી બીજા અયોધ્યાવાસીઓને તેમની સાથે જવાની ના પાડી ૪૬. પડવાને દિવસે પછી ભોજન કરીને પોતાના માણસો સાથે તેઓ ગયા અને શ્રીહરિ તથા હેમંતસિંહ વગેરે તેમને વળાવવા ગયા તેઓને વિરહના ખેદથી પરાણે પાછા વાળ્યા. રસ્તામાં તે પોતાના માણસોને સુખ આપતા થકા ઉત્તમ રાજાના નગર પ્રત્યે ગયા ૪૭. ભજવા યોગ્ય એવા મૂર્તિવાળા ભગવાનની આ કથા ભક્તિવડે કરીને જેઓ સાંભળશે અથવા ભણશે તેને વાસુદેવને વિષે વિશુદ્ધ એવી ભક્તિ થશે અને અખિલ સંસારના બંધનથી મુક્તિને પામશે ૪૮.

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં ગઢપુર આગમન નામે ત્રેવિશમો અધ્યાય ૨૩.**

---

## અધ્યાય ૨૪ મો

---

### ગઢપુરમાં શાસ્ત્રો અને મંદિરો કરવાનો ગૂઢ સંકલ્પ.

સુવ્રત મુનિ કહે છે—એ ગઢપુરમાં વસતા થકા શ્રીહરિ જે તે એક સમયને વિષે એકાંતમાં બેઠા થકા પોતાના મનમાં પોતાના અવતારનું પ્રયોજન શું છે તે વિચારવા લાગ્યા ૧. આ પૃથ્વીમાં કલિયુગના બળ વડે કરીને અસુરોએ અધર્મનો સર્ગ વધાર્યો છે અને તેથી ધર્મ ઘણોજ ક્ષીણતાને પામ્યો છે ૨. સંતો તેમજ દેવતા અને ઋષિઓને વિષે ઘણું કષ્ટ પડે છે તથા પૃથ્વી પણ પાપીઓનો ભાર સહન કરી શકતી નથી ૩. બ્રાહ્મણ ઋષિના શાપથી મેં આ ભૂમિમાં જન્મ લીધો છે અને મારા પ્રતાપથી અસુરોનો નાશ કર્યો છે ૪. હવે ભક્તિ સહ ધર્મ ઘણી પુષ્ટિને પામ્યો છે અને સંતો, દેવતા તેમજ ઋષિઓ પરમસુખી થયા છે ૫. હવે તેઓ પૃથ્વી ઉપર અધર્મને ફેલાવી શકવાના નથી અને ચારે વર્ણના લોકો પોતપોતાના ધર્મમાં રહીને મને ભજે છે ૬. આ અવતાર ધારણ કરીને જે જે કાર્ય કરવાનું હતું તે મેં નિશ્ચેજ કર્યું છે પણ ભવિષ્યમાં થનારા મારા ભક્તોનું કાર્ય મારાથી કાંઇ થયું નથી ૭. આ પૃથ્વી ઉપરથી હું અંતર્ધાન થઇશ એટલે મારા આશ્રિત એવા ભક્તો કોઇના શરણ વિનાના થશે. કેમકે તેઓને માટે કાંઇ આધાર કરવામાં આવ્યો નથી ૮.

ભગવાને એવા ત્રણ પ્રકારના વિચાર કરીને પોતાના સર્વ ભક્તોના હિતનો વિચાર, દયા, તથા વાત્સલ્યના સમુદ્ર એવા તેમણે કર્યો ૯. એક તો મંદિરો કરાવીને તેમાં પોતાની પ્રતિમાઓ પધરાવવી અને તેની સેવા પૂજા તે મનુષ્યોએ કરવાની ૧૦. સ્વધર્મમાં વર્તનારા એવા સર્વ મનુષ્યોને તે પ્રતિમાના સેવનથી ચારે પુરૂષાર્થ-કહેતાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ થાય ૧૧. બીજું ભક્તિમાર્ગની પુષ્ટિ માટે મંત્રદીક્ષાની જરૂર પણ લાગી જેથી ધર્મ પ્રમાણે શુદ્ધ થયેલી આવી ગુરૂતાની સ્થાપના થઇ શકે ૧૨. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિના જ્ઞાન માટે ગ્રંથકાર શતાનંદ મુનિ મારાં ચરિત્રોનું વર્ણન કરશે ૧૩. મારા આશ્રિત હોવાથી તેમને સર્વે શાસ્ત્રોના સિદ્ધાંતનું જ્ઞાન છે એમ કરીને હું પછી મારા ધામમાં જઇશ ૧૪. પોતાના એ દઢ સંકલ્પને ત્યાં તે નગરમાં કરીને પછી સારા લેખકો પાસે સર્વે સત્ શાસ્ત્રો રચાવ્યાં ૧૫. હે રાજન્! પછી તે શ્રીહરિએ ચૈત્રમાસની એકાદશીનો ત્યાં મોટો ઉત્સવ કર્યો અને બારસને દિવસે હજારો મુનિયો તથા બ્રાહ્મણોને તૃપ્ત કર્યા ૧૬.

ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપી ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં ભગવાનના ગૂઢ સંકલ્પનું નિરૂપણ કર્યું એ નામે ચોવિશમો અધ્યાય થયો ૨૪.

---

## અધ્યાય ૨૫ મો

---

### શ્રીનગરમાં શ્રીનરનારાયણની પ્રતિષ્ઠા.

સુવ્રત મુનિ કહે છે-હે રાજન્ પ્રતાપસિંહ! શ્રી હરિ નવ મહિને ગઢપુરમાં આવ્યા છે એવું સાંભળીને દેશાવરમાં રહેલા હરિજનો હજારોની સંખ્યામાં તેમનાં દર્શન કરવા માટે જતા હવા અને બારસના દિવસે તેમનાં દર્શન કરીને આનંદ પામ્યા ૧-૨. શ્રી હરિએ તે હરિજનોનું સન્માન કર્યું અને તેમને ઉતારો વગેરે આપ્યો અને તે શ્રીહરિએ પછી ચંદન યાત્રાનો મહોત્સવ કર્યો ૩. ઉત્સવ થઇ રહ્યાબાદ શ્રી નગરના રહેવાસી ભક્તજનોએ બે હાથ જોડીને તે શ્રીહરિની આદર થકી પ્રાર્થના કરીને કહ્યું ૪. હે ભગવન્! આપ અમારા નગરમાં પધારવા યોગ્ય છો અને ત્યાં મંદિર કરો એવું અમારૂં સર્વેનું મન છે. ત્યાં એ બાબતનો ધરણિપતિ ગવર્નરે અધિકાર

આપ્યો છે અને તમારે વિષે પ્રીતિ હોવાથી અનુમોદન પણ આપ્યું છે ૬. માટે આપ અમારા એ મનોરથને પૂર્ણ કરો. અમે આ સંતોની તેમજ આપની સેવા સુશ્રૂષા કરીશુ ૭. એ પ્રમાણે ભક્તોએ પ્રાર્થના કરી એટલે ભક્તિ અને ધર્મના પોષક એવા નારાયણ જેતે બોલ્યા કે એમ કરીશું જેથી ત્યાં સૌને હર્ષ થયો ૮. પછી તે શ્રી હરિ આનંદાનંદ નામના મુનિ પ્રત્યે બોલ્યા કે હે મુને ! તમે હમણાંજ આ હરિજનોની સાથે જાઓ ૯. ત્યાં મંદિર કરવાને માટે રાજા જમીન આપે છે. માટે ત્યાંજઇ શિલ્પશાસ્ત્રને અનુસરીને મંદિર કરાવો ૧૦. ત્યાં મંદિર થાય એટલે અહીં દૂતને મોકલજો જેથી ત્યાં આવીને હું નરનારાયણનું સ્થાપન કરીશ ૧૧. એ પ્રમાણે કહ્યું એટલે એમ કરીશું એમ કહીને તે હરિજનો શ્રીહરીને પ્રણામ કરીને બોલ્યા કે આપ પણ પધારજો આમ કહી તેઓ તથા મુનિઓ ત્યાંથી વિદાય થયા ૧૨. ત્યાં શ્રી નગરમાં પહોંચી પોતાને ઉચિત એવા મકાનમાં મંડળ સાથે મુનિઓ ઉતર્યા ૧૩. નગરના લોકોએ પણ જેમ ઘટે તેમ તેમની સેવા કરી; ત્યાંનો રાજા પણ તે મુનિઓનાં દર્શન કરવા માટે આવ્યો ૧૪. તે રાજા મુનિ પ્રત્યે બોલ્યા કે હે મુની, આપે આ ભૂમિ પાવન કરી છે. તો આપને જેટલી ભૂમિ જોઇએ તેટલી કોઇના હરકત લેલા વિના ગ્રહણ કરો ૧૫. એટલે તે આનંદાનંદ મુનિએ એ રાજાએ પોતાની ઇચ્છા મુજબ દાન આપેલી એવી ભૂમિમાં રમણીય અને મજબુત મોટું મંદિર કરાવ્યું ૧૬. તેથી ચતુર એવા શિલ્પીઓએ ઘણી શોભા કરી અને જે જે સામાન જોઇએ તે તેમણે આદરથી આણી આપ્યો ૧૭. તે મંદિર દેવની પ્રતિષ્ઠા કરવા યોગ્ય થયું એટલે તે મુનિએ જોષિઓને બોલાવીને પ્રતિષ્ઠાના સમયનો નિર્ણય કરાવ્યો ૧૮. પછી બે સાધુઓને શ્રીહરિને તેડી લાવવા માટે તથા ઋષિરાજના વૃત્તને જણાવવા માટે ગઢપુર મોકલ્યા ૧૯. હે રાજન્ ! શ્રીહરિ જેતે ત્યાં વસતા થકા ભાઇઓના આવવાની રાહ જોતા શ્રી વાલ્મીકી રામાયણ દરરોજ સાંભળતા હતા ૨૦. દશેરાના દિવસે સૂર્ય જ્યારે મધ્યાન્હે હતો ત્યારે ગંગાર્ચન મહોત્સવ કરીને તે શ્રીહરિ બ્રાહ્મણોને જમાડતા હવા ૨૧. અને તે શ્રીહરિ જેવા પોતાના ઉતારેથી ભાભીની પાસે જમવા જાય છે એવામાંજ દ્વારિકાપુરીથી બે ભાઇઓ આવી પહોંચ્યા ૨૨. તીર્થે જઇને આવે છે એટલે તેઓની સરભરાથી મોટું પુણ્ય થશે એમ જાણી તેમનો સત્કાર કર્યો ૨૩ મોટા ભાઇને પોતેજ નમસ્કાર કર્યો અને નાના ભાઇએ શ્રીહરિને નમસ્કાર કર્યો પછી બન્નેની આગતાસ્વાગતા કરી અને ઘડી વિશ્રાંતિ લીધી ૨૪.

પછી સ્નાન કરી બન્ને ભાઇઓની સાથે પ્રીતિથી ભોજન કર્યું. બીજે દિવસે શ્રીહરિએ રામચરિત્ર એટલે રામાયણ સાંભળવા માંડી ૨૪. નિર્જલા એકાદશીથી દરરોજ તેમની સાથે યથાર્થ વાલ્મીકી રામાયણ સાંભળવા માંડી ૨૫. નિર્જળા એકાદશીથી દરરોજ તેમની સાથે યથાવિધિ વાલ્મિકી રામાયણ સાંભળવા માંડીર ૬.પૌષ માસના શુકલપક્ષની એકાદશીને દિવસે તેની સમાપ્તિ કરી અને તે કથા વાંચનારને વસ્ત્ર, ઘરેણાં તથા ધન આદિથી સંતોષ પમાડ્યા ૨૭. પછી ભક્તજનોની સાથેજ માઘ સ્નાન કરતાં હવા તથા પોષ માસ થી આરંભીને તે અંત સુધી ચાંદ્રાયણ વ્રત કર્યું ૨૮. તે વ્રત પુર્ણ થયું ત્યારે હજારો બ્રાહ્મણો તથા સાધુઓને તૃપ્ત કરી તથા પોતે પણ પારણાં કરીને પછી સુખેથી આસન ઉપર બેઠા ૨૯. એટલામાં શ્રીનગરથી બે સાધુઓ આવી નમસ્કાર કરી આગળ ઉભા. તેમનો પોતે આદરસત્કાર કર્યો ૩૦. તે શ્રીહરિએ પ્રથમ તેમને જમાડીને પછી તેમનું વૃત્તાંત પુછયું અને તે સાંભળીને પોતે બહુ પ્રસન્ન થયા ૩૧. ફાગણ સુદ ૩ ના દિવસે દેવની સ્થાપનાનું મુહૂર્ત છે એમ જાણીને તે નગરમાં જવા માટે પોતાના માણસોને આજ્ઞા કરી ૩૨. પણ જે જયા આદિક સ્ત્રીઓ ત્યાં આવવાને ઉત્સુક થઇ તેમને શ્રીહરિએ ના પાડી કેમકે ગઢપુરમાંજ વ્રત કરનારા પુરૂષો ઘણા હતા ૩૩. શ્રીહરિએ તેમને એવું આશ્વાસન આપ્યું કે હું અહીં જલદી પાછો આવીશ; પછી પોતે મુહૂર્ત જોવડાવીને તે સાતમના દિવસે ત્યાંથી નિકળ્યા ૩૪. હે રાજન્! તે હરિ જે તે ઉત્તમ રાજા હજારો પાર્ષદો અને ક્ષત્રિયમાં શૂરવીર એવા ઘોડેસ્વારોથી વિંટાયલા તથા પોતાના ભાઇઓ સાથે ઘોડેસ્વાર થઇને મુનિઓની સાથે શ્રીનગર ગયા ૩૬. માર્ગમાં ગામેગામના પોતાના ભક્તજનોએ તેમની પૂજા કરી અને પાંચમે દિવસે તેઓ પોતાના ભક્તોની સાથે શ્રીનગર પહોંચ્યા ૩૬–૩૭. શ્રીનગરમાં કાંકરીઆ નામના તળાવને કાંઠે તે શ્રીહરિએ વાસ કર્યો અને પુરના લોકોએ આવીને તે પ્રભુની સેવા કરી ૩૮. નથુ, મંછારામ તથા ગણપતરામ આદિક દ્વિજ ભક્તોએ આનંદપૂર્વક શ્રીહરિની સેવા કરી ૩૯. હીરાચંદ, બહેચરદાસ, લાલદાસ તથા માણેકલાલ, દામોદરદાસ વિગેરે વૈશ્ય ભક્તોએ પણ તેમની સેવા કરી ૪૦. વળી ગંગા, રેવા, દીવાળી, લક્ષ્મી, શ્યામા, શિવા વગેરે ભક્તિવાળી સ્ત્રીઓએ પણ જેમ ઘટે તે રીતે તે હરિનું પૂજન કર્યું ૪૧. બીજા પણ શ્રીહરિનાં દર્શનનાં ઉત્સુક એવા નગરના જનો તથા બહારથી આવેલાઓ તે હરિનાં દર્શન કરી પરમ

સંતોષ પામ્યા ૪૨. તે પોતાના ભક્તજનોનું શ્રીહરિએ ઘટે તે મુજબ આતિથ્ય કર્યું. એવામાં આનંદાનંદ સ્વામી પણ ત્યાં આવી પ્રણામ કરીને બેઠા ૪૩. બારસનાં પારણાં કરીને તે શ્રીહરિએ શ્રીનગરમાં પ્રવેશ કર્યો તે વખતે ઘણા જનોએ તે પ્રભુની પ્રાર્થના કરી હતી અને અશ્વ ઉપર સ્વાર થઈ તે પ્રભુએ વસ્ત્ર તથા ઘરેણાં ધારણ કર્યાં હતાં ૪૪. હે રાજન્ ! તે હરિની આગળ પડખે તેમજ પાછળ લોકોનાં સેંકડો અને હજારો ટોળેટોળાં તથા હરિજનો ચાલતા હતા ૪૫. આગળ દુંદુંભિ વિગેરે વિવિધ જાતનાં વાજીંત્રો વાગતાં હતાં અને ગાનારાઓ હર્ષભેર સારા સ્વરથી શ્રીહરિના ગુણ ગાતા હતા ૪૬. હજારો બંધુકવાળા તથા નાનાં પ્રકારનાં બીજાં આયુધો ધારણ કરનારાઓ આગળ ચાલતા થકા અવાજ કરતા હવા ૪૭. એ ઉદાર કીર્તિવાળા શ્રીહરિ પોતાના ભક્તોની સાથે નગરમાં પ્રવેશ કરે છે એવું સાંભળીને નગરના લોકો ઘરનાં બધાં કામ પડતાં મુકીને ઘ માંથી બહાર નિકળતા હવા. ૪૮. લોકો શ્રીહરિના દર્શનની ઇચ્છાથી માર્ગ મુકીને હારબંધ એક બીજાને અડીને શ્રીહરિની રાહ જોતા ઉભા ૪૯. દૂરના વાજીંત્રોનો નાદ સાંભળીને તે તરફ એકાગ્ર દૃષ્ટિ કરી જોતા હવા છતાં શ્રીહરિને દીઠા નહીં તોપણ બે હાથ જોડીને દૂરથીજ પ્રણામ કર્યા ૫૦. સુવર્ણની દાંડી વાળા ચામર સાથે તેમજ બીજા રાજચિન્હ સહ વિરાજમાન થયેલા એવા તે શ્રીહરિ પુરના લોકોને ઘણાજ અદ્‌ભૂત શોભાવાળા દેખાયા અને તેમણે શ્રીનગરના લોકોનાં મન પણ હરી લીધાં ૫૧. હાથીઓના મદવડે કરીને રસ્તાઓ સુગંધિત થાય છે અને સુવર્ણના ઘડા વગેરેથી ત્યાં અતિશય શોભા થઇ છે ૫૨. તેના ઉપર સૂર્યનાં કિરણો પડવાથી દેવતાઓને પણ ભ્રમ થાય છે તથા તે શ્રી હરિ જેતે અગરધૂપ, દીપ તથા પતાકા તથા ધ્વજાઓથી પોતે અતિ શોભતા હવા ૫૩. એવા તે નગરમાં પ્રવેશ થયેલા સારી રીતે મનનું હરણ કરે એવા શરીરવાળા, પૂર્ણ ચંદ્રમાના જેવી કાંતિવાળા, જરૂર પ્રમાણેજ હાસ્ય કરનારા તથા બોલનારા, જેના ઉપર સુવર્ણની દાંડી વાળો પંખો તથા ચામર ઢોળાય છે અને જાણે સાક્ષાત્ રાજ લક્ષ્મી હોય તેવા તેમને લોકો દેખતા હવા ૫૪. નગરની સ્ત્રીઓ પોતાનાં બીજાં કામો છોડી દઇને તત્કાળ હર્ષ પામતી તથા જેનાં વસ્ત્રો અને ઘરેણાં અસ્તવ્યસ્ત થઇ ગયાં છે એવી છતી અને સ્થિર દૃષ્ટિ કરીને પોતાની હવેલી ઉપર ચડીને જોતી છતી શ્રીહરિને નમસ્કાર કરતી હવી ૫૫. વળી જે વણિકો છે તે નાના પ્રકારની ભેટો રસ્તામાં ધરીને તે શ્રીહરિનું સન્માન

કરતા હવા અને પોતાનું દુકાનનું કામ છોડીને ભક્તિથી એવા નમ્ર થયા કે જાણે પોતે જ ભક્ત હોય ને શું! ૫૬. ઉદાર ભાવવાળા બ્રાહ્મણોએ પણ ચંદન, પુષ્પ, તથા હાર તેમજ નમષ્કાર કરીને મોટેથી મંત્ર બોલી તે શ્રીહારનું પૂજન કર્યું ૫૭. એ પુરના લોકો કે જેઓએ બે હાથ જોડી રાખેલા હતા તેમનું યથાયોગ્ય સન્માન કરીને તે શ્રીહરિ પોતાના મુકામે આવ્યા અને પછી ધીમે રહીને ત્યાં ઉતર્યા ૫૮. તે શ્રીહરિ જેતે શ્રી આનંદાનંદ મુનિનો હાથ ઝાલીને નવા મંદિરને ચારે તરફથી જોતા હવા અને શિલ્પીઓ પ્રશંસા કરવા લાગ્યા ૫૯. ત્યાર પછી મુહૂર્ત જોઇને તે શ્રીહરિએ ભક્તમંડળની સભા કરી અને કહ્યું કે આવું મંદિરતો શ્રી નારાયણની ઇચ્છાથીજ થયું છે ૬૦. પછી પ્રતિષ્ઠાના વિધિને જાણનારા એવા બ્રાહ્મણોને બોલાવીને તેમને, ત્યાંના લોકોએ આણેલી ભેટોથી જમાડ્યા ૬૧. પછી પોતાના ઉતારે જઇને એક ઉંચા આસને વિરાજમાન થયા અને સાયંકાળે તે નગરના લોકો સંખ્યાબંધ તેમનાં દર્શન કરવાને આવતા હવા ૬૨. તે નગરનો રાજા પણ દરરોજ તે શ્રીહરિનાં દર્શન માટે આવતો હતો અને આવીને બે હાથ જોડી દાસની પેઠે ઉભો રહેતો હતો ૬૩. તે શ્રીહરિ જેતે તે રાજાને જેમ ઘટે તેમ માન આપતા હવા તથા તેણે ભૂમિનું દાન આપેલું તેના ગુણની પ્રશંસા કરતા હવા ૬૪. હે પ્રભો ! તમારૂં જે કામ છે તે હું મારૂં પોતાનુંજ ગણું છું અને તે થશે, એવી વિનતિ કરી તે રાજા પોતાના સ્થાનકે ગયો ૬૫. પછી તે શ્રીહરિ જેતે શ્રીકૃષ્ણનાં નામ કિર્તન કરીને તથા પુરના લોકોને ત્યાંથી વિસર્જન કરાવીને પોતે પોતાના ઉતારે જઇ યોગ્ય વિધિ કર્યો ૬૬. દરરોજ સભાને વિષે હે રાજન્! પૂર્ત કર્મોનું માહાત્મ્ય કહેતાં કહેતાં ૭ ઘડીઓ થતી ૬૭. તે નગરના લોકો પણ વિવિધ પ્રકારનાં વાજીંત્રોના ઘોષવડે તથા ગીતોથી કૌતુકવડે કરીને તે પ્રભુને પોતાને ઘેર તેડી લાવીને અનેક સામગ્રી વડે સ્વર્ગની ઇચ્છાવાળા થઇને શ્રીહરિનું પૂજન કરતા હવા ૬૮. ને શ્રીહરિ પણ તે સર્વેજનોને સંતોષ પમાડી તથા તે ભક્તોએ અર્પણ કરેલી ભેટોનો સ્વીકાર કરીને પોતાના આશ્રિત એવા તે જીવોને ધર્મમાર્ગમાં સ્થાપતા હવા ૬૯. તે શ્રીહરિનાં દર્શન માટે બીજાં નાનાં ગામ તથા નગરમાંથી સ્ત્રીઓ તથા પુરૂષોનાં ટોળાં દરરોજ ત્યાં આવતાં હવાં ૭૦. બીજને દિવસે શ્રીહરિ જેતે પ્રતિષ્ઠાની વિધિને સિદ્ધ કરવાને નવાવાસ આગળ પોતાનો મુકામ કર્યો ૭૧. વિધિને જાણનારા એવા બ્રાહ્મણોએ ત્યાં સ્વસ્તિવાચન પૂર્વક પ્રથમ ત્યાં ગ્રહશાંતિ કરાવી ૭૨. ત્રીજને દિવસે દર્શન કરવા યોગ્ય એવા મંડપોમાં વૈદિક બ્રાહ્મણોએ

મુખ્ય દેવોનું પૂજન કર્યું ૭૩. પછી શ્રી નરનારાયણ દેવની વિધિપૂર્વકની પ્રતિષ્ઠા મહાપૂજા, તથા વેદમંત્રો વડે કરાવી ૭૪. ત્યાં ગીત તથા વાજીંત્રોના અવાજ થયા તેમજ બ્રાહ્મણોએ વેદોનાં મંત્રોનો ઉચ્ચાર કર્યો તથા બીજાઓએ પણ જોરથી તાલીઓ પાડી ૭૫. પછી શ્રીહરિએ શ્રી નરનારાયણની આરતી કરીને પછી તે, તે મૂર્તિની સામે એક મુહૂર્ત સુધી જોતા થકા ઉભા રહ્યા ૭૬. તે વખતે લોકોએ તે બન્ને મૂર્તિઓને તેજોમય માન જોઇ અને તેથી બધાય વિસ્મય પામી ગયા ૭૭. પછી તે મૂર્તિને નમસ્કાર કરી બહાર આવીને બ્રાહ્મણોએ અનેક પ્રકારના હવિથી દેવતાઓને આહુતિ આપી પ્રસન્ન કર્યા ૭૮. પછી શ્રીહરિએ મંદિર બનાવનારા કારીગરોને, તથા ઋત્વિજોને તેમજ બીજા બ્રાહ્મણોને ઘણી ઘણી દક્ષિણાઓ આપી ૭૯. પછી મોટા આસન ઉપર ચઢીને ત્યાં એકત્ર થએલા લોકોના સમૂહને પોતાના હાથની સાન કરીને બધાને શાંત પમાડયા ૮૦. પોતાના ભક્તોજનોનું મૌન જોઇને અને પોતા સીવાય બીજે કયાંઇ તેમની દૃષ્ટિ નથી અને તે સ્થિર ઉભા છે એમ જોઈ શ્રીહરિ જેતે ઉંચા હાથ કરીને બોલતા હવા ૮૧.

તે નારાયણ મુનિ બોલ્યા—હે ભક્તો ! હું તમારા હિતનું વાકય કહું છું તે તમે સર્વે સાંભળો. આપણા ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ છે ૮૨. જે પ્રભુ ગોલોક ધામમાં તેજના મંડળને વિષે રહેલા છે અને તેઓ સર્વે ભૂત, પ્રાણિ માત્રના કલ્યાણને માટે આ પૃથ્વી ઉપર પ્રાદુર્ભૂત થયા છે ૮૩. ધર્મદેવ અને ભક્તિમાતાએ અતિ દૃઢ ભક્તિવડે શ્રીહરિનું ધ્યાન કર્યું ત્યારે તેમના અંગમાંથી શ્રીહરિ પ્રકટ થયા તેમણે પોતાનું જુદુંજ વર્ણિનું રૂપ ધારણ કર્યું છે ૮૪. તે ધર્મ અને ભક્તિને વરદાન આપીને પછી મનુષ્યોના કલ્યાણ માટે નરનારાયણ છે નામ જેનું એવા તે હરિ જેતે બદરિકાશ્રમમાં પધાર્યા ૮૫. કર્મભૂમિ એવા આ ભરતખંડમાં પોતાના આશ્રિત એવાં મનુષ્યો ભુક્તિ તથા મુક્તિને પામે તે માટે વિરાજે છે ૮૬. બ્રહ્મા વગેરે દેવોએ આ ભૂમિનો ભાર ઉતારવા માટે તે શ્રીહરિની પ્રાર્થના કરી એટલે યાદવોના કુલમાં શ્રીકૃષ્ણ ભગવાને કૃપા કરીને અવતાર ધારણ કર્યો ૮૭. અર્જુન નામથી નર એવે પ્રકારે કુરૂના વંશમાં શ્રીહરિના સખા થયા અને તે અર્જુને યુક્ત એવા શ્રી નરનારાયણ કહેવાયા ૮૮. તે જ નરનારાયણની સ્થાપના મેં અહીં કરેલી છે અને તેની ભક્તિ કરવાથી લોકોનું કલ્યાણ થશે તેમાં સંશય નથી ૮૯. જે મનુષ્ય દરરોજ નિયમપૂર્વક એ શ્રી નરનારાયણનું દર્શન કરશે તે મનુષ્યો નિશ્ચે પોતાની ઇચ્છિત ભક્તિ તથા મુક્તિને પામશે

૯૦. જેઓ પુત્રની ઇચ્છાથી તેમનું પૂજન કરશે તેમને નિશ્ચે પુત્ર પ્રાપ્ત થશે, ધનની ઇચ્છાવાળાને ધન, વિદ્યાની ઇચ્છાવાળાને વિદ્યા અને કામીને કામની પ્રાપ્તિ થશે ૯૧. તે શ્રી નરનારાયણની આરાધનાથી સર્વે ઈચ્છાઓ પરિપૂર્ણ થશે. જેઓ નિષ્કામ ભાવે તે મૂર્તિનું સેવન કરશે તેઓ સંસાર સાગરને તરી જશે ૯૨. જે ડાહ્યા પુરૂષો શ્રીમદ ભાગવત આદિ સચ્છાસ્ત્રોનું અથવા ગાયત્રીનું પુરશ્ચરણ આ મંદિરમાં કરશે તેમના સઘળા મનોરથો નિશ્ચે આ લોકમાં તેમજ પરલોકમાં સફળ થશે અને તેને કોઇ જાતની ન્યૂનતા રહેશે નહિ ૯૪. ફાલ્ગુન માસમાં ઉત્તરા ફાલ્ગુન નક્ષત્રમાં અખિલ અર્થને આપનાર એવા નરનારાયણનાં દર્શન બહારગામથી આવીને પણ સર્વે લોકોએ કરવાં ૯૫. સુવ્રત મુનિ બોલ્યાઃ હે રાજન્ પ્રતાપસિંહ! લોકો એ પ્રમાણે શ્રીહરિનાં વાકયો સાંભળીને બે હાથ જોડી તે મુજબ માનતા હવા અને પછી શ્રી નરનારાયણનાં દર્શન કરતા હવા ૯૬. પછી ત્યાં હજારો બ્રાહ્મણોને તેમની ઇચ્છા મુજબનાં ભોજન કરાવ્યાં તથા તે ઉદાર ભગવાને અનેક પ્રકારની દક્ષિણાઓ આપીને તેમને સંતોષ પમાડયા ૯૭. અનેક દેશોમાંથી આવેલાં એવાં સ્ત્રી પુરૂષોનાં ટોળાંજ તથા વાદિત્ર ને ગીતના અવાજથી તે નગર ઘડીભર તો અતિ સંકુલ જણાયું ૯૮. પછી તે શ્રીહરિ પાછા નગરના કાંઠે પોતાના મુકામે આવ્યા અને રાત્રે સુઇ ગયા પછી બીજે દહાડે ત્યાં ચોરાશી નાતના બ્રાહ્મણોને જમાડવાનો મનસુબો કર્યો ૯૯. અને પછી બીજે દિવસે નગરના સર્વે જનોને તથા બીજા જે આવે તેમને તથા તમામ બ્રાહ્મણોને ત્યાં જમાડયા જેથી એ સરોવર કલ્યાણકારી થયું ૧૦૦. હે રાજન્! ત્યાંથી જેને અતિ પ્રિય છે એવા ગુજરાતના બ્રાહ્મણ સ્ત્રી પુરૂષોનો ભારે નાતમેળો થયો અને તેઓ ઘણાંજ આનંદ પામ્યા ૧૦૧. તેમને જમાડી તથા દક્ષિણાવડે સંતોષ પમાડીને પછી ઘેર મોકલીને લોકોને તે હરિ જે તે સુખ આપતા હવા ૧૦૨. એકજ દિવસે શ્રીહરિએ નગરના જનોને તથા બીજા હજારો બ્રાહ્મણોને જમાડયા તેથી મનુષ્યોને ઘણું આશ્ચર્ય થયું ૧૦૩. તેથી લોકોને ઘણોજ આનંદ થયો અને બાળકથી માંડીને વૃદ્ધ પર્યંતના તમામ લોકોએ તે શ્રીહરિનાજ યશ ગાયા ૧૦૪. પછી શ્રીહરિએ પાંચમના દિવસે સંપ્રદાયને અનુસરીને શ્રી નરનારાયણની પૂજાના ઉત્સવની વ્યવસ્થા કરી ૧૦૫. પછી તેજ દિવસે પોતાના ભકતોને જમાડીને તથા શ્રી નરનારાયણને નમસ્કાર કરી તે શ્રીહરિ પોતે ત્યાંથી જતા હવા ૧૦૬. એ પ્રકારે પોતાના ભક્તજનોને

આનંદ પમાડીને તે શ્રીહરિ જેતે પુરવાસી જનોને ત્યાંથી પાછા વાળી સંતોની અને પોતાની સાથે આવેલાઓને લઇને ગઢપુર તરફ પધારતા હવા ૧૦૭. ત્યાં પણ પોતાના જનોને દર્શનવડે ઘણો આનંદ આપતા હવા અને બેસતા હવા ૧૦૮. ત્યાંપણ જયા આદિક સ્ત્રીઓએ તે શ્રીહરિનાં દર્શન કરીને બહુ આદરપૂર્વક તેમની નજીક બેઠક લીધી અને ઘણા સમયની વિરહની વેદનાનો ત્યાગ કર્યો ૧૦૯.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં શ્રીનગરને વિષે શ્રી નરનારાયણની પ્રતિષ્ઠાનું નિરૂપણ કર્યું એ નામે પચીસમો અધ્યાય થયો. ૨૫.**

---

## અધ્યાય ૨૬ મો.

---

## શ્રી ભુજનગરમાં શ્રી નરનારાયણની પ્રતિષ્ઠા.

તે શ્રીહરિના આગમન પૂર્વેજ ત્યાં ભૂજનગરથી ગંગારામ વગેરે ભક્તો શ્રીહરિનાં દર્શનને માટે આવ્યા હતા ૧. તેઓ શ્રીહરિનાં દર્શન કરી આનંદ પામ્યા અને ત્યાં રહ્યા. શ્રીહરિએ તથા ઉત્તમ રાજાએ તેમનો સારી રીતે આદર કર્યો. ૨. શ્રીહરિએ પછી ત્યાં મોટો દોલોત્સવ કર્યો અને પછી શ્રીહરિ સ્વસ્થ થઇને પોતાના આસન ઉપર વિરાજમાન થયા ત્યારે ગંગારામે તે પ્રભુને નીચે મુજબ કહ્યું ૩. હે ભગવન્! અમારા નગરને વિષે શ્રી નરનારાયણનું મંદિર કરો, અમે આપની ધન વગેરેથી સેવા કરીશું ૪. હે પ્રભો! અમે સર્વે નગરવાસીઓનો એવો મનોરથ છે: અમે તમારા આશ્રિત છીએ અને તમે સમર્થ છો તેથી અમારા મનોરથને પૂર્ણ કરો ૫. આ પ્રકારે ગંગારામે તથા અન્ય ભક્તોએ તે શ્રીહરિની પ્રાર્થના કરી એટલે પ્રસન્ન થયેલા તે શ્રીહરિએ તે પ્રમાણે કરવાને અનુમોદન આપ્યું. ૬. પછી તે નારાયણ મુનિ શ્રી વૈષ્ણવાનંદ મુનિ પ્રત્યે બોલ્યા કે તમે શ્રીભૂજ નગરમાં તમારૂં મંડળ લઇને જાઓ ૭. ત્યાં ઉત્તમ શિલ્પીઓ પાસે રમણીય એવું દેવાલય કરાવો અને પછી નરનારાયણ દેવની પ્રતિષ્ઠા કરાવવાને હું ત્યાં આવીશ ૮. એ પ્રકારે શ્રીહરિએ કહ્યું એટલે તે મુનિ જે તે હાથ જોડીને બહુ સારૂ એમ કહેતા હવા અને ભૂજનગરના લોકો પણ તેથી ઘણા આનંદ પામ્યા ૯. પછી તે હરિજનો મુનિની સાથે શ્રીહરિને પ્રણામ કરી અને તેમનુંજ ચિંતવન કરીને પોતાના નગરપ્રત્યે ગયા ૧૦. તે વૈષ્ણવાનંદ મુનિએ ભૂજમાં પછી સુંદર એવું મંદિર એક વર્ષમાં શિલ્પશાસ્ત્રને

અનુસરીને કરાવ્યું ૧૧. આ તરફ ગઢપુરમાં વસતા એવા શ્રીહરિએ જે તે આદિપર્વથી શ્રીમહાભારતનું શ્રવણ શરૂ કર્યું ૧૨. ચૈત્ર સુદ પાંચમથી આરંભીને બીજા ચૈત્રની રામનવમીને દિવસે નિર્વિઘ્ને તેની સમાપ્તિ કરી ૧૩. શ્રીહરિએ પછી યથાવિધિ કથા વાંચનારને વસ્ત્ર, ઘરેણાં તથા બીજી ભારે દક્ષિણાઓ આપી ૧૪. દશમને દિવસે શ્રીહરિએ હજારો બ્રાહ્મણોને ભોજન કરાવ્યાં અને તે પછી બીજે દિવસે વિમળા એકાદશીનો ઉત્સવ કર્યો ૧૫. તે ચૈત્ર માસની પુનમના દિવસે ભૂજ નગરથી દૂતે આવીને શ્રીહરિને કહ્યું: હે પ્રભો ! અમારા નગરમાં મંદિર તૈયાર થઇ ગયું છે ૧૬. હે હરે ! ત્યાં આવીને શ્રીનરનારાયણની પ્રતિષ્ઠા કરો એવી તે ભૂજનગરના લોકોની પ્રાર્થના છે ૧૭. દૂતની એ પ્રકારની વાણીને સાંભળીને ભવિષ્યને જાણનાર એવા તે શ્રીહરિએ પ્રતિષ્ઠા કરવાનો નિશ્ચય કર્યો ૧૮. વૈશાખ સુદ પાંચમના દિવસે તેમ કરવાનો નિશ્ચય કરી બીજને દિવસે ઉત્તમ રાજાને આજ્ઞા આપી પોતે ત્યાંથી નિકળ્યા ૧૯. માર્ગને વિષે પોતાના ભક્તોના ગામમાં વાસો રહેતા થકા ભૂજનગરમાં ચૈત્ર વદ તેરશના દિવસે ઘોડેસ્વાર થકા પોતાના ભક્તો સાથે ભૂજનગર પહોંચ્યા ૨૦ પુરના લોકોએ તેમનું સામૈયું કર્યું તથા તે શ્રી હરિનાં પ્રેમથી દર્શન કર્યાં અને શ્રી હરિએ તે નગરમાં પ્રવેશ કરીને મંદિરની પાસે નિવાસ કર્યો ૨૧. તે પુરના લોકોએ શ્રી હરિના આદરથી સેવા કરી અને શ્રી હરિએ દેવની પ્રતિષ્ઠા માટે જોઇતી સર્વે સામગ્રી મંગાવી ૨૨. પછી યોગ્ય મુહૂર્ત જોવડાવીને તે શ્રી હરિએ જેમ શ્રીનગરમાં પ્રતિષ્ઠા કરાવી હતી તે મુજબ જ આ મંદિરમાં પણ દેવ પધરાવ્યા ૨૩. હે રાજન્ ! પ્રતાપસંહ ! શાસ્ત્રોમાં કહેલા મોટા સર સામાન વાજા અને રાજાઓથી પણ ન થઇ શકે એવા વિધિથી તે હરિએ પ્રતિષ્ઠાનો મહોત્સવ કર્યો ૨૪. તથા સકળ બ્રાહ્મણોને, અન્ય નગરજનોને તથા બીજા આવનારાઓને તેમની ઇચ્છા મુજબના ભોજન જમાડયાં અને તેમને દક્ષિણા આપી ૨૫. તે શ્રી હરિએ શ્રીકૃષ્ણની પૂજા વગેરેને સાતમના દિવસે સંપ્રદાયને અનુસરીને જેમ ઘટે તેમ વ્યવસ્થા કરી ૨૬. આઠમને દિવસે ભોજન કરીને પછી નગરમાંથી નિકળ્યા અને ભૂજનગરના લોકોને નેત્રામાંથી આંસુ આવ્યાં હતાં તેમને પાછા વાળ્યા ૨૭. માર્ગમાં ભક્તો શ્રી હરિને પોત પોતાના ગામે લઇ જતા હવા તથા ત્યાં ત્યાં શ્રી હરિનું પૂજન કરતા હવા અને ધર્મ તથા ભક્તિનું પોષણ કરતા થકા એક માસે દુર્ગપુર કહેતાં ગઢપુર આવી પહોંચ્યાં ૨૮. ગઢપુરના હરિજનો તથા રાજાએ હર્ષ પૂર્વક તે શ્રી હરિનું સામૈયું કર્યું અને પછી શ્રી હરિએ જે તે પોતાના પૂર્વના સ્થાને વાસ કર્યો ૨૯.

ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં ભૂજનગરમાં શ્રી નરનારાયણની પ્રતિષ્ઠાનું નિરૂપણ કર્યું એ નામે છવીસમો અધ્યાય ૨૬.

---

## અધ્યાય ૨૭ મો.

---

## વડતાલમાં શ્રી લક્ષ્મીનારાયણાદિ દેવની પ્રતિષ્ઠા.

સુવ્રત મુનિ કહે છેઃ નિર્જળા એકાદશીને દિવસે વડતાલના કુબેર આદિ ભક્તજનો તે શ્રીહરિનાં દર્શન કરવા માટે આવ્યા ૧. તેઓ શ્રીહરિનાં દર્શન કરીને પછી પરમસુખ પામ્યા; અને ઉત્તમ રાજાએ તે હરિજનોની જેમ ઘટે તેમ સંભાવના કરી ૨. એકાદશીના ઉત્સવનું વ્રત કરીને પછી બારસનાં પારણાં કર્યા બાદ જયારે શ્રીહરિ સુખેથી આસન કરી બેઠા હતા ત્યારે તે હરિજનો બે હાથ જોડીને બોલ્યા ૩. હે સ્વામિન્! હે ભક્તવત્સલ! અમારી વિનતિને આપ સાંભળો કે જેનું નિવેદન કરવાને માટેજ અમે સઘળા અત્રે આવેલા છીએ ૪. અમારા નગરમાં શ્રીકૃષ્ણનું સુંદર મંદિર કરો; અમારા સર્વે પુરવાસી જનોનો એવો મનોરથ છે ૫. તેને માટે જેટલી ભૂમિ આપને જોઇએ તેટલી અમે અત્યારેજ આપી છે એમ જાણો તેમાં સંશય નથી ૬. હે હરે! અમે ધન વગેરેથી આપની સેવાસુશ્રુષા કરીશું માટે આપ અમારા મનોરથો પુરા કરવાને યોગ્ય છો ૭. એ પ્રમાણે હરિજનોએ પ્રાર્થના કરી તેથી પ્રસન્ન થયેલા તે શ્રીહરિએ, હું એમજ કરીશ; હે ભક્તો તમે રાજી થાઓ ૮. શ્રીહરિ તે હરિજનો પ્રત્યે એમ બોલ્યા અને પછી અક્ષરાનંદ મુનિ પ્રત્યે કહ્યું કે તમે તમારા મંડળ સાથે વડતાલ જાઓ ૯. હે નિષ્પાપ! એ દેશ તો મને વૃંદાવનના જેટલો પ્રિય છે માટે ત્યાં ઉત્તમ એવું શ્રીકૃષ્ણનું મંદિર કરાવો ૧૦. ત્યાં મંદિર થશે એટલે સારૂં મુહૂર્ત જોઇ આવીને તેમાં રૂકિમણિ સાથે કૃષ્ણની પ્રતિષ્ઠા હું નિશ્ચે કરીશ ૧૧. હે રાજન! શ્રીહરિએ એમ કહ્યું એટલે તે કાર્યમાં નિપુણ એવા તે મુનિએ 'બહુ સારૂં' કહ્યું અને તેથી વડતાલના હરિજનો તેમની સાથે ત્યાં માત્ર સ્નાનયાત્રા સુધીજ રહ્યા અને પછી શ્રીહરિની આજ્ઞા પ્રમાણે તેઓ ભૂજ નગર ગયા ૧૩. તેઓ પાંચમે દિવસે તે નગરમાં પહોંચ્યા અને તે મુનિને સારૂં સ્થાન જોઈ ઉતારા

આપ્યો તથા તેમની સેવા કરી ૧૪. પછી શ્રીહરિને પ્રસન્ન કરવામાં ઉત્સુક એવા તે હરિજનોએ મંદિર કરવાને જોઇતી વિશાળ જમીન રાજી થઇને કૃષ્ણાર્પણ આપી ૧૫. તે મુનિએ વડતાલમાંથી ચતુર શિલ્પીઓને બોલાવીને વિશાળ અને મનોહર એવું મંદિર કરાવ્યું ૧૬. નગરના જનો પણ તે મુનિની ઇચ્છા મુજબ તેજ કાર્યમાં મંડેલા હતા અને એક વર્ષમાં નવું મંદિર તૈયાર થઇ ગયું ૧૭. પછી દેવની પ્રતિષ્ઠા કરવા માટે ગઢપુરથી શ્રીહરિને લાવવા માટે જુપ નામના ઉત્તમ ભક્તને મોકલ્યા ૧૮. હે રાજન્ પ્રતાપસિંહ! શ્રીહરિએ અક્ષરાનંદ મુનિને વડતાલ મોકલીને પછી અહીં તેમણે ભાષ્ય સાથે ઉપનિષદો સાંભળવાં માંડયાં ૧૯. રથયાત્રાના દિવસે પોતેજ તે ભાષ્યવાળાં ઉપનિષદો લાવીને પોતાના આશ્રમે સૌને સંભળાવવાં માંડયાં ૨૦. આસો માસના શુકલ પક્ષમાં તેની સમાપ્તિ કરીને કથા કરનારને ભારે દ્રવ્ય આપીને સંતોષ પમાડયા ૨૧. તે દિવસે હજારો બ્રાહ્મણોને જમાડી શ્રીહરિએ રાજી થઇને તેમને દક્ષિણા આપી ૨૨. તેજ દિવસથી તે શ્રીહરિએ પોતાના ભકતો સાથે કાર્તિક સ્નાનનો આરંભ કર્યો તથા તે પ્રભુએ ત્યાં અન્નકુટનો ઉત્સવ કર્યો ૨૩. પછી બીજે દિવસે પેલા જૂષ નામના ભક્ત આવી પહોંચ્યા તેમણે પ્રણામ કરી બે હાથ જોડી કહ્યું: હે સ્વામિન્! વડતાલમાં ઉત્તમ મંદિર તૈયાર થઇ ગયું છે ૨૪. હે પ્રભો, ત્યાં આવીને આપ શ્રીકૃષ્ણની પ્રતિષ્ઠા કરો; ત્યાંના પુરવાસી જનો આપના આગમનની રાહ જુએ છે ૨૫. શ્રીહરિએ એ પ્રકારે તેમનું વચન સાંભળીને ત્યાં જવાની ઇચ્છા કરી અને પછી કૃષ્ણપ્રતિષ્ઠા માટે જોશીઓને મુહૂર્ત પુછ્યું ૨૬. એટલે તે જોશીઓએ કાર્તિક શુદ બારસનું મુહૂર્ત તેજ ક્ષણે આપ્યું અને શ્રીહરિએ પછી પોતાના ભકતોને આજ્ઞા કરી કે આપણે કાલે વડતાલ જવું છે માટે હવે તૈયાર થઇ જાઓ ૨૭. ઉત્તમ રાજાને બોલાવીને પણ કહ્યું કે તમે પણ વડતાલ આવવા સારૂ કુટુમ્બ સાથેજ તૈયાર થઇ જાઓ; અહિંથી કાલે નિકળવાનું છે ૨૮. કાલે ભાઇબીજ છે એટલે ગૃહસ્થોએ બ્હેનના ઘેર રહી જમવું અને તેને ધન, વસ્ત્ર વગેરે આપવું એમ કહેલું છે ૨૯. પૂર્વે યમરાજાએ યમુનાને ત્યાં ભોજન લીધું હતું અને ધન વસ્ત્ર વગેરેથી તેનો સત્કાર કર્યો હતો એ ઉપરથી આ પૃથ્વીમાં એ દિવસનો પ્રચાર થયો છે ૩૦. તમે પણ કાલે પાંચાલિકાને ઘેર જમીને ચારે બ્હેનોને ધન તથા વસ્ત્રો આપીને પછી તેમની સાથે તથા તમારી પત્ની સાથે સજજ થઇને આવવું એમ કહ્યું એટલે તે

રાજાએ, બહુ સારૂ એમ કહી તે પ્રમાણે કર્યું ૩૧-૩૨. પછી શ્રીહરિ બીજને દિવસે વહેલા આન્હિક ક્રિયા કરીને તથા જમી કરી મધ્યાન્હે એટલે બપોરે ત્યાંથી નિકળ્યા ૩૩. માર્ગમાં ભક્તજનોનાં ગામે પડાવ નાખતાં નાંખતાં પાંચમના દિવસે સવારમાં તે શ્રીહરિ ઘોડેશ્વર થયેલા અને પોતાના ભાઇઓની સાથેજ વડતાલ આવી પહોંચ્યા ૩૪. ત્યાં પોતાના ભક્તજનો વાજતે ગાજતે તે પ્રભુને પુરમાં લઈ ગયા અને ત્યાં શ્રીહરિએ સુતારને ઘેર જઇ ઉતારો કર્યો ૩૫. પોતાના ભાઇઓ, તથા કુટુંબ સાથે ઉત્તમ રાજાને, મુનિઓને તથા પાર્ષદોને જેમ ઘટે તેમ ઉતારો આપ્યો ૩૬. તે પુરના લોકોએ રાજી થઇને તે શ્રીહરિની તેમના ભકતો સાથે સેવા સુશ્રુષા કરી અને તેમના મંદિરે જઇને તેમણે તેનું અવલોકન કર્યું ૩૭. તે શ્રીહરિ જેતે ત્યાં સુંદર ત્રણે મંદિરને એક સાથેજ, તથા મંડપ અને ધર્મશાળાને જોઇને પ્રસન્ન થયા ૩૮. અને તત્કાળ ત્યાં શિલ્પીઓને બોલાવી જે મુખ્ય હતા તેમને કીંમતી વસ્ત્રો આપ્યાં તથા અક્ષરાનંદ મુનિની તેમજ ભક્ત એવા ત્યાંના નાગરિકોની પ્રશંસા કરી ૩૯. પછી ઉદુંબરપુરથી વૈષ્ણવ એવા વેદીઆ બ્રાહ્મણો જેમાં હરિશર્મા મુખ્ય હતા તેમને દુત મોકલીને બોલાવરાવ્યા ૪૦. ત્યાં દેશાવરથી સ્ત્રીપુરૂષોનાં ટોળેટોળાં તેમજ મુનિઓનાં મંડળો પણ એ ઉત્સવનાં દર્શન કરવા માટે આવી ચડયાં ૪૧. તે શ્રીહરિએ વિધિને જાણનારા બ્રાહ્મણોના કહેવા પ્રમાણે વિષ્ણુની પ્રતિષ્ટાને યોગ્ય બધી સામગ્રી મંગાવી ૪૨. પ્રતિષ્ઠાની વિધિને જાણનારા બ્રાહ્મણોએ પણ કુંડ તથા મંડપ તથા દેવતાઓની પીઠો શાસ્ત્ર પ્રમાણે કરી ૪૩. તે શ્રીહરિએ કૃષ્ણપ્રતિષ્ઠાનો વિધિ તે બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન પૂર્વક કરાવ્યો ૪૩. પછી બારસના દિવસે શ્રીહરિએ વચલા મંદિરમાં રૂકિમણી સાથેજ શ્રીકૃષ્ણને પધરાવ્યા અને તેમનું મોટું પૂજન કર્યું ૪૪-૪૫. પછી તેથી ઓતરાદા મંદિરમાં પોતાની મૂર્તિની ભક્તિ અને ધર્મદેવ સાથેજ ભકતોની પ્રીતિ માટે પ્રતિષ્ઠા કરી ૪૬. તેમનું પૂજન કરીને તે પછી દક્ષિણ તરફના મંદિરમાં રાધા સાથે કૃષ્ણનું સ્થાપન કરી તેમનું પૂજન કર્યું ૪૭. તેની સાથે પણ પોતાની શુભ મુર્તિનું સ્થાપન કર્યું અને પોતાના ભકતોની પ્રસન્નતા માટે તે શ્રીહરિએ તેનું પૂજન કર્યું ૪૮. એટલે ત્યાં ગાયકોનો, વાજીંત્રોનો તથા વેદમંત્રોથી બ્રાહ્મણોનો મોટો ઘોષ થયો અને તે આકાશમાં બધી દિશાઓમાં ગાજી રહ્યો ૪૯. પછી તે શ્રી હરિએ તે મૂર્તિઓની જુદી જુદી આરતિ ઉતારી ને નિમિષ માર્યા વિના

બે ઘડી સુધી તે મુર્તિઓ સામે જોઇ રહ્યા અને ત્યાં ઉભા થઇ રહ્યા એટલે રાજન્ પ્રતાપસિંહ ! તે મૂર્તિઓમાંથી ભારે પ્રકાશ નિકળ્યો, જે જોઇને તે નગરના બધા લોકો વિસ્મય પામ્યા ૫૦-૫૧. પછી પુર્ણાહુતિ કરીને રૂત્વિજોને દક્ષિણાઓ આપી તેમજ તે ધર્મને જાણનારા શ્રી હરિએ બ્રાહ્મણોને પણ ઘણી દક્ષિણા આપી ૫૨. પછી તે શ્રીહરિ એક ઉચ્ચ આસન ઉપર વિરાજમાન થઇને બોલ્યા કે હે સર્વે હરિજનો ! આદર થકી મારૂં આ વચન સાંભળો ૫૩. વચલા મંદિરમાં મેં જે લક્ષ્મીનારાયણની સ્થાપના કરી છે તે દ્વારિકાધીશ પોતેજ છે એમ જાણો ૫૪. દક્ષિણ તરફના મંદિરમાં રાધા સાથે શ્રીકૃષ્ણનું સ્થાપન કર્યું છે અને તે શ્રી વૃંદાવનવિહારીનું જ સ્થાન છે તેની જોડે મેં મારી મૂર્તિ પણ પધરાવી છે તથા ઉત્તર તરફના મંદિરમાં ધર્મ અને ભક્તિ સાથેની મારી મૂર્તિ પધરાવેલી છે ૫૫-૫૬. જેઓ આ લક્ષ્મીનારાયણ વગેરેનાં સ્વરૂપોનું દરરોજ દર્શન કરશે તેઓ સંસારમાં મુકાઇને મોક્ષ પામશે ૫૭. જેઓ દર પુનમે બહાર ગામેથી આવીને પણ ભક્તિથી એ મૂર્તિઓનાં દર્શન કરશે તેઓના સર્વે મનોરથ નિશ્ચે સિદ્ધ થશે અને તે મૂર્તિઓના પ્રસાદથી ભક્તિ તથા ઇચ્છિત મુક્તિને પામશે ૫૮-૫૯. આ શ્રીકૃષ્ણની આગળ જે લોકો જપ, હોમ તથા તેનું પુરશ્ચરણ કરશે તેઓને પણ ઇચ્છિત ફળ મળશે ૬૦. આ દ્વારિકાધીશ અને લક્ષ્મીનારાયણની મૂર્તિ છે તેમની વચ્ચે કશો અંતર જાણવો નહીં. એ મારૂં વચન સત્ય કરીને માનજો ૬૧. અને જે કાંઇ સંશય કોઇના મનમાં હશે તેનો પણ સ્વયંભગવાન્ થોડાજ કાળે નાશ કરશે ૬૨. સુવ્રત મુનિ કહે છેઃ—હે નૃપ ! એ પ્રમાણે પોતાના ભક્તોને કહીને તે હરિ પ્રસન્ન થયા અને સર્વે હરિજનોએ પણ તેમનું વચન સાંભળીને રાજી થઇને તે મસ્તકે ચઢાવ્યાં ૬૩. પછી તે શ્રીહરિએ ત્યારથી તે પુનમ સુધી બ્રાહ્મણોને જમાડયા અને તેમને દક્ષિણા આપી તેમાં ખાસ કરીને વિદ્વાન બ્રાહ્મણોને વિશેષ આપી. ૬૪. સાધુઓને પણ નાનાં પ્રકારનાં ભોજન વડે તૃપ્ત કર્યા અને પોતેજ વારંવાર તેમને પીરસવા લાગ્યા ૬૫. પછી કૃષ્ણની સેવા વગેરેની જેમ ઘટે તેમ વ્યવસ્થા કરીને પડવાને દિવસે ત્યાંથી નિકળવાની ઇચ્છા કરી ૬૬. એટલે વડોદરાના નાથજીત્ આદિ નગરજનોએ તે શ્રીહરિની પાસે આવીને હાથ જોડીને તેમની પ્રાર્થના કરી ૬૭. હે ભગવન્ ! અમારા નગરમાં જુદા જુદા મતવાદીઓ અનેક છે. તેઓ રાજાની સભામાં અમારી સાથે અનેક પ્રકારના વાદવિવાદ કરે છે ૬૮. પ્રત્યક્ષ ભગવાનની પ્રાપ્તિથી

આત્યંતિક કલ્યાણ થાય છે, એ પ્રકારે ઋષિઓનાં વચનથી અમારા મતને દુષણ લગાડે છે ૬૯. તે માટે ઋષિઓનાં જ વચનથી તેમના પક્ષનું ખંડન કરવા માટે કોઇ મુનિને અમારા નગરમાં મોકલવાને આપ યોગ્ય છો ૭૦. તે લોકોના વાકયથી અમારા હૃદયમાં કશો સંશય ઉત્પન્ન થતો નથી પણ તેમના મનનું શમન થાય એવી અમારી ઇચ્છા છે ૭૧. એ લોકોએ એવી પ્રાર્થના કરી એટલે તેજ કાર્યમાં ઉદ્યત એવા અને પોતાની આગળ બેઠેલા વિદ્વાન મુક્તાનંદ સ્વામી પ્રત્યે બોલ્યા ૭૨. હે મુનિયોમાં ઉત્તમ ! તમે આ હરિજનો સાથે વડોદરે જાઓ; ત્યાં સિયાજી નામે નીતિ શાસ્ત્ર જાણનારો અને ધર્મિષ્ઠ રાજા છે ૭૩. તે રાજા ન્યાયનો પક્ષ લે છે બીજાનો લેતો નથી માટે તમે ન્યાયશાસ્ત્રનાં વાકયોથી એ વાદી લોકોને ઉત્તર આપજો ૭૪. ધર્મનોજ જય થાય છે, અધર્મનો નહીં એ નક્કી છે માટે હે ધર્મને જાણનાર ! તમે ત્યાં જાઓ અને ધર્મનું સ્થાપન કરો ૭૫. શ્રીહરિએ એમ કહ્યું એટલે પ્રસન્ન થયેલા તે મુનિ પ્રણામ કરીને બોલ્યાઃ હે પ્રભો ! હું હમણાંજ ત્યાં જઇને આપની કૃપાથી સ્વધર્મનું સ્થાપન કરીશ ૭૬. એ પ્રમાણે કહીને મુનિ, તે નગરના લોકો સાથે વડોદરે ગયા અને બીજે દિવસે ત્યાં પહોંચી સુખેથી ઉતારો કર્યો ૭૭. અને શ્રીહરિએ પોતાનાં દર્શન કરવા માટે આવેલા ભક્તોને પોતપોતાના દેશમાં મોકલી દઇને પડવાને દિવસે ઉત્તમ રાજા સાથે ગઢપુર જવા નિકળ્યા ૭૮.

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણચરિત્રરૂપ ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં વડતાલમાં શ્રી લક્ષ્મીનારાયણાદિની પ્રતિષ્ઠાનું નિરૂપણ કર્યું તે નામે સત્તાવીસમો અધ્યાય ૨૭.**

---

## અધ્યાય ૨૮ મો.

---

## વડતાલમાં ચિત્રપ્રતિમાવિધાન.

સુવ્રત મુનિ કહે છે— હે પ્રતાપસિંહ રાજન્ ! તે વડતાલ નગરમાં વસતા થકા તે નારાયણ જે તે કૃષ્ણની સેવાની પ્રવૃત્તિ કરાવતા હવા ૧. જો દરેક જણની પાસે કૃષ્ણની ચિત્ર પ્રતિમા હોય તો તેઓ દરરોજ તેનાં દર્શન વગેરેની પ્રવૃત્તિ કરે ૨. એવો વિચાર કરીને પોતાના ભક્ત જે નારાયણજી હતા તેમને જુનાગઢથી તેડાવીને તેમને કહ્યું ૩. તમે ચિત્રની

મૂર્તિ કરવામાં ઘણા દક્ષ છો માટે તમે અહીં તેવી ચીતરી આપો. હે નિષ્પાપ ! તમે કૃષ્ણની તથા મારી પ્રતિમાની છાપ કરી આપો ૪. એમ કહ્યું એટલે મૂર્તિના કામમાં નિપુણ એવા તે નારાયણજી એમ કરીશ એવું બોલ્યા અને દર્શન કરવા યોગ્ય તથા મન હરે તેવી બે છાપો બનાવી ૫. તેમાં એક છાપ ઉત્તમ ઉપાસના કરવા યોગ્ય અને રાધાએ સહિત એવા વૃંદાવનવિહારી કૃષ્ણની કરી ૬. બીજી છાપ તેમણે ધર્મ અને ભક્તિ સાથે નારાયણ મુનિની કરી જે જોઇને શ્રીહરિ સંતોષ પામ્યા ૭. તે પછી શ્રી નરનારાયણની છાપ કરી તે પ્રમાણે હે રાજન્ ! બે માસમાં ત્રણ છાપો કરી આપી ૮. શ્રી હરિએ તેમને વિપુલ દ્રવ્ય આપ્યું તથા મોંઘાં એવાં વસ્ત્રો તથા સોનાનાં કડાં આપ્યાં ૯. તે છાપો વડે આધારાનંદ મુનિએ હજારો હજાર પ્રતિમાઓ કાઢી ૧૦. રામપ્રતાપ તથા ઇચ્છારામ જે શ્રીહરિના સગાભાઇઓ હતા તેમની ઇચ્છા જીવનપર્યંત શ્રી હરિની પાસેજ રહેવાની હોવાથી તેમણે પોતાના પુત્રો નંદરામ અને ગોપાળ એ બન્નેને શ્રીહરિની આજ્ઞા લઇ તેમને દેશ જવાનું કહ્યું ૧૧-૧૨. એટલે તે બન્ને પોતાના પિતા પ્રત્યે બોલ્યા કે અમે વસંતપંચમીના ઉત્સવનાં દર્શન કર્યા પછી જઇશું ૧૩. તે પછી માઘ મહિનાની ધવલાપાંચમ આવી એટલે શ્રીહરિએ વસંતઋતુમાં ઘટે તે પ્રમાણે કૃષ્ણની પૂજા કરી ૧૪. તે વસંતોત્સવમાં ત્યાં દેશાંતરોમાંથી તે શ્રીહરિના શિષ્યો-ત્યાગી, ગૃહસ્થો તેમજ સ્ત્રીઓ ત્યાં આવી પહોંચ્યાં ૧૫. શ્રી હરિએ ઘણા પ્રકારના ઉપચારોથી તથા કેસરી વસ્ત્રોથી વિધિ પ્રમાણે શ્રી રાધાકૃષ્ણનું પુજન કર્યું ૧૬. પ્રથમ મહાનિવેદ ધરીને અને પછી આરતિ કરી. તે પછી નાના પ્રકારના રંગ તથા ગુલાલ વડે પોતાના આશ્રિતો સાથે ક્રીડા કરી ૧૭. પછી તે શ્રીહરિએ સર્વે મુનિઓને તથા અનેક બ્રાહ્મણોને સારી પેઠે સુંદર ભોજનો જમાડી તૃપ્ત કર્યા અને તે બાદ પોતે જમ્યા ૧૮. બીજે દિવસે સભામંડપમાં સભા ભરી. ત્યાં શ્રીહરિ પોતે મોટા આસન ઉપર વિરાજમાન થયા ૧૯. તેમની આગળ નિર્મળ એવા ત્યાગીઓ તથા વેદીઆઓ શાસ્ત્રીઓ તેમજ પુરાણને જાણનારા એવા અનેક બ્રાહ્મણો બેઠા ૨૦. તથા મોટાં વ્રતો કરનારા બ્રહ્મચારીઓ, હજારો ગૃહસ્થો તે શ્રીહરિના મુખનું દર્શન કરતા થકા ત્યાં બેસતા હવા ૨૧. શ્રીહરિના ભાઇઓ તથા તેમના પુત્રો અને સગાંઓ જે અયોધ્યાવાસીઓ હતાં તે બધા તેમના આસનની સમીપ બેઠાં ૨૨. તે સત્ તથા અસત્‌ના ઇશ્વર, જેમ તારાઓથી વીંટાએલો ચંદ્ર

શોભે તેમ સભાને વિષે પોતાના શિષ્યોથી વીંટાએલા શોભતા હવા ૨૩. સર્વે શાસ્ત્રોના રહસ્યને જાણુનાર તે શ્રીહરિ બધાની તરફ કરૂણા વાળી દૃષ્ટિ વડે કરીને જોતા થકા અને ભક્તોને આનંદ ઉપજાવતા થકા બોલ્યા ૨૪. શ્રી નારાયણુ બોલ્યાઃ ઉદ્ધવ સંપ્રદાયમાં જે વૈષ્ણુવો આ પૃથ્વી ઉપર હોય તેમણે તીર્થની સેવા કરવી જોઈએ ૨૫. કેમકે મુખ્યત્વે કરીને ભગવાનના ભકતો તીર્થમાંજ મળે છે તથા રામકૃષ્ણાદિકની મૂર્તિનાં દર્શન પણુ ત્યાંજ થાય છે ૨૬. માર્કંડેય, ધૌમ્ય, તથા લોમશ વગેરે બ્રહ્મર્ષિઓએ પણુ મોટા આદરથી તીર્થોનું સેવન કરેલું છે ૨૭. યુધિષ્ઠિર વગેરે ધર્મનિષ્ઠ રાજર્ષિઓએ પણુ શ્રી હરિની પ્રસન્નતા માટે મોટાં મોટાં તીર્થોનું સેવન કરેલું છે ૨૮. તેથી કરીને અહીં જે મારા શિષ્ય ભગવદ્ ભકતો હોય તેમણે ભકિત વડે કરીને ગંગા આદિક તીર્થોની શકિત મુજબ સેવા કરવી ૨૯. સ્નાન, દાન તથા હરિની પૂજા તેમજ બ્રાહ્મણુ અને વૈષ્ણુવોને જમાડવા ને બધું તીર્થ શકિત મુજબ કરવું જેથી બધાં પાપોથી મુકિત મળે છે ૩૦. સર્વે દેશોમાં ઉત્તમમાં ઉત્તમ તીર્થ તે દ્વારકા છે, જેનું નામ દ્વારિકાપુરી છે અને જે પોતાના ઈચ્છેલા સમગ્ર ફળને આપે છે ૩૧. ત્યાં શ્રી રૂકિમણીના પતિ શિલ્પીઓએ કરેલા સુંદર સુવર્ણના મંદિરમાં નિરંતર રહે છે ૩૨. તે પ્રભુ યદુકુળનો નાશ કરીને પ્રભાસમાં અંતર્ધાન થયા એટલે સમુદ્રે દ્વારિકાપુરીને, શ્રીકૃષ્ણુનું મંદિર રહેવા દઈ બોળી નાંખી ૩૩. તે ઇશ્વર જે તે પોતાના કુળનો નાશ કરીને લોકોથી દેખાય નહીં તે રીતે આપણા કલ્યાણુને માટે પોતાના મંદિરમાં રહેલા છે ૩૪. એથી કરીને કલિયુગમાં એ દ્વારાવતીને મુક્તિપુરી કહી જ છે, તેના જેવું કલ્યાણુકારી તીર્થ બીજું કોઈ કહ્યું નથી ૩૫. તેની યાત્રા ત્યાગીઓએ તથા ગૃહસ્થોએ અવશ્ય કરવી અને ત્યાં પોતપોતાના અધિકાર મુજબ સેવા કરવી ૩૬. જે ગૃહસ્થ હોય તેમણે ખાસ કરીને સારા ધનનું ખર્ચ કરવું તથા ભક્તોએ સંતોની સેવા કરવી કહેલી છે ૩૭. એ શ્રીહરિએ પોતાના સમગ્ર ભક્તોને એ પ્રકારે કરીને કોશલ દેશવાસીઓ એવા જે જવાને તૈયાર થયા હતા તે પોતાના સંબંધીઓની તરફ દૃષ્ટિ કરતા હવા ૩૮. તે શ્રીહરિ પોતાના બે મોટા ભત્રીજાઓને તથા મામા પ્રત્યે બોલ્યા કે તમારે નિશ્ચ દ્વારિકાની યાત્રા કરીને પછી તમારા નગરે જવું ૩૯. મારા અશ્રિતોએ એ દ્વારિકાની યાત્રા અવશ્ય કરવી જ અને ત્યાં લક્ષ્મીના પતિ એવા દ્વારિકાપતિનાં દર્શન કરવાં ૪૦. ત્યાં ગોમતીના જળમાં સ્નાન કરવું તથા પોતાની શક્તિ

મુજબ દાન આપવું તથા શ્રીકૃષ્ણનાં જે આયુધો છે તેની છાપો પોતાના બન્ને બાહુ ઉપર લેવી ૪૧. તથા શક્તિ મુજબ બ્રાહ્મણ તેમજ સંતોને જમાડવા; એ પ્રમાણે શ્રીહરિની આજ્ઞા સાંભળીને તેઓ આ પ્રમાણે બોલ્યા ૪૨. હે સ્વામિન્! અમે નિશ્ચે દ્વારિકાપુરીમાં જઇશું અને શક્તિ પ્રમાણે તીર્થનો વિધિ પણ કરીશું ૪૩. પણ હે હરે! મુશ્કેલી એ છે કે અમે દૂર દેશાવરથી આવ્યા છીએ અને રસ્તાની ખબર નથી અને રસ્તામાં વાસો રહેવા જેવાં ગામો આવે તે પણ જાણતા નથી એટલે જો તે જાણતા કોઇ હોય તો તમારી આજ્ઞાથી તેની સાથે અમે દ્વારિકાની યાત્રાએ જવા ઉદ્યમ કરીએ ૪૫. એ પ્રમાણે તેમનું વચન સાંભળીને તે શ્રીહરિએ પછી સભામાં બેઠેલા અને દ્વારિકાનો માર્ગ જાણનાર એવા મુનિને કહ્યું ૪૬. સચ્ચિદાનંદ નામના મુનિ કે જેઓ સમાધિનિષ્ઠ અને જડભરત ઋષિ જેવા નિર્ભય હતા તેમને જોઇને શ્રીહરિ બોલ્યાઃ હે સાધો! તમે કૃષ્ણભક્ત છો અને આ લોકમાં સત્પુરૂષોએ પણ સેવવા યોગ્ય છો, તમે દ્વારિકાના માર્ગને જાણો છો એટલે તમે આ લોકોને ત્યાં લઈ જાઓ ૪૮. અહીં બીજા પણ અનેક સંતો દ્વારિકાની યાત્રા કરવાની ઇચ્છાવાળા છે. તેઓ આ શીયાળો વીતી ગયા પછી નિશ્ચે આવશે ૪૯. તમે તો આ અયોધ્યાવાસીઓની સાથે જવાને યોગ્ય છો તેમને આ વરસમાં જ પાછા ઘેર મોકલવાની જરૂર છે ૫૦. તમે તેમને સત્વરે દ્વારિકાની યાત્રા કરાવીને હે મહાબુધ્ધે! તમે પણ અહીં આવજો. રસ્તામાં તેમને સુખથી પહોંચાડજો ૫૧. હે મુને! વાસુદેવ ભગવાનની જ્યારે ઇચ્છા થશે ત્યારે હું પણ એ સાધુઓની સાથે આવીશ ૫૨. એ પ્રમાણે શ્રીહરિએ આજ્ઞા કરેલા તે મહામુનિએ બે હાથ જોડી પ્રણામ કરી વિનયથી કહ્યું ૫૩. આપે જે કહ્યું તે પ્રમાણે આપની પ્રસન્નતા માટે કરીશ, એ લોકો વળાવા વગેરેને લઇને તૈયાર થાય ૫૪. સચ્ચિદાનંદ મુનિએ એ પ્રમાણે કહ્યું એટલે તે શ્રીહરિએ પોતાની આગળ બેઠેલા એવા મયારામ નામના બ્રાહ્મણને તેમની યાત્રાનું મુહૂર્ત જોવાનું કહ્યું ૫૫. એ પછી તે શ્રીહરિએ આજ્ઞા કરેલા એવા તે વૃદ્ધ વિપ્રે માથા ઉપરની મોટી પાઘડીમાંથી તત્કાળ લાંબુ પંચાંગનું ટિપણું કાઢયું ૫૬. તે બ્રાહ્મણે યાત્રાની શુભ ઘડી તથા સારો ચંદ્રમા જોઇને કહ્યુંઃ હે સ્વામિન્! નવમીનો દિવસ મુહૂર્ત માટે સારો છે ૫૭. એટલે શ્રીહરિએ આજ્ઞા કરવાથી તે બધા માણસો પોતાના સ્થાને ગયા અને શ્રીહરિના વાકયને મસ્તકે ચડાવ્યું. શ્રીહરિ પોતે પણ પોતાના ઉતારે

પધાર્યા ૫૮. પછી શ્રી દ્વારિકા પતિનું સ્મરણ કરતા થકા સજ્જ થયા ૫૯. અને શ્રીહરિએ તેમને ધન, વાહન તથા વળાવાઓ આપ્યા એટલે હે રાજન્ ! તે મુનિ અયોધ્યાવાસીઓની જોડે શુભ મુહુર્ત જોઇને નિકળ્યા ૬૦.

**ઇતિ શ્રી સત્સંગીજીવનમાં નારાયણ ચરિત્રરૂપી ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં વડતાલ માહાત્મ્યમાં ચિત્રની પ્રતિમાનું વિધાન કર્યું તથા દ્વારિકાયાત્રા જવા પ્રેરણા કરી એ નામે અઠ્ઠાવિસમો અધ્યાય થયો ૨૮.**

---

## અધ્યાય ૨૯ મો.

---

## દ્વારિકામાં છાપ લેતાં પડેલી વિપત્તિ.

સુવ્રત મુનિ કહે છે કે હે પ્રતાપસિંહ રાજન્ ! દ્વારિકાના માર્ગમાં ઉતાવળે જતા એ કૃષ્ણનાં દર્શનની ઇચ્છાવાળાઓ માઘ માસના કૃષ્ણ પક્ષની પડવાને દિવસે ગોમતી નદીએ પહોંચ્યા. ત્યાંના ગુગળી બ્રાહ્મણો જે માત્ર પૈસાને જ પ્રિય માનનારા તેમણે ધન લીધા વિના ગોમતીમાં સ્નાન કરવા દેવાની ના પાડી ૨. એટલે તે ગૃહસ્થાશ્રમીઓએ તેમને તેમની ઇચ્છા મુજબ દ્રવ્ય આપ્યું અને તે નંદરામ આદિએ આદરથી ગોમતીમાં સ્નાન કર્યું ૩. સન્યાસી કે એવા બીજા જેમની પાસે કાંઇ દ્રવ્ય નથી હોતું તેમને માટેતો તીર્થમાં કોઇ પ્રતિબંધ નથી હોતો એમ ધારી સચ્ચિદાનંદજીને તો પુછ્યા વિનાજ તેમણે સ્નાન કર્યું ૪. એ ગોમતી નદી પાસે જતાં જ સચ્ચિદાનંદજી ધીરેથી ચાલવા લાગ્યા અને તે કૃષ્ણની લીલાના સ્થાનને જોઇ તે પ્રભુની મૂર્તિમાં લીન થઇ ગયા ૫. તે ત્યાગીમાં શ્રેષ્ઠ, દાન નહી લેનાર, આત્મનિષ્ઠ, અને ગજેન્દ્રની પેઠે દેહનું વિસ્મરણ થયેલા તથા જેની પાસે કાંઇ પણ વિત્ત નથી એવા ત્યાં જતા મુનીની પાસે પણ જેમ પૃથ્વીપર પડેલા લોચા ઉપર ગીધ વગેરે પક્ષીઓ ઘણા પડે તેમ રાજાના નોકરોએ ધનની માંગણી કરી ૬. છોકરાઓ, યુવાનો તેમજ વૃદ્ધોએ તેમનાં વસ્ત્રો ખેચ્યા છતાં તેમને જરાય ક્ષોભ ન થયો એટલે કોઇએ તેમને કપટી તો કોઇએ તેમને ઉન્મત એવા માની લીધા ૭. એટલે અયોધ્યાવાસીઓએ તેમને ત્યાંજ રહેવા દઇ ગોમતીમાં સ્નાન કરીને જોયું તો તે મુનિ પડી ગયા અને તિર્થવાળા બ્રાહ્મણો તેમની

પાસે દાન માગતા હતા ૮. સચ્ચિદાનંદ મુનિ ચાલી નહીં શકવાથી રસ્તામાંજ બેસી ગયા અને જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓનું ઉલ્લંઘન કરી બ્રહ્મમાં લીન થયા ૯. એટલે તે કોશળ દેશના લોકો સ્નાન કરી બ્રાહ્મણોને દક્ષિણા આપીને સચ્ચિદાનંદજીની નજીક આવીને તેમને નિહાળવા લાગ્યા ૧૦. અને તેમને સમાધિમાં ગયેલા તથા પોતાના સ્વરૂપને જાણનારને જોઇને તેઓએ વિચાર કરી તે મુનિને માર્ગમાંથી ઉપાડી બાજુએ મુકયા ૧૧. પછી ગોપાળજી, નંદરામ પ્રત્યે બોલ્યા: હવે આપણે તીર્થવાસીઓએ શું કરવું ? ૧૨. એટલે માનસારામ બોલ્યા કે આપણાથી માર્ગમાં એ સાધુને કેવી રીતે લઇ જવાશે તેમજ તેમને મુકીને પણ કેમ જવાશે ? માટે આપણે પણ અહીજ રહેવું જોઇએ એમ મને લાગે છે એટલે ગોપાળે કહ્યું બરાબર, તમે ઠીક કહ્યું ૧૩–૧૪. આ મુનીની સ્થિતિ ભારે સમાધિનિષ્ઠ છે અને કોઇ દહાડો ત્રણ, કયારેક પાંચ તો કયારેક દશ દહાડા પણ સમાધિ ચાલે છે ૧૫. તે કયારેક પંદર દહાડા પણ સમાધિમાં રહે છે એટલે તેમની સમાધિનો કશો નિયમ નથી ૧૬. એટલે નંદરામ બોલ્યા કે આપણે યાત્રા કરીને નિશ્ચે અહીંથી આઠ કે નવ દિવસ પછી જઇશું ૧૭. આ પૃથ્વીને વિષે તીર્થમાં સાધુઓને કશી ચિંતા હોયજ નહીં કેમકે પ્રાચીન મુનિયો પણ કહી ગયા છે કે સાધુઓને તો તીર્થ એ જ ઘર સમજવું ૧૮. એ પ્રમાણેનું તેમનું વાકય સાંભળીને બન્ને જણે સારૂ એમ કહ્યું અને ત્યાં તે દહાડે રહીને પછી બીજે દહાડે તેઓ ગયા ૧૯. આરાવણ ગામમાં ધન આપી છાપો લઇ ને પછી હરિને પ્રિય એવા બેટશંખોદ્ધાર તત્કાળ ગયા ૨૦. ત્યાં તીર્થવાળાઓને ધન આપી પછી શ્રીદ્વારિકાપતિનાં દર્શન કરી પોતાની શક્તિ મુજબ તેમનું પૂજન તથા તીર્થનો બધો વિધિ પણ કર્યો ૨૧. પોતપોતાની શક્તિ મુજબ તીર્થનો બધો વિધિ પણ કર્યો અને એમ કરતાં ત્યાં પાંચ દિવસ વરયા ૨૨. તે કોશળવાસીઓ રાત્રી દિવસ ગામની પાસે બેઠેલા એવા તે સચ્ચિદાનંદનું ધ્યાન કરતા થકા ત્યાંથી રવાના થયા ૨૩. પછી તે સચ્ચિદાનંદ મુનિ, કોશળવાસીઓને શંખોદ્ધાર ગયેલા જોઇને તે દહાડે સાંજ રહ્યા ૨૪. બ્રાહ્મણોએ પણ ગોમતીસ્નાન કરવા આવેલા તે કોશળવાસીઓને ત્યાંથી ગયેલા જોઇને આ સચ્ચિદાનંદ મુનિને, દ્રવ્ય વિના સ્નાન કરવા દેવાની ના પાડી ૨૫. તે શ્રી સ્વામિનારાયણના શિષ્ય એવા શ્રી સચ્ચિદાનંદ મુનિને ધનવગરના ને સ્રીને નહીં અડકનારાને કોઇ પણ

તીર્થવાસીએ અન્ન સુદ્ધાં આપ્યું નહીં ૨૬. શરીરનું જેને ભાન નથી, વૃત્તિઓ જેની રસમાં નથી તેવા તે મુનિને કોઇએ ભોજન કરાવ્યું નહીં ૨૭. પછી તે મુનિ જે તે ત્રણ દિવસ સુધી ઉપવાસ કરીને ગોમતી તીરે બેઠા પણ નિર્દય એવા તે બ્રાહ્મણોએ તેમને સ્નાન કરવા દીધું નહીં ૨૮. ત્યાર પછી તે સચ્ચિદાનંદ મુનિ શ્રી હરિની ઇચ્છા એવી હશે એમ જાણીને હે રાજન્! ક્રોધને તથા આહારને જીત્યો છે એવા તેઓ આરાવણમાં ગયા ૨૯. ત્યાં છાપો લેવા માટે આવેલા નિર્ધન જનોને ભૂખ્યા અને રડતા જોઇને પોતે પણ ત્યાં આવ્યા ૩૦. ત્યાં કોઇકને બે દિવસના તો કોઇને ત્રણ દિવસના, કોઇને પાંચ દિવસના અને કોઇને છ દિવસના ઉપ- વાસ થયેલા તેમણે દીઠા ૩૧. વૃદ્ધો તથા રડતા બાળકોને અને ભૂખને લીધે ફીક્કા પડી ગયેલા તથા બેડોળ વર્ણવાળા ગરીબોને તથા સ્ત્રીઓને પણ ભૂખથી વિકળ થઇ ગયેલી અને જાણે માત્ર શ્વાસથીજ પ્રાણની ચેષ્ટાવાળી દીઠી ૩૨. કેટલાક બ્રાહ્મણોને જાણે માર્ગમાં ચોરે લુંટી લીધા હોય અગર ભૂખથી શરીર ક્ષીણ થયું હોય તેવા તથા સાધુઓની પાસેથી છાપ પાડવા બદલ તે અધિકારીઓ પૈસા માંગતા હોય એવા દેખાયા ૩૩. ઉપવાસ કરેલા જનોનો આડું બોલીને તેમનો માર્ગ રોકતા હતા તથા ગરીબોનું ગાલિપ્રદાન વડે અપમાન કરતા હતા ૩૪. વળી કોઇ સાધુને છાપ આપવાથી અતિશય બળતરા થતી હતી તે જોઇને આ મુનિને બહુ દયા આવી ૩૫. પછી તે મુનિ ત્યાં સમુદ્રની પાસે આવેલા તે સ્થાને જઇને બોલ્યા હે કૃષ્ણના ભક્તો! મને પણ છાપ આપો ૩૬. એટલે કોઇ હસતો હસતો બોલ્યો કે આ આખલો આવ્યો તેને આંકો! એટલે બીજાએ કહ્યું એ તો ધૂતારો છે, આર્ય પુરૂષો આવા ક્યાંથી હોય? ૩૭. કોઇએ તે સાધુને કહ્યું: ધન આપીને છાપ લો; એટલે તે મુનિ બોલ્યા: ધન અને સ્ત્રીનો અમે સ્પર્શ કરતા નથી ૩૮. એટલે તે બોલ્યા કે તારી ગોદડીમાં રૂપામોહરો નિશ્ચે હશેજ; એટલે તે મુનિએ તેમને ગોદડી આપી દીધી ૩૯. ગોદડીમાંથી કાંઇ દ્રવ્ય નિકળ્યું નહીં એટલે એક ચારણ બોલ્યો કે તેની કૌપીનમાં ધન હશે! ૪૦. મુખ્યત્વે કરીને સાધુઓ કૌપીનમાં તેમજ જટામાં ધનને છુપાવે છે માટે હું તેની કૌપીનમાંથી ધન કાઢી આપીશ ૪૧. કૌપીન કાઢી એટલે તે મુનીએ તેમને કહ્યું સ્વામીનારાયણના સાધુઓની કૌપીનમાં ધનનો સંભવ નથી ૪૨. સ્વામીનારાયણનું નામ સાંભળીને તુરતજ ક્રોધ કરી તે ચારણ બોલી ઉઠયો; તારા ગુરૂની પાસે તો નિશ્ચે લાખો રૂપિયા

છે ૪૩. જો તારે આ છાપો લેવી હોય તો તે ધન લાવી આપ્ય; તે અમારૂં ધારેલું ધન લીધા વિના અમે તને કદિયે છાપ આપવાના નથી ૪૪. તે લોકોએ એ યોગીરાજને કહ્યું: દૂર જા, દૂર જા, એટલે તે મુનિ લાંબા ઉપવાસ કરવાની વેદિકા પાસે જઇને ત્યાં બેઠા ૪૫. આજે નહિ તો કાલે અને કાલે નહીં તો પરમ દિવસે પણ મને એજ છાપો આપશે એમ નિશ્ચય કરીને તે મુનિ ત્યાં વસતા હવા ૪૬. ત્યાં ઉપવાસ કરતા ગરીબ માણુસોને રડતાં જોઈને તે ગામ ઉપર તે મુનિને ઘણી ઘૃણા આવી ૪૭. જે માણુસ પૈસા આપે છે તેને જ ત્યાં છાપ આપવામાં આવે છે એ જોતા થકા તે મુનિએ ત્યાં એક આશ્ચર્ય દીઠું ૪૮. એક દિવસે કોઇ મોટી જટાવાળો અને લોહીથી રાતાં છે નેત્ર જેનાં એવો તથા શરીરે ભસ્મ ચોળી છે અને હાથમાં મોટો ચીપીઓ ધારણ કર્યો છે એવો ખંખ નામનો ખાખી ત્યાં આવ્યો ૪૯. તેણે મોટેથી અને બ્હીક લાગે એવા અવાજે શ્રી દ્વારિકાધીશનું નામ લીધું; તેણે લોઢાની સાંકળથી મૌઞ્જીબંધન કર્યું હતું અને કેડે પણ લોઢાની સાંકળ બાંધી હતી; તે વાંકી નજરે જોતો હતો અને તેથી બાળકોનાં ટોળાં બીતાં હતાં, તેની મૂછો મોટી હતી. તે નિર્ભય હોય એમ બોલ્યો: મને તમે દ્વારકાની છાપો આપો ૫૦. નિર્ભય થઇને બોલતા એવા તેને, દૂર જા એમ તે રાજાના લોકોએ તિરસ્કારથી કહ્યું પણ તે ત્યાંથી જરાય ડગ્યો નહીં ૫૧. તે રાજાના માણુસોએ જોયું કે આતો કશું ગણુકારતો નથી અને બીજાઓ તરફ લાલ આંખ કરીને જુએ છે ૫૨. એટલે તેમણે તેને મુઠીઓ તથા કુણીઓ વડે મારીને તુરતજ ત્યાંથી દૂર કાઢી મુકયો ૫૩. તે ખાખી જોકે બળવાન હતો છતાં ઘણા માણુસોને તે પહોંચી શકયો નહી એટલે તેણે કહ્યું: હું તો સાધુ ત્યાગી છું અને ધનને ગ્રહણ કરતો નથી ૫૪. હું છાપો લેવા માટે અહીં આવ્યો છું છતાં તમે મને કાઢી કેમ મુકો છો ? એટલે રાજાના માણુસોએ કહ્યું: દ્રવ્ય આપીને છાપ લો ૫૫. તેણે કહ્યું: મારી પાસે તો કાંઇ દ્રવ્ય છે જ નહીં, મારી પાસે તો આ કેડે બાંધવાની માત્ર લોખંડની સાંકળ છે ૫૬. એવામાં એક ચારણે ધીમેથી જટા ખેંચી એટલે તેમાંથી એક સોનામહોર નીચે પડી ૫૭. તેથી તે ચારણોએ તેને આમ તેમ કરીને જટાને પૃથ્વી ઉપર પછાડી ૫૮. તેથી ફરીને તે જટામાંથી ચાર સુવર્ણ મુદ્રાઓ બહાર પડી અને તે, પેલા રાજસેવકોએ ઉચકી લીધી ૫૯. તે ખંખ તો મરવા જેવો થઇ ગયો

અને એ મહોરો લીધા વિનાજ તે તીર્થવાળાઓને શ્રાપ આપતો ધીમેથી પોતાના સ્થાન પ્રત્યે ગયો ૧૦. તે મુનિએ એ બધું અદ્‌ભુત ત્યાં બેઠે બેઠે જોયું અને કૃષ્ણનાં આયુધોની છાપ લેવામાં પણ માત્ર દ્રવ્ય જ સાધન છે તે જાણ્યું ૧૧. કેટલાક ધનની ઇચ્છાવાળા ચારણોએ તે મુનિને કહ્યું: હે સાધુ! સાધુઓની પાસે દ્રવ્ય હોય છે તે વિષે અમને શંકા જ નથી હોતી ૧૨. સાધુની પાસેથી આ સિપાઇઓએ ધન કઢાવેલું તમે જ નજરે જોયું માટે તમારે માટે પણ અમારે એમ કરવું પડશે ૧૩. એટલે તે સચ્ચિદાનંદ મુનિ બોલ્યા કે મારે કાંઇ એવી જટા નથી અને આ ગોદડી છે તે પણ જુના ગાભાઓની છે ૧૪. મારે તો આ નવી કોપીન છે તે દશ આંગળની છે; જો તે લઇને છાપો આપવી હોય તો આ રહી ૧૫. આમ બોલ્યા એટલે તે ચારણો હસતા હસતા બીજી તરફ ગયા અને તે મુનિ હરિનું સ્મરણ કરતા થકા ઉપવાસી થઇને નિર્ભય રીતે ત્યાંજ રહ્યા ૧૬. પોતાની એ વ્યથાને ન ગણતા એવા તે ત્રણ દિવસ ઉપવાસ કરીને પારકાં દુઃખોને જોઇ નહીં શકવાથી પછી શંખોદ્ધાર બેટમાં ગયા ૧૭. હે રાજન્! સાધુ પુરૂષો બીજાનાં દુઃખોને જોવાને શક્તિમાન્ થતા નથી તેથી જ પુરાણમાં એમના હૃદયને માખણ સરખું કોમળ કહેલું છે ૧૮.

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપી ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં વડતાલ માહાત્મ્યમાં આરાવણ ગામમાં છાપો આપવામાં થતી નિર્દયતાનું નિરૂપણ કર્યું એ નામે ઓગણત્રીસમો અધ્યાય થયો ૨૯.**

---

## અધ્યાય ૩૦ મો.

---

## દ્વારકાનાથનાં દર્શનમાં મુશ્કેલી.

સુવ્રત મુનિ કહે છે હે પ્રતાપસિંહ રાજન્! જ્યારે એ સચ્ચિદાનંદ મુનિ શ્રી દ્વારકાધીશના મંદિરે આવી પહોંચ્યા તેજ વખતે કોશળવાસીઓ ગોમતી આગળ આવ્યા. ૧. સચ્ચિદાનંદ મુનિ શ્રીકૃષ્ણનાં દર્શનની ઉત્કંઠાવાળા થઇને મંદિર આગળ આવ્યા અને જેવા તેઓ અંદર દાખલ થવા જાય છે તેવાજ તેમને દ્વારમાં ઉભેલાઓએ બહાર કાઢયા ૨. તું કોણ છે? કોણ છે? કયાંથી આવ્યો છે? કે ધન આપ્યા વિનાજ અંદર દાખલ

થાય છે ? આજ્ઞા લીધા વિના અને વળી છાપો વિનાનો અને અદ્દ્ભુત એવો તું છે ૩. આમ દ્વારપાળોએ રાતીચોળ જેવી આંખો કરી ડરાવ્યાથી તે મુનિ મંદિરનાં દ્વાર આગળ એક ખુણામાં બેઠા ૪. પછી તેમણે ત્યાં ફરતા ગુગલી બ્રાહ્મણોને કહ્યું: મને ગરીબને દ્વારકાનાથનાં દર્શન કરાવો ૫. શાસ્ત્રમાં બ્રાહ્મણના હૃદયને કોમળ કહેલું છે, માટે હે ઉત્તમોત્તમ ! તમે મારા ઉપર કૃપા કરવાને યોગ્ય છો. ૬. એટલે તે બ્રાહ્મણો બોલ્યા: સાચું કહે, તારી પાસે શું છે ? ધન છે ? સોનું કે રૂપું તારી કંથામાં કે કૌપીનમાં સંતાડેલું છે ? ૭. એટલે તે બોલ્યા: મારી પાસે નિશ્ચે કાંઇ ધન નથી, હું સાધુ છું, ત્યાગી છું એટલે ત્યાગી પાસે ધન હોય જ શાનું ? ૮. હે બ્રાહ્મણો ! તેમાં વળી હું તો સહજાનંદ સ્વામીનો શિષ્ય છું અને દૂરથી જ સ્ત્રી તથા ધનનો ત્યાગી છું એટલે મારી પાસે દ્રવ્ય ક્યાંથી ? ૯. તે બોલ્યા કે તો તું અહીં મરી જઇશ તોપણ તને દ્વારિકાધીશનાં દર્શન નહીં થાય ૧૦. અમે તો શ્રી સહજાનંદ સ્વામિના કાળ છીએ એટલે તને નગરમાં પેસવા ન દઇએ પછી કૃષ્ણનાં દર્શનની વાતતો દૂર રહી ૧૧. તારા ગુરૂજ કૃષ્ણ છે તો આ દેશમાં ભટકવા શા સારૂ આવ્યો છું, એતો અમે જ્યાં સુધી મળ્યા નથી ત્યાં સુધી તે ગર્જી રહ્યો છે ૧૨. એ લોકો એમ કહીને ત્યાંથી ગયા એટલે બીજાઓએ આવીને તે મુનિને કહ્યું: તું તારે ધન આપીને દર્શન કર; શું કરવા ઉપવાસ કરે છે ? ૧૩. કેટલાકો વળી કઠોર એવા વાક્પ્રહાર કરીને તેનો તિરસ્કાર કરવા લાગ્યા તો કોઇએ તેમને ધુતારા કહ્યા ૧૪. તેમનું આતિથ્ય તો દૂર રહ્યું પરંતુ ઇર્ષ્યાને લીધે કોઈ પણ માણસે સારી વાણીથી બોલાવ્યા પણ નહીં ૧૫. નિરાહાર એવા તે મુનિ જે તે દ્વારિકાધીશના મંદિરનાં દ્વાર જ જોઇને દૃઢાસન કરીને ત્યાં બેઠા ૧૬. ત્યાં યાત્રિક એવાં સ્ત્રી તથા પુરૂષોને દ્રવ્ય આપીને મંદિરમાં દર્શન કરવા જતાં જોતા હવા ૧૭. પણ આરાવણ ગામથી પણ ત્યાં વળી નિર્દયતા વિશેષ છે એવો તેમનો નિશ્ચય થયો ૧૮. એ પ્રકારે ત્યાં બેઠા બેઠા સૂર્ય પણ અસ્ત થવા આવ્યો અને રાત્રી પડી એટલે મુનિએ મનમાં વિચાર કર્યો ૧૯. અરે ! ઇશ્વરેચ્છાથી હું આ નિર્દય એવા સ્થાનમાં આવ્યો છું; હવે મારે શું કરવું ? અને મને કૃષ્ણનું દર્શન કેવી રીતે થાય ? ૨૦. જો પ્રભુની આજ્ઞાથી એ ત્યાગી પુરૂષો અહીં તીર્થમા આવશે તો તે મહાપુરૂષોની શી ગતિ થશે ? ૨૧. મારા હરિની એવી આજ્ઞા છે કે તારે દ્વારિકેશનાં દર્શન કરીને આવવું, તે આજ્ઞાનું પાલન કર્યા વિના હું તેમની સમીપે કેવી રીતે જઇ શકું ? ૨૨. જો પોતે

સાક્ષાત્ ભગવાન્ કૃષ્ણ છે તેજ ગઢપુરમાં છે અને તેજ ચતુર્ભુજ એવ અત્રે છે ૨૩. ભક્ત જેને પ્રિય છે એવા તે કૃષ્ણ ભગવાન્ સર્વેના અભિપ્રાયને જાણનારા છે એ દ્વારિકાધીશ પોતેજ મને દર્શન આપશે ૨૪. એ પ્રકારનો તે યોગીએ નિશ્ચય કરીને અને પોતાના ગુરૂને મન વડે પ્રણામ કરી હૃદયમાં કૃષ્ણને ધારીને ત્યાંજ તે બેસી રહ્યા ૨૫. એ પ્રકારે ઉપવાસ કરીને બેઠેલા એવા તેમને ચાર દિવસ ત્યાં વહી ગયા, તે દૃઢ નિશ્ચય વાળા મુનિએ પાણી સરખું પણ ન લીધું ૨૬. અને કૃષ્ણ ભગવાનને સમાધિમાં જોવા છતાં પણ તેમનાં પ્રત્યક્ષ દર્શનની ઇચ્છાથી પાંચમે દિવસે ધીર એવા તે મુનિયે નીચેના સ્તોત્રથી સ્તુતિ કરી ૨૭.

**ઈતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપી ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં વડતાલમાહાત્મ્યમાં દ્વારિકાનાથનાં દર્શનના પ્રતિબંધના નિરૂપણ નામે ત્રીશમો અધ્યાય થયો ૩૦.**

---

## અધ્યાય ૩૧ મો.

---

## દ્વારિકાનાથનું અદ્‌ભૂત દર્શન.

શ્રી સચ્ચિદાનંદ મુનિ બોલ્યાઃ

શ્રી રૂક્મિણીરમ્ય મુખાર્વિંદ, શ્રીકૃષ્ણ શંકરવિધીંદ્ર સુરાદિવંદ્ય;
સદ્ધર્મભક્તિ પરમાશ્રય પુણ્યકીર્તે, શ્રી દ્વારિકેશ વરદો ભવમે પ્રસન્નઃ ૧.
ત્વંભક્ત સંઘમવિતું સ્વકમાસુરેભ્યો, દોર્ભિર્દધદ્દર ગદારિસરોરૂહાણિ;
નિત્યં વિરાજ સ ઇહાઽખિલ શક્તિનાથ, શ્રી દ્વારિકેશ૦ ૨.
વસ્ત્રાહૃતૌ દ્રુપદપુત્રિકયા સ્મૃતસ્તાં, શ્રીમંત્ર્યમાશુ પરિહાય ચ તામુપેત્ય;
દત્વાંશુકાનિ બહુધા હ્રિય માવિથાઽસ્યાઃ શ્રી દ્વારિકેશ૦ ૩.
તસ્યા અનન્યનિજ ભક્તિજુષઃ સભાયાં, કેશગ્રહં કુરૂકૃતં ચ નમૃષ્યમાણઃ
તસ્ત્રીહૃતેશ પરિમુક્તકચાશ્ચ કૃથા, શ્રી દ્વારિકેશ૦ ૪.
દુર્વાસસો વિપદિ પાંડુસુતા નિમગ્નાનુદ્દર્ત્ત માશુ નિરૂપાનગગા અરણ્યમ્ ;
ભક્તપ્રિયસ્ય તવ તસ્ય ભવામિ દાસ, શ્રી દ્વારિકેશ૦ ૫.
ભામામનોરથમપિ પ્રતિપૂરયં સ્ત્વં જીત્વાસુરેન્દ્રમમરૈઃ સહનાકલોકાત;
પુર્યામિહાઽનયિથના થિત પરિજાતં, શ્રી દ્વારિકેશ૦ ૬.

વૈશવબદ્ધ કુટિલ ભ્રકુટી ક્ષમાણાન્ શસ્ત્રૈર્નતોઽપિ શયતો બહુધાઽતિદુષ્ટાત્
દૈત્યાનપિ ત્વમનયઃ સ્વપદં દયાલો, શ્રી દ્વારિકેશ૦ ૭

સંપ્રાપ્યતે ધનિભિરેવ નરંકભીરત્વન્મૂર્તિ દર્શન સુધેતિ નવકતુમર્હમ્:
નિશ્કિંચન પ્રિય ઇતિ પ્રથિતે ત્વયીશ, શ્રી દ્વારિકેશ૦ ૮.

સદ્ધર્મ પરિપાતુ મિહત્વમીશ દૈત્યાંશભૂપ ગુરૂ. વિક્ષતમદ્યભૂમૌ;
અંતઃસ્ફુરત્ કલિમળામરમર્ત્ય દૈત્ય, દૂરસ્થિતેરનુગત ત્રિયુગાભિધાન;
સંસારતપ્તશરણાગત જીવનાથ, શ્રી દ્વારિકેશ૦ ૧૦.

સુવ્રત મુનિ કહે છે કે એ પ્રમાણે અતિ પ્રેમ વડે કરીને કૃષ્ણમાં મન લીન થયું છે જેનું એવા તે મુનિ જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાને ઉલ્લંઘીને ચોથી જે તુરીઆવસ્થાને પામ્યા ૧૧. ભક્તવત્સલ, ઇશ્વર એવા ભગવાન્ દ્વારિકાનાથ જે આ મુનિના ત્યાગને જાણતા હતા તેમણે પ્રસન્ન થઇને તેમને પોતાનું દર્શન આપ્યું ૧૨. વિજયા નામની એકાદશીની રાત્રીએ તે શ્રી દ્વારિકાધીશ પોતે લક્ષ્મીજી, સત્યભામા, અર્જુન, સાત્યકિ, તથા ઉદ્ધવ સાથે તે યોગીરાજની આગળ ચોથા પહોરે હસતા હસતા પાસેજ પ્રકટ થયા ૧૩–૧૪. તે પ્રભુ કેવા હતા તો એકાએક સ્ફુરાયમાન થયેલા, કરોડો સૂર્યની કાંતિવાળા એવા તેમનાં એ આશ્ચર્યજનક દર્શન કરીને પ્રેમાળ તે મુનિ પરવશ થઇ ગયા ૧૫. તે મુનિને શ્રી કૃષ્ણ ભગવાને એકદમ ઝાલીને ઉઠયા અને મુનિ પણ જાણે કાંઇ બ્હાવરા થઇ ગયા હોય એમ ત્યાં તે ભગવાનને જોતા થકા ઉભા રહ્યા ૧૬. એ ભગવાન્ કેવા હતા તેનું વર્ણન નીચે મુજબઃ-ઉદય પામતા મેઘના જેવું શ્યામ છે શરીર જેનું, વીજળીના સરખી કાંતિવાળા, વસ્ત્ર તથા અનેક ઘરેણાં ધારણ કરેલા, મુકુટ ધારણ કર્યો છે, કમળની પાંખડી સરખાં છે નેત્ર જેનાં, નાનાં પ્રકારનાં મોતી તથા ફુલના હારથી શોભાયમાન એવા કંઠવાળા, પ્રસન્ન મુખવાળા, બન્ને હાથમાં શંખ, ગદા, સુદર્શન અને પદ્મનું સ્પષ્ટ રીતે ધારણ કરતા, દિવ્ય ઘરેણાં તથા વસ્ત્રો ધારણ કર્યાં છે એવાં લક્ષ્મીજી જેમને બે હાથ વડે કરીને કમળના પંખાથી વા નાંખે છે તથા સારાં રૂપવાળાં અને પ્રેમ વડે કરીને જુએ છે તથા અતિશય લાવણ્ય અને રૂપવાળાં અને પડખે રહ્યાં એવાં સત્યભામા, સુવર્ણનાં ઘરેણા પહેરેલા એવા તે શ્રીહરિના કટાક્ષમય નેત્રો તથા મુખ સામે જોઇ રહ્યાં છે તથા જમણા પડખામાં ઉદ્ધવજી પોતે વિનયથી ચામર ઢોળે છે અને ડાબા

પડખે સાત્યકિ ચામર ઢોળે છે એવા એ રાજાના પણ રાજાના જેવી લક્ષ્મીવાળા તથા પાછળ અર્જુન જેમને છત્ર ધરી રહ્યા છે એવા તે પ્રભુને જોઇને મુનિએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા [૧૭–૧૮–૧૯. પ્રેમનાં આંસુઓથી જેનાં નયનો ભરાઇ ગયાં છે તથા જેના શરીરે રોમાંચ થઈ ગયાં છે અને પ્રભુનું હૃદયમાં ધ્યાન કરતાં દશ દહાડા તો જેમણે જળનો પણ ત્યાગ કર્યો છે અને પોતાના ક્ષેત્રની યાત્રામાં નિર્દય એવા બ્રાહ્મણોએ જેમને પ્રતિબંધ કર્યો છે એવા તે મુનિને તે શ્રી ભગવાન્ શંખ વગેરેનો ત્યાગ કરી આનંદથી તત્કાળ ભેટતા હવા ૨૦. તથા તે મુનિના મસ્તકે તથા છાતી ઉપર પોતાનો હાથ ફેરવીને પ્રેમવડે કરીને તે પ્રભુ બોલ્યાઃ હે મુનિવર! હે ભકતોમાં ઉત્તમ! તને ધન્ય છે. હવે હું તારાથી સંતુષ્ટ થયો છું એટલે તારા મનની જે કાંઇ ઇચ્છા હોય તે માંગ, હું તને કાંઈ ન દઉં એવું નથી, ત્રિલોકી માંગે તો તે પણ આપું ૨૧. એ પ્રકારે લક્ષ્મીના નાથે પરમપ્રીતિ વડે કરીને વર માંગવા માટે તે મુનિને પ્રેરણા કરી એટલે તે પ્રભુની હથેલીના સ્પર્શથી ભૂખની વ્યથા જેની જતી રહી છે તથા પ્રભુના કારૂણ્ય, શરણ્ય વગેરે ગુણોને જોઇને અંતરમાં જેને પ્રેમનો ઉભરો આવ્યો છે તેવાને ગદગદ થઈ બે હાથ જોડીને બોલ્યા ૨૨.

તે સચ્ચિદાનંદે નીચે પ્રમાણે સ્તુતિ કરી.

નમો નમો મંગળ મૂર્તયે તે, નમો નમો યાદવ ભૂષણાય તે;
અપાર કારૂણ્ય સુધાસમુદ્ર શ્રી દ્વારિકાધીશ નમોસ્તુ તુભ્યમ્ ૨૩.
નિઃશેષપાપૌઘ વિનાશનાય, ભક્તપ્રિયાયા ખિલ કારણાય;
શ્રી સત્યભામા રમણાય નિત્યં, નમોસ્તુ નારાયણ દેવ તુભ્યમ્ ૨૪.
કૃષ્ણાય જિષ્ણુપ્રિયકરણાય, વૃષ્ણિ પ્રવીરાયચ વિષ્ણવે તે;
નમોઽસ્તુ નાનાવિધ રાજકન્યા, મનોભિલાષ પ્રતિપૂરકાય ૨૫.
ભૂભાર રાજન્ય વનાનલાય, સદ્ધર્મ સાધુ પ્રતિપાલકાય;
શ્રી દામ દારિદ્ર્યવિનાશનાય, નમોઽસ્તુ તે ચોદ્ધવલ્લભાય ૨૬.
શ્રીમન્મહારાજ વૈકુંઠનાથ, શ્રી દેવકીનંદન ચક્રપાણે;
દ્વારાવતી નાયક વાસુદેવ, નિત્યં પ્રસન્નો ભવ રૂક્મિણીશ ૨૭.

હે દયાના સાગર, હે પ્રભો! આપ ભક્તો ઉપરજ કરૂણા કરનારા છો! દયા આપનામાંજ છે બીજે નથી ૨૮. હે પ્રભો! આપે મારા મનોરથ તત્કાળ સફળ કર્યા છે અને હવે આપનાં દર્શનથીજ મારી બધી ઇચ્છાઓ પાર પડી છે ૨૯. જેનાથી બીજો કોઇ આનંદ વિશેષ નથી

એવા આપનાં ચરણકમળને પ્રાપ્ત કરીને પછી મારે બીજો શો વર માંગવાનો હોય? ૩૦. પરંતુ કાંઇક પણ વરતો માગો એવું પ્રભુનું વાકય સાંભળીને તે બોલ્યા હે પ્રભો ! જેને ભક્ત પ્રિય છે એવા આપને કાંઇપણ અશકય નથી ૩૧. દરેક ત્યાગી તથા ગૃહસ્થને દ્વારિકાની યાત્રા કરવી એવી શ્રી હરિની હાલ આજ્ઞા છે ૩૨. તેમાં જે ધનવાન્ પુરૂષો છે તેમને તો જાણે કાંઇ કઠિનતા થતી નથી પણ જેઓ ઘણા નિર્ધન છે તેવા માણસોનેજ મુશ્કેલી આવે છે ૩૩. હે પ્રભો! આ પૃથ્વીમાં ઉદ્ધવ સંપ્રદાયના જે સાધુઓ છે તેમને તો ખાસ વિશેષે કરીને કઠિણ છે ૩૪. નથી તેમનાથી ગોમતીસ્નાન થતું કે નથી છાપો લેવાતી અને મેં કષ્ટ વડે દશ દિવસના ઉપવાસ કર્યા ત્યારે આપનું દર્શન થયું ૩૫. એ પ્રકારના આપના આ દેશમાં શી રીતે યાત્રા થાય અને હે ભગવન્! આપની આજ્ઞાનું પાલન પણ કેમ થાય? ૩૬. તમારામાંજ તેમનું ચિત્ત છે એવાઓને આપનું દર્શન થાય તે પ્રકારે આપ કરો; મારી એટલીજ યાચના છે ૩૭.

સુવ્રત મુનિ કહે છે કે એ પ્રકારે સચ્ચિદાનંદ મુનિએ તે પ્રભુની સ્તુતિ તથા પ્રાર્થના કરી એટલે હે રાજન્! તે ભક્તવત્સલ એવા પ્રભુ તેમને પ્રસન્ન કરતા થકા નીચે મુજબ બોલ્યા ૩૮. શ્રી હરિ બોલ્યા હે મુનિ! તમે જેની પ્રાર્થના કરી છે તે મુજબજ હું કરીશ તેમાં સંશય ન સમજવો. સત્પુરૂષોને અહીં મારૂં દર્શન નહીં થાય એ નિશ્ચે ૩૯. અહીંના તીર્થવાળાઓ ધનના લોભથી ઘણા નિર્દય થઇ ગયા છે અને તેઓ મારા ભક્તોનો દ્રોહ કરે છે એમ મારો નિશ્ચય થયો છે ૪૦. તેથી વડતાલમાં શ્રી લક્ષ્મીનારાયણની મારી જે મૂર્તિ છે તેમાંજ આવીને હું મારૂં દર્શન આપીશ ૪૧. અહિ જેવું મારૂં દર્શન થાય છે તેવુંજ દર્શન હું ત્યાં પણ આપીશ અને ત્યાં હું શ્રી લક્ષ્મીનારાયણ નામથી દર્શન આપીશ ૪૨. અને મારા ભક્તોની દ્વારકાની યાત્રા પણ ત્યાંજ થશે. તેમાં તારે જરાય સંદેહ કરવો નહીં ૪૩. હવે તમે જાઓ, હું આવીશ, એમ કહીને તે પ્રભુ અંતર્ધાન થઇ ગયા અને તે મુનિ પણ તે અદ્દભુત એવા પ્રભુને જોઇને વિસ્મિત થયા ૪૪. આતો મારા પ્રભુનીજ લીલા છે એમ માનીને તે મુનિ બોલ્યા, હું તે કોઇને પણ કહેવાનો નથી એમ ધારી તે મુનિ પણ ત્યાંથી વિદાય થયા ૪૫. અતિ ભક્તિમાન્ અને યદુકુળના પતિ એવા કૃષ્ણને જોઇ રાજી થયેલા તે મુનિ હાથીના સરખી ચાલ ચાલતા અને શ્રી હારનું સ્મરણ કરતા છતા ફરીને ગોમતી તરફ ગયા ૪૬.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રના પ્રથમ પ્રકરણમાં વડતાલ માહાત્મ્યમાં શ્રી દ્વારિકાનાથનાં દર્શન થયાં અને તેમની પાંસેથી વર માગ્યા એના નિરૂપણ નામે એકત્રાશમો અધ્યાય થયો ૩૧.**

---

## અધ્યાય ૩૨ મો.

---

સુવ્રતમુનિ કહે છે–હવે જે કોશલવાસીઓ શંખોદ્ધારથી આવેલા હતા તેઓ ગોમતી પાસે આવીને સચ્ચિદાનંદજીને તેના કાંઠે શોધવા લાગ્યા ૧. પણ તે સાધુને ત્યાં ન જોયા એટલે તેઓ ગોમતીના કાંઠે ચિંતા કરવા લાગ્યા; આંખમાં આંસુ આવી ગયાં, ગ્લાનિ પામીને નિસાસા નાંખતા તર્ક કરવા લાગ્યા ૨. અરે ? આતે શું થયું ? દૈવયોગથી આ દુષ્કૃત્ય થયું ! એ દયાળુ અને હરિને પ્રિય એવા મોટા સાધુ કયાં ગયા ? તેમના વિના આપણે ગઢપુર કેવી રીતે જઇશું ? અને સ્વામીની આગળ આપણે શું મુખ બતાવીશું ? ૪. ખરેખર દૈવથી હણાયેલા એવા આપણે ત્યાં શું બોલીશું ? અને દુઃખી થઇને પણ એ રાજાનાં મશ્કરીનાં વચનો કેમ સહન કરી શકીશું ? ૫. એટલે માનસારામ બોલ્યા. મેંતો પ્રથમજ કહેલું હતું કે તે સાધુને છોડીને આપણે જવું યોગ્ય નથી પણ એતો કોઇએ સાંભળ્યું પણ નહીં ૬ એટલે ગોપાળે તેને કહ્યું: મોટા ભાઇનું વચન મારાથી કેમ ઉલ્લંઘન થાય કેમકે એ પણ ત્રાસજનક છે ૭. એટલે નંદરામ બોલ્યા કે એમની સમાધિ લાંબો કાળ ચાલે છે એમ તો તે કહેલું અને હવે મને શાના શ્રાપ આપો છો ૮ ? એટલે માનસારામે કહ્યું કે એતો જે ભાવિ હોય તેજ નિશ્ચે થાય છે. માટે વૃથા ચિંતા ન કરતાં દુઃખનો નાશ કરતા એવા હરિનું સ્મરણ કરો ૯. શ્રીસ્વામીની આજ્ઞાથી આપણે જેનાં દર્શન કરવા માટે આવેલા છીએ તેજ આપણને મેળવી આપશે ૧૦. તે દયાના સાગર એવા તથા ભગવાનના મોટા ભક્ત તે સાધુને છોડીને આપણે ગઢપુર નિશ્ચે ન જવું ૧૧. મને તો એમ લાગે છે કે તેઓ નિશ્ચે શંખોદ્ધાર ગયા હશે અને તેઓ અત્રે આવશે માટે આપણે અહીંજ રહેવું ૧૨. એ પ્રકારે તેમનું વચન સાંભળીને તે બન્ને જણા પછી બોલ્યા; ભલે એમ થાઓ; અને દ્વારિકાધીશનું સ્મરણ કરતા થકા તેઓ પછી ત્યાંજ રહ્યા ૧૩. સવારે ગોમતી ઉપર જઇને નિત્યવિધિ કરીને પછી ત્યાંથી દરરોજ શ્રી દ્વારિકાનાથનું દર્શન

કરતા ૧૪. મનમાં ચિંતા કરતા થકા ચોથે દહાડે તેઓએ એકાદશીનો ઉપવાસ કર્યો અને બારસને દહાડે રસોઇ કરી પછી સચ્ચિદાનંદજીનું ચિંતવન કર્યું ૧૫. અરે! કુબુદ્ધિવાળા એવા અમારૂં એવું ભાગ્ય તે કયાંથી હોય કે તે મહાયોગી આવીને અહીં પારણાં કરી જાય? ૧૬. એટલે નંદરામ બોલ્યા કે મારો જમણો હાથ ફરકે છે અને માનસારામ બોલ્યા કે મારી જમણી આંખ પણ ફરકે છે ૧૭. ગોપાલ બોલ્યા કે સ્વપ્નમાં મને હમણાં જ જણાયું કે તે, હૃદયમાં શ્રીદ્વારિકાધીશનું ધ્યાન ધરીને નિશ્ચે આવે છે ૧૮. આમ તેઓ પરસ્પર શુભ શકુનોની વાતો કરે છે એટલામાંજ ગજેન્દ્રની પેઠે તે મુનિને ત્યાં આવતા દૂરથીજ જોયા ૧૯. આવે છે. આવે છે, અહો! અહો! એમ ત્રણે જણ બોલી ઉઠયા અને તે ત્રણે બ્રાહ્મણોએ પ્રાણો જેમ પ્રાણને આદર આપે તેમ આદરથી તે મુનિને ભેટી પડયા ૨૦. બે હાથથી બહુ ભેટીને પરસ્પર હસતા હસતા પોતાના ઉતારે આવીને પછી કુશળ વાર્તા પુછી ૨૧. તેમણે તે મહામુનિને સ્નાન કરાવી તથા જમાડીને પછી પોતે પણ જમ્યા અને પોતાનું વૃત્તાંત કહેતાં કહેતા તે દિવસ નિર્ગમન કર્યો ૨૨. તે રાત્રી ત્યાંજ મુકામ કરી પછી સવારે તેઓ ત્યાંથી નિકળ્યા અને શુકલપક્ષની છઠની સાંજે ગઢપુર પહોંચ્યા ૨૩. માર્ગમાં જ્યાં જ્યાં મુકામ કર્યો ત્યાં ત્યાં રાત્રે સ્વપ્નમાં શ્રી લક્ષ્મીજી સાથે દ્વારિકાનાથને આવતા જોયા ૨૪. ગઢપુરમાં આવીને સભામાં શ્રીહરિને બેઠેલા દીઠા અને ભક્તિથી દંડવત પ્રણામ કર્યાં તથા તેમને શ્રી દ્વારિકાનાથ જ માન્યા ૨૫. તે મુનિએ પછી શ્રી કૃષ્ણનાં દર્શન વિનાનું તમામ પોતાનું વૃત્તાંત સ્નાન, છાપ, તથા દર્શનના અવરોધ—એ બધું કહ્યું ૨૬. તેને સાંભળીને સર્વે સાધુઓ હૃદયમાં ઘણો ખેદ પામ્યા અને આપણે દ્વારિકાની યાત્રા નહી થાય એવો નિશ્ચય કર્યો ૨૭. એ પ્રકારે સાધુઓને ખિન્ન મનવાળા જોઇને તે મુનિ ફરી બોલ્યા કે મને કૃષ્ણનું દર્શન થયું છે અને તત્ત્વપૂર્વક વરની પ્રાપ્તિ થઇ છે ૨૮. તે સાંભળીને તો સાધુઓ અતિ પ્રસન્ન થયા અને સાધુઓએ તેમને વંદન કર્યું અને પ્રશંસા કરી તથા મોટી પ્રવૃત્તિ પ્રાપ્ત કરી ૨૯. શ્રી સ્વામીએ પોતે પણ તેમની વારેવારે પ્રશંસા કરી અને પોતાના ભકતોને આનંદ પમાડતા થકા તે બોલ્યા ૩૦. તેમને પણ તે મુનિએ સમગ્ર વૃત્તાન્ત કહ્યો અને બોલ્યાઃ આ બધો પ્રસાદ આપનીજ કૃપાથી થયો છે એ નિશ્ચે ૩૧. તે શ્રીહરિએ ફાગણ માસમાં તત્કાળ આવતો દ્વારિકાનાથનો દોલોત્સવ વડતાલમાં કરવાની ઇચ્છા કરી ૩૨. પછી તે સદ્ગુરૂએ જે જે ત્યાગીઓ, ગૃહસ્થાશ્રમીઓ તથા સ્ત્રીઓને વડ-

તાલ જવાની ઇચ્છા હતી તે સર્વેને જવા માટે આજ્ઞા કરી ૩૩. ચારે દેશોમાં પત્રિકાઓ લખી દૂતો મોકલીને દેશાંતરોમાંથી પોતાના ભક્તોને સત્વરે બોલાવ્યા ૩૪. તે રાત્રે જે સાધુઓ સુતા હતા તેમણે સ્વપ્નમાં શ્રી દ્વારિકાધીશને લક્ષ્મીજી સાથે વડતાલ આવતા જોયા ૩૫. સવારે ઉઠીને તેમણે પોતપોતાનો વૃત્તાંત શ્રીહરિની આગળ કહી બતાવ્યો એટલે શ્રી સ્વામી બોલ્યા કે એ વાત સત્ય છે અને તેમાં કશો સંશય નથી ૩૬. સાતમના દિવસે પછી તે સર્વ જણ તથા હજારો ભકતોની સાથે શ્રીસહજાનંદ સ્વામી ગઢપુરથી નિકળ્યા ૩૭. મંજુલ ગતિવાળી લાલ ઘોડી ઉપર સ્વાર થઇ અને અતિ કોમળ એવા ડાબા હાથમાં રૂમાલ તથા બીજા હાથમાં લગામ પકડી છે એવા, સર્વે શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં છે અને વળી સોમલા ખાચર વગેરે પોતાના ભકતોથી વીંટાયેલા થકા માર્ગે પડયા ૩૮. એકાદશીની સાંજે આસપાસનાં ગામોમાંથી પણ ઘણા હરિજનો વડતાલમાં આવ્યા જેથી ત્યાં શોભા થઇ ૩૯. મુનિરાટ એવા મુક્તાનંદ સ્વામી પણ વડોદરાથી ત્યાં આવી પહોચ્યા. તેમણે ત્યાં સર્વે વાદીલોકો ઉપર જીત મેળવી હતી ૪૦. તે સર્વ હરિજનો દ્વારિકાધીશ એવા કૃષ્ણને લક્ષ્મીનારાયણ એવે નામે ત્યાં સ્થાપન થયેલા જોઇને પરમ આનંદ પામ્યા ૪૧. જે ત્યાગી હરિજનો ત્યાં આવ્યા હતા તેમણે પણ સાધુઓની પેઠેજ સ્વપ્નમાં દ્વારિકાધીશને ત્યાં આવેલા દીઠા ૪૨. એટલે અતિ વિસ્મય પામેલા તે લોકોએ દઢ નિશ્ચય કરીને પરમ ભક્તિવડે અને પોતાના અધિકારને અનુસરીને તે દેવની પૂજા કરી ૪૩. એ પ્રકારે ભગવાને પોતેજ પોતાનું ગમન વગેરે લીલાવડે કરીને દર્શાવ્યું માટે તેમનામાં ભેદ ન ગણવો ૪૪. અને સહજાનંદ સ્વામીએ પણ પોતાના સઘળા શિષ્યોની સાથે દ્વારિકેશની ઇચ્છા મુજબ મોટા સમારંભથી દોલોત્સવ કરાવ્યો ૪૫. હે રાજન્! તે શ્રીહરિએ ઘણાં ભક્ષ્ય, ભોજ્ય, તથા પીવાનાં તથા ચુસવાનાં એવા ઘણા પ્રકારની રસોઇ વડે સર્વે સાધુઓને તેમની પંક્તિમાં ફરી ફરીને પીરસીને જમાડયા ૪૬.

**ઇતિશ્રી સત્સંગીજીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં વડતાલમાહાત્મ્યમાં દ્વારિકાપુરીથી શ્રીકૃષ્ણના આગમનના ઉત્સવના નિરૂપણ નામે બત્રીસમો અધ્યાય થયો ૩૨.**

---

## અધ્યાય ૩૩ મો.

---

### વડતાલમાં શ્રી દ્વારિકેશનું આગમન.

સુવ્રત મુનિ કહે છે હે રાજન્! જ્યારે તે ભગવાન્! દયાના સાગર એવા ત્યાં આવ્યા એટલે તેમની પાછળ તેમનો સકળ પરિવાર પણ આવી લાગ્યો ૧. દ્વારિકા એ નગરરૂપથી આવી, ગોમતીજી સરોવર રૂપે આવ્યા, અને તીર્થ તથા દેવ બન્ને ત્યાં આવી વસ્યાં ૨. તે પછી લીલા વડે કરીને મનુષ્ય શરીરનું ધારણ કરતા એવા તે શ્રીહરિ જે તે બોલ્યા કે શ્રીદ્વારિકેશ્વર તીર્થ અને પારવાર સાથે અહીં આવ્યા છે ૩. તે સર્વે ત્યાગીઓએ પણ દ્વારિકાધીશને જોઇને તથા યોગ્ય રીતે તેમનું પૂજન કરીને પોતાના મનોરથો પુરા કર્યા ૪-૫. ગોમતી તળાવમાં સ્નાન કરીને હાથે છાપો લીધી અને શ્રીહરિની કૃપાથી દ્વારિકાની યાત્રા પુરી થઇ એમ માન્યું ૬. તેજ રાત્રે કૃષ્ણમંદિરમાં મોટી સભા થઇ અને ત્યાં સ્ત્રી તેમજ પુરૂષ ભક્તો સર્વ આવીને બેઠા ૭. તેમાં ઉંચા આસને બેસીને શ્રીહરિ બોલ્યા કે તમે સર્વેજનો તમારા હિતનું એવું મારૂં વચન સાંભળો ૮. અહીં શ્રીદ્વારિકાધીશ કૃષ્ણ પોતે આવેલા છે, એમ પ્રત્યક્ષ દર્શનથી તમે સર્વ જાણ્યું છે ૯. જેમ રાજાના સેવકો રાજાની પાછળ આવીને રહે તેમ તેમનો પરિવાર પણ અત્રે આવીને રહેલો છે ૧૦. તેથી કરીને એમની પુરીને દ્વારિકા પુરી જ જાણો, તળાવને ગોમતી તળાવ જાણો અને બધી રીતે આને તીર્થજ સમજો ૧૧. જેઓ તેમાં સ્નાન કરશે તેઓનાં પાપ નાશ પામશે અને તેમનો મોક્ષ થશે તથા જેઓ અહિં પિત્રીઓનું તર્પણ કરશે તેઓને પણ ભારે તૃપ્તિ થશે ૧૨. સર્વ તિર્થોમાં મુંડન, ઉપવાસ, શ્રાદ્ધ, તથા બ્રહ્મભોજન, બ્રહ્મચર્ય અને અહિંસા એ વિધિ બધા તીર્થોમાં હોય છે ૧૩. પિંડદાન સાથેનું શ્રાદ્ધ પુરૂષોએ આ તીર્થમાં કરવાનું છે તેથી પિત્રીઓની નીશ્ચે તૃપ્તિ થાય છે ૧૪. ચાતુર્માસમાં, કાર્તિકમાં, માગશરમાં ને માઘમાસમાં જે નિયમપૂર્વક સવારે સ્નાન કરશે તેને નિશ્ચે ઇચ્છિત ફળની પ્રાપ્તિ થશે ૧૫. જે માણસો અત્રે કૃષ્ણના મંદિરમાં જાપ કરશે તેઓને પણ તત્કાળ ફળની સિદ્ધિની થશે ૧૬. જે દ્વિજો શ્રીમદ્ભાગવત આદિનું પુરશ્ચરણ કરાવશે તેઓ મુક્તિ તથા ભક્તિ ઇચ્છા પ્રમાણે પામશે ૧૭. જે દ્વિજ પુરૂષ ઉપવાસ કરીને ભાગવતનો એક પાઠ કરાવશે તેને નિશ્ચે ઇચ્છેલું ફળ પ્રાપ્ત થશે ૧૮. જે માણુસો અહીંઆ શ્રીલક્ષ્મીનારાયણની મહાપૂજા

કરશે તેમને ત્રીલોકને વિષે મોટા સુખની પ્રાપ્તિ થશે ૧૯. જે દુર્બળ મનુષ્યો તે પ્રભુની લઘુપૂજા કરશે તેમને અક્ષય પુણ્ય મળશે તેમજ શ્રી હરિનું ઇચ્છિત પ્રાપ્ત મળશે ૨૦. જે માણસ સાધુઓ તથા બ્રાહ્મણોને પોતાની શકિત મુજબ જમાડશે તે મનુષ્યો આ લોક તથા પરલોકમાં મોટું સુખ પામશે ૨૧. જે મનુષ્યો આ નગરમાં આવી ગોમતી તળાવમાં સ્નાન કરશે અને છાપો લેશે તેમને યમનો ભય રહેશે નહીં ૨૨. જે મનુષ્યો અહીં આવીને શક્તિમુજબ તીર્થનો વિધિ કરશે તેમની દ્વારિકાની યાત્રા સંપૂર્ણ રીતે પુરી થશે ૨૩. સુવ્રત મુનિ કહે છે–શ્રીહરિએ એમ કહ્યું એટલે સર્વે ભગવાનના ભકતો પણ મનમાં ઘણા પ્રસન્ન થયા ૨૪. તઓ સવારે ગોમતીમાં સ્નાન કરી પછી છાપો લઇને શ્રીહરિનાં દર્શન કરવા માટે ટોળે મળીને ગયા ૨૫. રામનવમીને દિવસે કૃષ્ણની પૂજાનો મહોત્સવ કરીને પછી સર્વે હરિજનોને પોતપોતાના દેશમાં જવાની આજ્ઞા કરી ૨૬. નંદ· રામ વગેરે જે ભક્તજનો દેશાંતરમાંથી આવેલા હતા તેઓ શ્રીહરિના નિર્મળ યશ ગાતા ગાતા પોત પોતાના દેશમાં ગયા ૨૭. બારસનાં પારણાં કરીને તથા શ્રીદ્વારિકેશ્વરને પ્રણામ કરીને તે શ્રીહરિ પણ પોતે ગઢપુર ગયા ૨૮. એ પ્રકારે શ્રી દ્વારિકાધીશે પોતાના ભક્તજનોની પ્રસન્નતા માટે ચૈત્ર મહિનાની એકાદશીએ વડતાલમાં પોતાનું ધામ કર્યું અને તે દિવસથી વડ-તાલની ભૂમિ મોટી થઇ અને હે રાજન્ તે દહાડેથી વડતાલનું માહાત્મ્ય કલ્યાણકારી થયું ૩૦. જે પુરૂષ પરમ પુરૂષનાં આ ચરિત્રનો અભ્યાસ કરશે –તેનું શ્રવણ કરશે તે આ લોકમાં સુખ તથા યશને પ્રાપ્ત કરીને પછી દેવને વંદન કરવા યોગ્ય એવા ધામમાં જશે ૩૧.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મ શાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં વડતાલ માહાત્મ્યમાં તીર્થકર્તવ્ય વિધિ નિરૂપણ નામે તેત્રીશમો અધ્યાય થયો ૩૩.**

---

## અધ્યાય ૩૪ મો.

---

### મુકતાનંદજી વડોદરામાં.

પ્રતાપસિંહ રાજા પુછે છે· ભગવાને મુકતાનંદજીને વડોદરા મોકલ્યા હતા તે મુનિ ત્યાં વાદીઓને જીતીને પછી વડતાલ આવ્યા ૧. એવું મેં

તમારા થકી સાંભળ્યું છે તે તેમણે કોને જીત્યા તે હે ગુરો! સર્વજ્ઞ એવા તમે કહેવા યોગ્ય છો ૨. સુવ્રત મુનિ કહે છે હે રાજન્! વડોદરામાં રામચંદ્ર નામના એક દ્વિજ હતા તથા તેમના ભાઇ હરિચંદ્ર એ બન્ને મોટા બુદ્ધિવાળા હતા ૩. તેઓ બહુશ્રુત હતા અને ખાસ કરીને વેદશાસ્ત્રમાં પ્રવીણ હતા તેમજ રાજમાન્ય, ધર્મિષ્ઠ, આસ્તિક અને વિવેકી હતા ૪. ત્યાં શોભારામ નામના બીજા પવિત્ર બ્રાહ્મણ હતા, જે વેદશાસ્ત્રના અર્થમાં નિપુણ, આસ્તિક તેમજ રાજાના માનિતા હતા ૫. વળી નારૂપંત નામના બીજા એક બહુશ્રુત બ્રાહ્મણ તે રાજાની પાસે હતા. ચિમનરાવ નામના ક્ષત્રી પણ એવા હતા ૬. એ પાંચે જણ મુમુક્ષુ હતા અને સ્નેહવાળા હતા. તેઓએ ઘણાં શાસ્ત્રોને સાંભળ્યા બાદ ઉપાસના માટે એક ઇશ્વર છે એવો નિશ્ચય કર્યો હતો ૭. તેઓએ ત્યાં રહેતા દાક્ષિણાત્ય અને ઘણાં શાસ્ત્રો જાણનાર એવા હરિહર નામના આચાર્યને એક સમયે પુછ્યું ૮. હે આચાર્ય! બહુ શાસ્ત્રને જાણનાર એવા તમને અમે પ્રશ્ન પુછીએ છીએ, જે સાંભળીને જેવો ઘટે તેવો ઉત્તર આપવાને આપ યોગ્ય છો ૯. ભગવાન્ ગૌલોકમાં, વૈકુંઠમાં, બ્રહ્મપુરમાં તથા આ લોકમાં ક્ષીરસાગરમાં રહેલા છે એમ શાસ્ત્રમાં છે ૧૦. શ્રી હરિ વળી ચાર ભૂજાવાળા તથા આઠ ભૂજાવાળા પણ સાંભળ્યા છે તો કલ્યાણને ઇચ્છતા એવા મુમુક્ષુઓએ શું માનવું તે કહેવાને આપ યોગ્ય છે ૧૧. કેટલાક ભક્તો રામ, કૃષ્ણ તથા નરસિંહની ઉપાસના કરે છે માટે તો ભગવાનના ભક્ત હોઈ જે જે હોય તે નિશ્ચે કહો ૧૨.

સુવ્રત મુનિ કહે છે એ પ્રમાણે તેમણે પૂછ્યું એટલે ભારે દંભી અને વિચક્ષણ એવા અને રાજકીય પુરૂષોએ સેવા કરાયેલા અને તર્કબુદ્ધિ એવા તે આચાર્યે તેમને કહ્યું ૧૩. તે હરિહરાચાર્ય બોલ્યાઃ હે દ્વિજો! હે મુમુક્ષુઓ! તમે મારૂં વાકય તમારા હિતનું છે માટે તમને હું નિશ્ચય કરીને કહું છું તે સાંભળો ૧૪. જે ઇશ્વર છે અને ગોલોક વગેરે ધામની અંદર રહે છે જેમને શાસ્ત્રોમાં કહેલા છે તે કલિયુગમાં કદિ પણ સાક્ષાત્ મળતા નથી ૧૫. માટે હે બ્રાહ્મણો! તેમનુંજ નામ કીર્તન તમે કરો. તેનાથી તમને આ લોકમાં સુખ અને પરલોકથી મુકિત મળશે ૧૬. કૃતયુગમાં વિષ્ણુનું ધ્યાન થાય છે, ત્રેતામાં યજ્ઞથી તેની પુજા થાય છે, દ્વાપરમાં સેવાપરિચર્યાથી અને કલિયુગમાં હરિનું નામ કીર્તન કર્યાથી મોક્ષ થાય છે ૧૭. એ પ્રમાણે ભાગવતમાં ભકિતનું કહેલું છે અને કલિયુગમાં તેથી પર કાંઇ કહ્યું નથી કેમકે કલિયુગમાં તપ યોગ અને નિયમો માણસોથી સધાતાં નથી ૧૮. ત્રણ

યુગમાંજ વિષ્ણુનો અવતાર થાય છે એમ હોવાથી કલિયુગમાં અત્યારે તો તે ભગવાનનું પ્રત્યક્ષત્વ કહેવા માત્રજ છે. ખરૂં ન હોય ૧૯.

સુવ્રત મુનિ બોલ્યા–એ શાસ્ત્રીએ તે બ્રાહ્મણોને એ પ્રકારે કહ્યું અને તેણે નિશ્ચય કર્યો કે કલિમાં કેવળ નામથીજ કલ્યાણ થાય છે ૨૦. ત્યાર-પછી તે શાસ્ત્રીની સાથે બહુ પ્રકારે વાદવિવાદ થયો અને પોતાના મતનું સ્થાપન કરવા અનેક યુક્તિઓ કરી ૨૧. એક તો વિદ્વાન, યુક્તિમાં નિપુણ અને વળી રાજાના માનીતા એટલે તેને જીતવા માટે કોઇ પણ શક્તિમાન્ થઇ શકયું નહીં ૨૨. તે શાસ્ત્રીએ ભક્તોની હાંસી કરવા માંડી, કે જે ભક્તો કહેતા હતા કે પ્રત્યક્ષ ભગવાન્ મળવાથી જ કલ્યાણ થાય છે ૨૩. પછી તે નાથજી ભકતે સાંભળ્યું કે પોતાને ઘેર મુક્તાનંદ નામના પરમ સદ્‌ગુણી અને મુખ્ય ભક્ત આવેલા છે ૨૪. પછી તે મુનિને તેડીને તેઓ સભામાં લાવ્યા ૨૫. મુનિએ તેમનું સન્માન કર્યું અને પછી પ્રણામ કરીને તેઓ હસતા હસતા સાધુની પેઠે નમ્ર થઇને ત્યાં બેઠા ૨૬. પૌરાણિકો, શાસ્ત્રીઓ તથા અનેક વૈષ્ણવો તથા શંભુના ભક્તો અને બીજા અનેક મનુષ્યો ત્યાં આવી પહોંચ્યા ૨૭. તે મનુષ્યોથી ભરાયેલી સભામાં મુક્તાનંદ મુનિએ ચિત્તમાં શ્રીહરિનું સ્મરણ કરીને રાજાની આગળ કહ્યું.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં ત્રિયુગ શબ્દના અર્થના નિર્ણયમાં વાદી પ્રતિ-વાદીનો સમાગમ થયો એ નામે ચોત્રીશમો અધ્યાય થયો ૩૪.**

---

## અધ્યાય ૩૫ મો

---

## કલિયુગમાં શ્રીહરિનો અવતાર થાય છે.

મુક્તાનંદ મુનિ બોલ્યાઃ હે બ્રાહ્મણો ! તમારા હૃદયમાં જે કાંઇ પૂછવા જેવું હોય તો તે તમે મને હમણાંજ શાસ્ત્રોને અનુસરીને પૂછો ૧. સુવ્રત મુનિ કહે છે હે રાજન્ પ્રતાપસિંહ ! મુક્તાનંદ મુનિએ એ પ્રમાણે કહ્યું એટલે જીજ્ઞાસુ માણસોની પેઠે તે લોકોએ મનમાં છુપો આશય રાખીને બધાંય મનુષ્યોનાં સાંભળતાં નીચે મુજબ બોલ્યાઃ હે મુને ! આ લોકમાં મનુષ્યોનું આત્યંતિક કલ્યાણ કેવી રીતે થાય ? તેનું સાધન શાસ્ત્રમાં કહ્યા મુજબ નિશ્ચિત કરીને મને હમણાં કહો ૨. સર્વે

સંશયનો નાશ કરનાર એવો પ્રશ્ન તે મુનિને એ બ્રાહ્મણોએ પુછયો એટલે તેમના આશયને જાણનાર તે મુનિ બોલ્યા ૪. મુક્તાનંદજીએ કહ્યું–હે સારા વ્રતને ધારણા કરનારાઓ ! આટલા કાળ સુધીમાં પોતાના કલ્યાણનું આપે શું નક્કી કર્યું છે તે તમે મને કહો ૫. વાદીઓ બોલ્યા: કલિયુગમાં વિષ્ણુનાં નામ કીર્તનથી પાપનો નાશ થાય છે અને તેજ કલ્યાણકર છે એમ અમોએ નિશ્ચય કરેલો છે ૬. મુક્તાનંદજી બોલ્યા: હૃદય કમળમાં જેમ આત્માને તેમજ ભગવાનની મૂર્તિને ધારણ કરીને જે માણુસ તેમનું નામ કીર્તન કરે છે તેને તેના ફ્લની પ્રાપ્તિ થાય છે ૭. જેનું મન વિભ્રાંત થઇને સાંસારિક પદાર્થોમાં દોડાદોડ કરે છે તેને હરિના નામથી શો ફાયદો ૮? ધ્યાન કરવા યોગ્ય એવા નારાયણનું પ્રત્યક્ષ દર્શન થયા વિના, નામ કીર્તન કરતી વખતે તેનું દર્શન કેમ થાય ૯? દીઠેલા ગ્રામ્ય પદાર્થોનું રાત દિવસ ધ્યાન થતું હોય અને પછી ભગવાનનું માત્ર નામ કીર્તન કરે એથી તો મોક્ષ ઘણો દુર્લભ થઇ પડે છે ૧૦. ત્રણે કાળમાં વિષયવાળા ચિત્તથી નામ લીધું હોય તો બધાં શાસ્ત્રો તેમજ સાધનો બધી રીતે વ્યર્થ થાય છે ૧૧. જો એમ હોય તો તમારો મત વેદબાહ્ય હશે કેમકે શાસ્ત્રોમાંતો પ્રત્યક્ષ અનુભવથી જ મોક્ષ માનેલો છે ૧૨. હરિનાં નામ કીર્તનથી તો પુણ્ય થાય તથા પાપનો ક્ષય થાય પણ પ્રત્યક્ષ દર્શનથી તો આ સંસારમાંથી તુરત મોક્ષ થાય ૧૩.

તેથી કરીને આપે સાક્ષાત નારાયણનું દર્શન કર્યું ન હોય તો તે કરવાને તત્કાળ ઉદ્યમ કરો ૧૪. વાદીઓ બોલ્યા: ધર્મ, ભક્તિ અને જ્ઞાન એ જે વૈદિક સાધનો કહેલાં છે તે કલિયુગમાં ક્ષણભંગુર દેહવાળા માણસોથી બની શકવાં મુસ્કેલ છે ૧૫. અમારો મત તો એવો છે કે કલિયુગમાં નામમાત્રથી જ કલ્યાણ થાય છે અને આ ઘોર કલિકાળમાં ભગવાનનું પ્રત્યક્ષ દર્શન કેવું થાય ? ૧૬. અજામીલ મહાપાપી હતો તેને નામમાત્રથી નારાયણની પ્રાપ્ત થઇ અને તેને ઇચ્છા મુજબ મુક્તિ આપી ૧૭. મુક્તાનંદ મુનિ બોલ્યા–નામમાત્રથી જે મુક્તિ થાય છે તે તો માત્ર પાપના સંચયથી મુક્તિ સમજવી; હે દ્વિજો ! તેમ યમના પાશથી મુક્તિ થાય છે, એમ ભાગવતમાં કહેલું છે ૧૮. હરિના નામના ઉચ્ચારણનો મહિમા તો જુઓ! માત્ર પુત્રનું નામ જ દીધાથી અજામીલ પણ મૃત્યુના પાશથી મુકાઇ ગયો. ૧૯ એટલે જગતનું મંગળ કરનાર એવા વિષ્ણુનું નામ કીર્તન મોટા સત્પુરૂષોએ તથા એકાંતિક એવા ભક્તોએ પણ કરવાનું છે

૨૦. જો માત્ર અંજામીલ એવા નામ માત્રથી જ મુક્તિ થઇ એવો જો મત હોય તો ગંગાનદીના કીનારે તેને કેમ યોગનો અભ્યાસ કરવો પડયો? ૨૧. તે હેતુ માટે તે પાપથી મુક્તિ પામ્યો તે હરિનું નામ લીધા માત્રથી જ અને તેનો મોક્ષ થયો તે વિષ્ણુના પાર્ષદોનાં દર્શનથી એમ હું કહું છું ૨૨. કલિયુગમાં પ્રત્યક્ષ શ્રીહરિ નથી હોતા એવું જે વચન છે તે કોઇ પણ સત્પુરૂષોનું કે કોઇ વેદને જાણુનારનું હોય નહીં ૨૩. અત્રે નારાયણુના અવતાર રૂપ હરિ છે અને તેમનું " ઐશ્વર્ય મેં તથા બીજાઓએ સારી રીતે જોયેલું છે ૨૪. તે શ્રીહરિ સહજાનંદ નામથી અત્યારે બિરાજે છે. તમોએ જે મત કહ્યો તે અસત્ છે ૨૫. વળી મેં જે પ્રત્યક્ષની વાત કરી તે બધાં પ્રમાણોથી પણ બળવત્તર છે અને અનુમાનથી પણ તેનો બાધ થતો નથી ૨૬. તેમજ સાંભળો હું તમને શાસ્ત્રની સંમતિવાળુ એવું બીજું રહસ્ય કહું કે જેવડે ડાહ્યા માણુસોએ સચ્છાસ્ત્રથી હયાવતા-રનો હેતુ કહેલો છે ૨૭. જયારે પૃથ્વીને વિષે દુર્જન પુરૂષો ધર્મની ગ્લાનિ કરે છે ત્યારે શ્રીહરિ અવતાર ધારણુ કરે છે એમ શાસ્ત્રમાં કહેલું છે ૨૮. હિંસામાં અનુરાગવાળા એવા દૈત્યો તથા રાક્ષસો જેમનો જયારે દેવતાઓ વધ કરી શકતા નથી એવા તે આ લોકમાં ઉત્પન્ન થાય છે ત્યારે સારા કર્મવાળા મનુષ્યોના ઘેર હું મનુષ્ય દેહ ધારણુ કરીને અવતરૂં છું અને બધાનું પ્રશમન કરૂં છું ૨૯—૩૦. તે જ પ્રમાણે શ્રીહરિએ ભારતમાં માર્કંડેય પ્રત્યે કહેલું છે અને હે સારાવ્રત વાળા હવે હું ભગવદ્ ગીતાનું વાકય કહું છું ૩૧. હે ભારત ! જયારે જયારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મનો ઉદય થાય છે ત્યારે ત્યારે હું અવતાર ધારણુ કરૂં છું ૩૨. સાધુઓના રક્ષણુ માટે અને દુષ્ટોના વિનાશને માટે તેમ ધર્મની સ્થાપનાર્થે હું યુગે યુગમાં અવતરૂં છું ૩૩. હે સારાવ્રતવાળા પુરૂષો ! એ પ્રકારે ભગવદ્ ગીતાનું વાકય છે તે જાણો તે ગીતા પ્રમાણોનું પણ પ્રમાણુ ગણાય છે ૩૪. શ્રીમદ્ ભાગવત્ પણુ સૌથી બળવાન્ પ્રમાણુ ગણાય છે કેમકે તે વેદશાસ્ત્ર તથા પુરાણોનું સારભૂત છે ૩૫. જયારે તમોગુણી માણુસો અધર્મ વડે કરીને પોતાનું જીવન ગુજારે છે ત્યારે એ ભગવાન્ યુગ યુગમાં ઐશ્વર્ય, સત્ય, જ્ઞાન, દયા અને યશ સાથે જુદાં જુદાં રૂપોનું ધારણુ કરે છે ૩૬. જયારે દેવ, ઋષિ, પક્ષી તથા મનુષ્યોમાં પોતાના ભક્તોને દુઃખ પડે છે ત્યારે ભગવાન્ જે તે પોતાની માયા વડે કરીને યુગ યુગમાં અવતાર ધારણુ કરે છે ૩૭. એ વગેરે વાકયો

શ્રીમદ્ ભાગવત્ નામના પુરાણુમાં સેંકડો છે અને તે વિચાર કરવા જેવાં છે ૩૮. આપના મત પ્રમાણે કલિયુગમાં અધર્મની વૃદ્ધિ નથી થતી અને ધર્મજ હોય છે તો પછી હરિનો અવતાર થવાનું કારણુ શુ ૩૯ ? અને બીજા ભક્તો પણુ તમારા હિતનું વાક્ય સાંભળો, કલિયુગમાં અવતાર નથી થતા એમ જેઓ કહે છે તેમને પુછીએ છીએ ૪૦. ભારત એ પાંચમો વેદ છે તેમાં તથા ભાગવત્‌માં પણુ અર્જુનના સ્વરૂપ સાથેની નરનારાયણુની કથા કહેલી છે ૪૧. તેમનો જન્મ કલિયુગમાં જ થયો છે તેમજ બુદ્ધના અને કલ્કિના અવતાર વિષે પુરાણો વિગેરેમાં કહેલું છે તે સત્ય છે કે અસત્ય છે ૪૨ ? વળી ધર્મને પ્રવર્તાવનારા જે આચાર્યો છે તે પણુ કલિયુગમાં થયેલા છે અને શિષ્ટ પુરૂષોએ જે હરિના અવતારો કહેલા છે તે શું મિથ્યા છે ૪૩ ? તેથી જે મનુષ્યો કલિયુગમાં હરિના અવતાર થવાનું માનતા નથી તેમને શાસ્ત્રના રહસ્યનું જ્ઞાન નથી તે નિશ્ચે જાણો ૪૪. તે મનુષ્યો પોતાના પૂર્વાપરનાં વાક્યોમાં આવતો વિરોધ જાણુતા નથી એટલે મંદ બુદ્ધિવાળા છે અને ધનને માટે લોકોને ઠગનારા છે ૪૫. જેઓ કલિયુગમાં તેનો નિષેધ કરીને તેમની કથાવાર્તા કરે છે તેમને ખબર પણુ પડતી નથી કે કૃષ્ણુનો અવતાર કયારે થયો ૪૬. સંસારીઓનો માર્ગ જુદો છે અને મુમુક્ષુઓનો માર્ગ જુદો છે અને મુમુક્ષુઓએ મુમુક્ષુઓના માર્ગનુંજ સેવન કરવું જોઇએ, બીજા માર્ગનું નહી ૪૭. જેઓ મુમુક્ષુ થયા છે તે સત્સંગતિથી જ થયા છે અને મોટી સિધ્ધિને પામ્યા છે અને કુસંગથી ભ્રષ્ટ થયેલા છે ૪૮. જો કલિયુગમાં શ્રી હરિ આ પૃથ્વી ઉપર કદાપિ પણુ ન આવે તો પછી આ લોકમાં મુમુક્ષુઓએ કોનો આશ્રય કરવો ? અપરોક્ષ કહેતાં પ્રત્યક્ષ એવા પરબ્રહ્મનું લક્ષણુ સાક્ષાત્કાર છે અને સંતોએ તે મુખ્ય પણે કરીને કહેલું છે. તે સાક્ષાત્કાર શ્રી હરિ વિના કોનો થાય ? ૫૦ અગાઉ જેની જેની સંસારના બંધનથી મુક્તિ થયેલી છે તે, કાંતો હરિના અગર હરિજનોના સંગથી થયેલી કહેવાય છે ૫૧. કલિયુગમાં ભગવાન કે તેમના જનો હોતા નથી તો પછી મુમુક્ષુએ મોક્ષની આશા જ શું કામ કરવી ? ૫૨. શાસ્ત્રમાં મનુષ્યના દેહને મોક્ષનું સાધન માનેલો છે એવા મનુષ્ય દેહને પ્રાપ્ત કરીને પણુ જે મુક્ત ન થયો તેને આત્મઘાતી કહેલો છે ૫૩. પ્રથમ તો જેને સુલભતાથી નરદેહ મળ્યો હોય, પછી અતિદુર્લભ એવા ગુરૂરૂપી કર્ણુધાર મળ્યા હોય તે જો મારા અનુગ્રહ છતાં પણુ મુક્તિ ન મળે તો તેને આત્મઘાતી જાણુવો ૫૪. વગેરે સેંકડો હરિનાં વચનો

છતાં જે મનુષ્ય દેહ પામેલો માનવી સંસારથી મુકત થયો ન હોય તે આત્મઘાતી જાણવો ૫૫. મનુષ્ય વિનાના બીજા કોઇ પણ દેહવડે કરીને આત્મા કે પરમાત્માનું જ્ઞાન થતું નથી, જ્ઞાન વિના મુક્તિ છેજ નહીં ૫૬. મનુષ્યનો દેહ ઘણો દુર્લભ છે એમ સર્વત્ર કહેલું છે મનુષ્ય દેહ અનેક જન્મને અંતે અને મોટા પુણ્યથી પ્રાપ્ત થાય છે ૫૭. તે મનુષ્યદેહ આપણને પ્રાપ્ત થયો છે અને અત્યારે મોટો કલિયુગ છે લોકો કહે છે કે તેમાં હરિનું દર્શન ન થાય ૫૮. જ્યારે સતયુગ વગેરે હોય ત્યારે આપણને પશુ આદિકની યોનિમાં જન્મ મળે એટલે શી રીતે કામ થાય? ૫૯. સતયુગ આદિ અનેક યુગો વીતી ગયા તો પણ અમને હરિનો આશ્રય ન મળ્યો એ અમને ખબર છે ૬૦. જો એકવાર પણ અમને હરિનો આશ્રય થયો હોય તો પછી આ મળમૂત્રનો ભરેલો પિંડ અમને કયાંથી પ્રાપ્ત થાય? ૬૧. માટે જ્યારે આપણને મનુષ્યનો જન્મ પ્રાપ્ત થાય ત્યારે પૃથ્વી ઉપર હરિનો અવતાર પણ થાય એમ ધારો ૬૨, નહીં તો જીવ પોતે પોતાનો ઘાતી થાય છે એમ સજ્જનોનું કહેવું છે માટે કલિયુગમાં પણ પૃથ્વીને વિષે હરિનો અવતાર થાય છે તેમ નિશ્ચે જાણો ૬૩. જો કલિયુગમાં મુક્તિનાં સાધન રૂપ હરિનો સમાગમ ન થાય તો પછી કલિયુગમાં લોકો પોતાનો જન્મ શા માટે ઇચ્છે છે? ૬૪. હે રાજન્! કૃતયુગ વગેરેમાં પણ મનુષ્યો કલિયુગમાં જન્મ થાય એમ ઇચ્છે છે અને કલિયુગમાં ખરેખર મનુષ્યો નારાયણ પરાયણ થાય છે ૬૫. એ પ્રમાણે અગાઉ પણ યોગેશ્વર યાજ્ઞવલ્કય મુનિયે જનક રાજાને કહેલું છે; જો નારાયણ જ ન હોય તો પછી તેના ભકતો તો કયાંથી હોય? ૬૬. તે હેતુ માટે ખરેખર પૃથ્વિને વિષે નારાયણ થાય છે અને તેમને પામીને ભકતજનોએ નવ પ્રકારની ભકિત જરૂર કરવી ૬૭. હે ભકતજનો! એ પ્રકારે શાસ્ત્ર અને અનુભવથી સંમત એવું મેં કહેલું છે જો તેમાં તમને સંશય પડે તો ફરીને પ્રશ્ન પુછો ૬૮. સુવ્રતમુનિ બોલ્યા: સચ્છાસ્ત્રના અર્થથી ગુંથેલી તેમની વાણી સાંભળીને તે વાદીઓએ પોતાના જયની આશાને નષ્ટપ્રાય થયેલી માની અને બીજાઓએ પણ એમજ માન્યું ૬૯.

**ઇતિશ્રી સત્સંગીજીવનમાં નારાયણ ચરિત્ર રૂપી ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં ત્રિયુગ શબ્દના અર્થનો નિર્ણય કરતાં કલિયુગમા પણ ભગવાનનો અવતાર થાય છે એના નિરૂપણ નામે પાંત્રીશમો અધ્યાય થયો ૩૫.**

---

## અધ્યાય ૩૬ મો

### કલિયુગમાં શ્રીહરીનો અવતાર

સુવ્રત મુનિ કહે છે–તે વાદીઓમાં કોમળ અંતઃકરણવાળો હરિશ્ચંદ્ર કરીને એક ભક્ત હતો તેણે એવો નિશ્ચય કર્યો કે કલિયુગમાં પણ હરિનો અવતાર થાય છે ? નારૂપંતે પણ તેનું વાકય બહુ શ્રદ્ધાવડે કરીને માન્યું અને યુક્તિ તથા પ્રત્યુક્તિમાં નિપુણ એવા રામચંદ્રે તેને કહ્યું ૨. રામચંદ્ર બોલ્યાઃ મહર્ષિ ! તમે જે કહ્યું તે અવશ્ય અમારે ધારણ કરવા યોગ્ય છે. તે હેતુ માટે તમે ગુરૂભક્ત છો, સત્ય બોલનાર છો અને અધિકારી છો ૩. સ્કંદ પુરાણમાં પણ કહેલું છે કે ગુરૂ જ બ્રહ્મા છે, ગુરૂ જ વિષ્ણુ છે અને ગુરૂ એ જ મોટા મહેશ્વર છે તથા ગુરૂ એ જ પરબ્રહ્મ છે ૪. જો કલિયુગમાં સાક્ષાત્ વિષ્ણુનો અવતાર થતો હોય તો પુરાણાદિકમાં તમે જાણીને તેનું છેદન કરવા યોગ્ય છો અને લોકોમાં સંશય ભેદનારો તમારા જેવો કોઇ માણસ મેં જોયો નથી ૬. એ યુક્તિને જાણનારાએ, મહામતિ એવા મુનિને એ પ્રમાણે પુછયું એટલે હે રાજન્ ! સર્વ શાસ્ત્રોના રહસ્યને જાણનારા મુનિએ તેમને કહ્યું ૭. મુક્તાનંદ મુનિ બોલ્યા હે દ્વિજ ! ગુરૂને વિષે જે ઇશ્વરની બુદ્ધિ શિષ્યો કરે છે અને સાધ્વી સ્ત્રી પતિને વિષે જે ઇશ્વરની બુધ્ધિ કરે છે તે આરોપિત હોય છે, ખરી નથી હોતી ૮. કલિયુગમાં પણ આશ્રિત જીવોના કલ્યાણને માટે સાક્ષાત્ વિષ્ણુના અવતાર થાય છે તે હું તમને કહીશ. કલિયુગમાં ત્રિયુગ નામથી ભગવાનનો પ્રાદુર્ભાવ થતો નથી એવો જે મત છે તે સંબંધમાં હું તમને કહું છું તે તમે સાંભળો ૧૦. યુગ શબ્દ જોડલા વાચક છે અને ભગ શબ્દ નામ વાચક છે એ ત્રણ જોડ જેનામાં હોય તેને ભગવાન્ માનેલા છે ૧૧. સૃષ્ટિની ઉત્પત્તિ તથા પ્રલય, ભૂત પ્રાણી માત્રની ગતિ અને અગતિ તેમજ વિદ્યા અને અવિદ્યાને જે જાણે છે તે ભગવાન્ કહેવાય છે ૧૨. અથવા તો કૃતયુગમાં સર્વને ધ્યાનનિષ્ઠપણું હોય છે અને તેથી યજ્ઞરૂપ નારાયણ જે ત્રણ યુગ વિના હોતા નથી તેથી પણ હરિ જે તે ત્રિયુગ કહેવાય છે ૧૨. અથવા યુગ શબ્દનો અર્થ જેવો સાંભળ્યો હોય તેવો ગ્રહણ કરવો અને તેમાં પણ સ્વાંતર એવા યુગો બે પ્રકારના જાણવાઃ બાહ્ય અને આભ્યંતરઃ બાહ્ય ત્રિયુગ તો પ્રસિદ્ધ જ છે જે વડે પૃથ્વી ઉપર વ્યવહાર ચાલી રહ્યો છે ૧૪–૧૫. હવે જે આંતર યુગો કહેવાય છે તે કહું છું કે જે બાદરાયણે અગાઉ પરીક્ષિત રાજાને કહેલા હતા ૧૬. પુરૂષમાં સત્વ,

રજ અને તમ એ ત્રણ ગુણો જણાય છે અને તે ત્રણ ગુણો કાળથી, પ્રેરાયેલા આત્મામાં રહે છે ૧૭. જ્યારે મન, બુદ્ધિ અને ઇંદ્રિયો સત્વગુણમાં વર્તતાં હોય ત્યારે સત્યુગ જાણવો અને તે વખતે વિદ્યા, જ્ઞાન અને તપમાં રૂચિ થાય છે ૧૮. જ્યારે મનુષ્ય પ્રાણીઓને કામ્ય કર્મમાં ઇચ્છા થાય છે ત્યારે ડાહ્યા માણસોએ સમજવું કે ત્રેતાયુગ ચાલે છે અને રજોગુણ વર્તે છે ૧૯. જ્યારે લોભ, અસંતોષ, મનમાં દંભ અને મચ્છર હોય ત્યારે કામ્ય કર્મોમાં મન થાય ત્યારે રજો તથા તમોગુણ અને દ્વાપરયુગ ગણાય ૨૦. જ્યારે માયા, અનૃત, તંદ્રા, નિદ્રા, હિંસા, વિષાદ, શોક, મોહ, ભય અને દીનતા આવે ત્યારે તમોગુણવાળો કલિયુગ આવ્યો એમ સમજવું ૨૧. એ પ્રમાણે શુકજીએ કહેલાં સ્પષ્ટ એવાં યુગનાં લક્ષણો વડે પોતાના હૃદયમાં કયો યુગ વર્તે છે તેની પરીક્ષા કરવી ૨૨. જ્યારે પોતાના હૃદયમાં કલિયુગ વર્તતો હોય ત્યારે સત્યુગ હોય તોપણ હરિ નથી એમ જાણવું ૨૩. જ્યારે પોતાને વિષે સત્યુગ હોય ત્યારે બહાર ગમે તો કલિયુગ હોય હોય તોપણ ભગવાનનાં દર્શન થાય તેમાં કશો વિચાર કરવાનો નથી. ૨૪. બહારનો કળિયુગ હરિને જરાય પીડા કરવાને શક્તિમાન્ થતો નથી માટે તેને સર્વે યુગોનું કારણ માનેલો છે. ૨૫. બહાર કળિયુગ હોય તો પણ તે પ્રભુ સત્ યુગના ધર્મોને પ્રવર્તાવવાને શક્તિમાન્ છે માટે તેમને પરમેશ્વર કહેવામાં આવે છે. ૨૬. હે સારી બુદ્ધિવાળા ! તે કાળના પણ કાળ છે એમ વેદ કહે છે માટે હરિને વિષે કલિના ભયની તમારે જરાય શંકા કરવી નહીં. ભારતમાં યુધિષ્ઠિર પ્રત્યે પણ ભીષ્મે કહેલું છે કે કાળનું કારણ રાજા છે પણ રાજાનું કારણ કાળ નથી ૨૮. મનુષ્ય એવા રાજામાં પણ કાળને ચલાવવાની શક્તિ છે તો પછી જગદીશ્વરમાં મનુષ્યે એ બાબતની શંકા શું કરવા કરવી ? ૨૯. સર્વના સ્વામી એ એક જ છે તેથી ત્રિયુગ શબ્દથી કલિયુગમાં હરિના અવતાર વિષે શંકા કરવી નહીં ૩૦. એ પ્રકારે મુમુક્ષુઓએ ત્રિયુગ શબ્દનો અર્થ જાણવો પણ નાસ્તિકની પેઠે કલિયુગમાં હરિ નથી હોતા એમ માનવું નહીં ૩૧. તેથી કરીને જ પ્રલ્હાદે હરિનું ત્રિયુગપણું કહેતાં, કલિયુગમાં હરિ ગુપ્ત હોય છે પણ કલિયુગમાં નથી હોતા એમ નથી કહ્યું ૩૨. આ પ્રકારે મનુષ્યે, પક્ષી, ઋષિ, દેવ અને મચ્છાદિ અવતાર વડે તે હરિ લોકોનો પ્રકાશ કરે છે અને જગતના પ્રતાપોનો નાશ કરે છે. હે મહાપુરૂષ ! યુગને અનુકૂળ ધર્મનું રક્ષણ કરો છો તેવા એ તમે હરિ છો ૩૩. આ પ્રલ્હાદનાં વચનમાં કલિયુગમાં હરિનું ગુપ્તપણું કહેલું છે. તેનો અર્થ પણ હે દ્વિજ ! હું સ્ફુટ રીતે કહીશ.

૩૪. પોતાનું મોટું ઐશ્વર્ય પ્રકટ કરીને પછી ક્ષણુમાં જ મનુષ્યદેહ વડે કરીને તેને ઢાંકી દે છે તેનું નામ હરિની છન્નતા કહેવાય ૩૫. જેમ કૃષ્ણાવતારમાં દેવકી અને વસુદેવને પ્રથમ પોતાનો ઇશભાવ જણાવીને પછી મનુષ્ય દેહ વડે તે ઢાંકી દીધો. ૩૬. યશોદાને વિશ્વરૂપ બતાવીને પછી ક્ષણુમાં મનુષ્યદેહ ધરીને પુત્ર ભાવને ફરી દૃઢ કર્યો ૩૭. નંદાદિક ગોપને પોતાનું વૈકુંઠ ધામ બતાવીને પછી તરત જ મનુષ્યદેહ વડે તે ઐશ્વર્ય ઢાંકી દીધું. ૩૮. દેવોથી પણુ ન મારી શકાય એવા દૈત્યોને હણીને બ્રહ્માદિ દેવોથી સ્તુતિ કરાતા છતાં મનુષ્ય દેહ વડે તે ઐશ્વર્યને ઢાંકી દીધું ૩૯. યમુનાના ધરામાં અક્રૂરને પોતાનું અદ્દભુત એવું ઐશ્વર્ય બતાવીને પણુ પછી લીલા વડે કરીને તેને ઢાંકી દીધું. ૪૦. એ પ્રકારે હજારો વાર ભગવાને મનુષ્ય લીલા વડે કરીને પોતાનું ઐશ્વર્ય બતાવીને પણુ પૃથ્વીમાં પાછા ગુપ્ત થઇ ગયા ૪૧. તેથી કરીને કુરૂક્ષેત્રની યાત્રામાં તે હરિના સ્વરૂપને જાણુનારા એવા મોટા ઋષિયોએ જે બે શ્લોકો કહેલા છે તે સાંભળો ૪૨. જેનું જ્ઞાન કદિ પણુ કુંઠિત થતું નથી એવા તે ભગવાન્ કૃષ્ણુને નમસ્કાર હો કે જે પરમાત્મા પોતાની યોગમાયાએ કરીને ગુપ્ત રહેલા છે. ૪૩. તે પરમાત્માને આ રાજાઓ તથા સાથે જ આરામ લેનાર એવા યાદવો પણુ જાણુતા નથી કે જે પરમાત્મા પોતાની માયા રૂપ આવરણુથી ઢંકાયેલા એવા સર્વના આત્મા, કાળ, અને ઇશ્વર છે. ૪૪. એ જગત્‌ના પ્રભુનું ગુપ્તપણું પણુ પોતાની જ ઇચ્છાથી થાય છે પણુ કલિયુગના ભયથી નથી થતું એમ નિશ્ચે જાણો ૪૫. તેમાં પણુ કપટીઓ તથા કલિયુગમાં જેમનું બળ વધે છે એવા ધર્મના દ્રોહી દૈત્યોને મોહ થાય છે ૪૬. કલિયુગમાં મનુષ્યાદિક દેહ વડે કરીને અસુરો પોતાની આકૃતિ ગુપ્ત રાખીને લોકોને મોહ પમાડવા માટે ફરતા હોય છે. ૪૭. એવા માણુસોને પણુ મનુષ્ય કૃતિ એવા શ્રીહરિ જેતે પોતે ગુપ્ત રહ્યા થયા મોહકને પણુ મોહ પમાડનાર પોતે ગુપ્ત રહે છે. ૪૮ વાયુ પુરાણુમાં પણુ કલિયુગમાં કૃષ્ણુનું ગુપ્તપણું કહેલું છે. ૪૯. દ્વિજમાં ઉત્તમ એવા સાંદીપનિને આગળ કરીને તે હરિ જેતે મનુષ્યોમાં વિહાર કરવા માટે તે મનુષ્ય દેહવાળા એવા દૈત્યોને હણે છે. ૫૦. તેમાં પણુ પોતાના અંગને ગુપ્ત રાખનારા દૈત્યો પોતાની આસુરી સંપત્‌ને ઢાંકવામાં અશક્ત હોતાં તે સર્વદા પ્રકટ થઇ જાય છે. ૫૧. ભગવાન્ તો સ્વતંત્ર હોય છે તેથી તેમનાં દિવ્ય ચરિત્રો વડે પણુ દેવતાઓ તેમને જાણી શકતા નથી ૫૨. પ્રભુનાં અખિલ ચરિત્રો દિવ્ય છે તેમાં અસૂરો જ મોહ પામે છે, ભક્તો નથી પામતા ૫૨. તેથી બ્રહ્મ પુરાણુમાં દૈત્યોની મોહકતા કહેલી છે તે તથા પોતાનું નિર્દોષપણું કહેલું છે તે તેમનું વાક્ય

હું તમને કહું છું ૪૮. અજ્ઞાનીપણું, પરવશતા તથા વિજ્ઞાભેદ વગેરે તથા પ્રાકૃત દેહ અને દેહનો ત્યાગ વિગેરે અસુરોના મોહને માટે છે પણ વિષ્ણુમાં એવો દોષ ક્યારેય હોતો નથી; બ્રહ્માંડ પુરાણમાં પણ દૈત્યોની મોહકતા કહેલી છે ૫૬. હે દ્વિજોત્તમ ! ભકતોને મોહ ન પમાડવા અને નિર્દોષપણે જોવું એ નારાયણના ચરિત્રમાં હોય છે એમ જાણ ૫૭. તે માટે જ કંસ અને જરાસંધ આદિ અસુરો જે પૃથ્વીમાં અહંકારવાળા અને રાજાની આકૃતિથી જન્મ્યા હતા તેઓ તેને જાણી શકયા નહીં ૫૮. મનુષ્ય શરીરને આશ્રરેલા અને ભૂતપ્રાણિ માત્રનો મહાન ઈશ્વર એવા મને મૂઢ મનુષ્યો જાણતા નથી અને મારા મહાન્ સામર્થ્યને પણ જાણતા નથી ૫૯. રાક્ષસી તથા આસુરી એવી મોહ પમાડનારી માયાનો આશરો કરીને તે મૂઢ ચિત્ત વાળાઓની આશાઓ, કર્મો અને જ્ઞાન બધું નિષ્ફળ છે ૬૦. દુષ્કૃત્યવાળા એ નરાધમો કે જેમનું જ્ઞાન હરાઇ ગયું છે અને જેઓએ આસુરી ભાવનો આશ્રય કર્યો છે એવા તેઓ મને પામી શકતા નથી ૬૧. તે મૂઢ લોકો, જન્મે જન્મ આસુરીયોનિને પામીને પછી હે અર્જુન હે ! મને પામતા નથી પણ અધમ ગતિને પામે છે ૬૨. એ પ્રમાણે શ્રીહરિએ ગીતામાં બહુ કહેલું છે તેથી હે સન્મતિવાળા અસુરોના મત પ્રમાણે પૃથ્વી ઉપર હરિનો અવતાર થતો નથી ૬૩. એ પ્રમાણે ત્રિયુગ શબ્દનો અર્થ મેં તમને સારી રીતે કહ્યો અને હે રૂડી બુદ્ધિવાળા ! હવે બીજો કાંઇ સંશય હોય તો મને દર્શાવો. સુવ્રત મુનિ કહે છેઃ મુકતાનંદ મુનિનું વાકય સાંભળીને રામચંદ્ર શાંત થઇ ગયા અને પછી શાસ્ત્રને જાણનાર શોભારામે આ પ્રમાણે પ્રશ્ન કર્યો ૬૫.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણચરિત્ર ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં ત્રિયુગ શબ્દના અર્થના નિર્ણયમાં આસુરી જીવોને ભગવાનના અવતારની ખબર પડતી નથી એ નામે બત્રીસમો અધ્યાય થયો ૩૬.**

---

## અધ્યાય ૩૭ મો

---

## ભગવાનના અનંત અવતાર

શોભારામ શાસ્ત્રી બોલ્યા—હે ભકતોમાં શ્રેષ્ઠ ! તમે બહુ સારૂં કહ્યું કેમકે ત્રિયુગ શબ્દ વિષે અમને ઘણા કાળથી સંશય હતો ૧. હે નિષ્પાપ !

હવે હું તમને બીજો સંશય પુછું છું અને તેથી હું અસંશય થઇશ કેમકે સંશયવાન્ મનુષ્યોનો વિનાશ થાય છે ૨. ભગવાનના દશ અવતાર થયા છે એમ સર્વે માણસો કહે છે અને વિદ્વાનો જ કહે છે એમ નહીં પરંતુ મૂર્ખાઓ પણ કહે છે ૩. તમારા ગુરૂ સહજાનંદ સ્વામી હાલ પૃથ્વી ઉપર વિષ્ણુના અવતાર કહેવાય છે તે કયા નામના અવતાર છે ? ૪. પ્રભુવલ્લભ ! મારે આપને એટલું જ પુછવાનું છે. તેનો ઉત્તર યોગ્ય રીતે આપવાને આપ યોગ્ય છો ૫. એ પ્રમાણે શાસ્ત્રને જાણનારાએ પ્રશ્ન પુછયો એવા એ હરિભક્ત–મુક્તાનંદ સ્વામી જેતે શાંત વાદથી કરીને શાસ્ત્રમાં સંમત એવું વચન બોલ્યા ૬. મુક્તાનંદ સ્વામી બોલ્યાઃ હે માનવાળા પુરૂષ ! અવતાર દશ જ છે એવો કાંઇ નિયમ નથી એટલે કે એ સર્વના નિયંતા એવા એ જગત્‌ના પ્રભુ સ્વતંત્ર છે, દશ અવતાર કહેનારાઓના મતે ઘણાંજ વાકયનો વિરોધ આવે છે કેમકે એ અજન્મા એવા પ્રભુના અવતારની સંખ્યા કોઇ પણ સદ્‌ગ્રંથમાં હોતી નથી ૮. હરિવંશમાં હરિના અવતાર કેટલા, એ પ્રમાણે જન્મેજય રાજાએ પુછેલું તેમને વૈશંપાયન ૠષિએ કહેલું છે ૯. કે વિપ્ર ! યજ્ઞમાં એ શાશ્વત એવા વિભુને વેદને જાણનાર કહ્યા છે, તે વિષ્ણુ અને દેવના ઇશ એવા તથા શ્રી વત્સના ચિન્હવાળા બુદ્ધિમાનના હજાર અવતાર થયેલા છે એમાં સંશય નથી તથા ભવિષ્યમાં પણ થશે એમ બ્રહ્માએ પણ કહ્યું છે ૧૧. દેવ અને મનુષ્યોના હિતને માટે તથા લોકોના કલ્યાણ સારૂ, સર્વે ભૂત પ્રાણી માત્રના આત્મા એવા તેમના અનેક પ્રકારના અવતાર થાય છે. ૧૨. હે અર્જુન ! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે ધર્મની સ્થાપના માટે પ્રભુ પ્રકટ થાય છે ૧૩. અગાઉ શ્રીમદ્ ભાગવત્‌માં કેટલાક અવતારો કહેલા છે તેમાં શ્રીહરિના અસંખ્ય અવતારો કહેલા છે ૧૪. હે બ્રાહ્મણો ! સત્વના નિધિ એવા એ હરિના અસંખ્ય અવતારો થાય છે જેમકે સરોવરમાં હજારો હજાર કુંડાળાઓ થાય છે અને સમાય છે તેમ ૧૫. પ્રથમ સ્કંધમાં એમ કહેલું છે અને બીજા સ્કંધમાં પણ બ્રહ્માએ પણ કહેલું છે કે હરિના અવતારો ઘણા થાય છે ૧૬. એ માયારૂપી બળ વાળા પુરૂષના કેટલા અવતારો થાય છે તે હું નથી જાણતો, આ આગે-વાન મુનિયો જાણતા નથી તો બીજા મુનિયોની તે શી વાત ! હજાર મુખવાળા શેષ તથા બ્રહ્મા તે પરમાત્માના ગુણો ગાય છે છતાં હજુ તેના પારને પામ્યા નથી ૧૭. દશમ સ્કંધમાં સ્તુતિ કરાતા એવા કૃષ્ણને બ્રહ્મા

એ અવતારોના હેતું તથા તેનાં આસન અને નિગ્રહાદિક કહેલાં છે ૧૮. આ ત્રિલોકીને વિષે તે ભગવાન્, પરમાત્મા અને યોગેશ્વર શાથી, શા માટે અને કયારે અવતાર લે છે તે તમે તમારી યોગમાયાથી ક્રીડા કરો છો તે બધું વિસ્તારથી કહેવાને તમે યોગ્ય છો ૧૯. શ્રી કૃષ્ણે પોતે પણ મુચકુંદરાજા પ્રત્યે પોતાના અવતારોનું અનંતપણું કહેલું છે તે ત્રણ શ્લોક વડે કહું છે ૨૦. જન્મ તથા કર્મ હજારોની સંખ્યામાં છે તે એટલાં તો અનંત છે કે તેની ગણત્રી કરવાને હું પણ શક્તિમાન નથી. ૨૧. કોઈ વખત રજોગુણી એવા રાજાઓ રૂપે પણ મારાં અનેક ગુણ કર્મો તથા જન્મો છે ૨૨. હે નિષ્પાપ! ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાળમાં મારાં જે જન્મ અને કર્મો છે તેનો પાર અનુક્રમથી તો મોટા મુનિયો પણ પામી શકયા નથી ૨૩. ગીતામાં પણ અર્જુન પ્રત્યે તે ભગવાને કહેલું છે કે મારાં તથા તારાં અનેક જન્મો થઇ ગયેલા છે ૨૪. હું પૂર્વે નહોતો એમ નહીં, તું નહોતો એમ નહીં તેમ જ આ રાજાઓ નહોતા એમ પણ નહીં તેમ જ હવે પછી આપણે બધા નહીં થઇએ એમ પણ નહીં ૨૫. હે નિષ્પાપ! એમ સેંકડો વચન વડે કરીને હરિના અવતારોની સંખ્યાનો મજબુતાઇથી નિષેધ કરેલો છે ૨૬. દશ અવતાર છે એ માત્ર ભ્રમ છે. માટે મુમુક્ષુએ સ્વસ્થ ચિત્તવડે કૃષ્ણાવતારનાં ચરિત્રોનું શ્રવણ કરવું ૨૭. શ્રીહરિ પ્રત્યક્ષ થયા વિના અનેક જન્મમરણ થાય છે અને મોટા મોહનો નાશ થતો નથી માટે શ્રીહરિનુંજ સેવન કરવું ૨૮. બ્રહ્મજ્ઞાન થાય તોપણ પ્રત્યક્ષ હરિ વિના તેવડે મોક્ષ નથી થવાનો તેથી કરીને સુબોધિનીજીમાં શ્રી વલ્લભે પણ કહેલું છે ૨૯. શ્રીકૃષ્ણ ભગવાને સંસારમાંથી માત્ર ભક્તો-નોજ મોક્ષ કરેલો છે માટે ભક્તોએ સંસારમાંથી વૃત્તિ પાછી ખેંચી લેવી એ નિશ્ચય ૩૦. જયાં સુધી બહારનો અગ્નિ પોતે અંદરના અગ્નિને પ્રકટા-વતો નથી ત્યાં સુધી કાષ્ઠમાં રહેલો અગ્નિ તેને બાળવા માટે શક્તિમાન્ થતો નથી ૩૧. એ જ પ્રકારે સર્વ સ્થળે રહેલા વિષ્ણુ પ્રકટપણે અંદર પ્રવેશ ન કરે ત્યાં સુધી તેમાં સર્વનો લય થતો નથી માટે કૃષ્ણની ભક્તિ કરવી ૩૨. એ પ્રમાણે કહ્યું એટલે તે શાસ્ત્રીના સંશય તત્કાળ નાશ પામ્યા અને બીજા ત્રણે જણે પણ શ્રીહરિ પ્રકટ હોય એવો નિશ્ચય કર્યો ૩૩. પછી ચિમનાજીરાવે પણ શ્રીહરિ કલિયુગમાં આ લોકમાં આવે છે એમ પ્રબળ પ્રમાણથી જાણ્યું ૩૪. પણ તે વિષ્ણુના અવતાર રૂપથી પ્રકટ થાય છે કે કેમ એમ તે ગુરૂનાથી સંશય થતાં તે બુદ્ધિમાને બુદ્ધિમાન

એવા મુનિને પુછ્યું ૩૫. હે મુને ! આ પૃથ્વીમાં કલિયુગમાં નારાયણનો અવતાર થાય એમ આપે જે કહ્યું તે અમે સત્ય માનીએ છીએ ૩૬. પણ હે મોટી બુદ્ધિવાળા ! એ મનુષ્યરૂપ એવા ભગવાન્ તે કયા અસાધારણ લક્ષણ વડે ઓળખવા તે કહો ૩૭. જેણે પર્વતનું ધારણ કર્યું નથી અને જેણે અસુરોનો સંહાર પણ કર્યો નથી છતાં પણ જે ઇશ્વર હોય તે કેવી રીતે જાણવા તે કહો ૩૮. મુક્તાનંદ સ્વામી બોલ્યાઃ એ ભગવાન્ મનુષ્યની આકૃતિ વાળા હોય છતાં પણ અમાનુષી ચરિત્રોથી, તેમ જ તેમના ભક્તોનાં લક્ષણોથી મુમુક્ષુઓએ તેમને ઓળખવા. ૩૯. અગાઉ પૃથ્વીએ, તે હરિનાં લક્ષણો ધર્મ પ્રત્યે જે કહેલાં છે તે અસાધારણ લક્ષણો હું તમને કહું છું ૪૦. સત્ય, શૌચ, દયા, ક્ષમા, ત્યાગ, સંતોષ, કોમળતા, શમ, દમ, તપ, સામ્ય, તિતિક્ષા, ઉપશમ અને શાસ્ત્રોનું શ્રવણ, વિરક્તિ, ઐશ્વર્ય, શૌર્ય, તેજ, બળ, સ્મૃતિ, સ્વાતંત્ર્ય, કુશળતા, કાંતિ, ધૈર્ય, મૃદુતા, પ્રગલ્ભતા, ચારિત્ર્ય, તથા ગંભીરતા, સ્થિરતા, આસ્તિકતા, કીર્તિ, માન, અને અનહંકાર, બ્રહ્માકાર હોવું, શરણાગત, એ વગેરે ગુણો પ્રભુને વિષે નિત્ય રહે છે એમ જાણો અને બીજાઓ તે ગુણોની અનેક રીતે પ્રાર્થના કરે છે ૪૪. એ પ્રભુની કૃપાથી ગમે તેવા પાપી માણસ પણ જાગૃત સ્વપ્ન અને સુષુપ્તિથી પર એવા સ્થાનને પામે છે ૪૫. જે ઇશ્વરને તંદ્રા રહિત બ્રહ્માદિકો પણ ગમે તેવા પ્રયાસથી વશ કરી શકતા નથી તેવા પ્રભુ પોતે પોતાના આશ્રિતોને વશ થઇ જાય છે ૪૬. તેની કૃપાથી અષ્ટાંગ યોગના અભ્યાસ વિના જ મનુષ્યોને તેમના સ્વરૂપમાં અચળ સ્થિતિ થાય છે ૪૭. તથા ગૌલોક વગેરે ધામમાં જેની મૂર્તિનાં દર્શન પણ થાય છે તેવા એ ભગવાન્ મનુષ્યની આકૃતિવાળા જાણવા ૪૮. જેના ભક્તો ક્રોધને જીતનારા, કામને જીતનારા, સ્પૃહા વિનાના, સ્વાદ નહિ કરનારા, લોભ નહીં રાખનારા, માન નહીં રાખનારા હોય તેનેજ તમો હરિ જાણો ૪૯. એ રીતે નારાયણના સર્વે અવતારોને વિષે અસાધારણ લક્ષણ જે હોય છે તે મેં તમને કહ્યાં ૫૦. બીજા જે શ્રી હરિનાં ચરિત્રો છે તેતો કાર્ય પરત્વે કહેલાં છે અને તે ભક્ત જનોને ગાન કરવાને અર્થે છે પણ તે શ્રી હરિના ઐશ્વર્યનાં સૂચક નથી ૫૧. તે પ્રભુનાં જે ગોવર્ધન પર્વતનું ધારણ કરવું તથા ઇંદ્રાદિકના ગર્વનો નાશ કરવો એ વગેરે ચરિત્રો છે તે કાંઇ ઇશ્વરના ઐશ્વર્યના સૂચક નથી ૫૨. હિરણ્યાક્ષ વગેરે જે દૈત્યો હતા તેમણે સઘળા પર્વતો

સાથે પૃથ્વીને ધારણ કરી હતી તેમને આટલા ઉપરથી ઇશ્વર કેમ કહેવાય? ૫૩. તે હેતુ માટે ઇશ્વરપણાનું લક્ષણ તે એ છે કે અજ્ઞાનથી જીવને મોક્ષ કરવો તથા સદ્ધર્મના દ્રોહી એવા દૈત્યોનો વધ કરવો એમ નિશ્ચે જાણવું ૫૪. અસુરો પણ બે પ્રકારના જાણવા: શસ્ત્રધારી અને ભયંકર આકૃતિવાળા અને બીજા સાધુના વેષવાળા અને દુષ્ટક્રિયાવાળા ૫૫. તે અસુરોનો વધ પણ બે પ્રકારનો હોય છે; શસ્ત્રધારીઓનો શસ્ત્ર વડે શિરચ્છેદ કરવો અને બીજાઓની જીવિકાનું હરણ કરવું તે ૫૬. દૈવી પુરૂષોની જીવિકા દૈવી સંપત્ ઉપર હોય છે અને આસુરી જીવોની આસુરી સંપત્ ઉપર હોય છે એમ ગીતામાં બન્નેની સંપતો જુદી જુદી કહેલી છે ૫૭. અભય, પવિત્ર જીવન, જ્ઞાનયોગમાં સારી સ્થિતિ, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, કોમળતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, ચાડી ન કરવી, લોકો ઉપર દયા, અલોલુપતા, મૃદુતા, વિનય તથા અચપળતા, તેજ, ક્ષમા, ધીરજ, શૌચ, અદ્રોહ, અતિમાન નહી, એ વગેરેનો સમૂહ તે દૈવી સંપત્તિવાળામાં જાણવો ૫૮-૫૯-૬૦. દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, કઠોરતા, અને અજ્ઞાન એ ગુણો આસુરી સંપત્તિવાળાના છે ૬૧. દૈવી સંપતિ મોક્ષને માટે છે અને આસુરી સંપત્તિ બંધનને માટે છે; હે અર્જુન! તું શોક કરીશ નહીં કેમકે તું દૈવી સંપત્તિ સાથે જન્મેલો છે ૬૨. આ લોકોમાં પ્રાણીઓનો વર્ગ બે પ્રકારનો છે; એક દૈવી અને બીજો આસુરી; તેમાં દૈવી વર્ગ મેં વિસ્તારથી કહ્યો; હવે આસુરી સર્ગ કહું છે તે સાંભળ ૬૩. જે આસુરી માણસો છે તે ખરા પ્રવૃત્તિ કે નિવૃત્તિને જાણતા નથી; તેમજ શુદ્ધિને કે આચારને જાણતા નથી; તેમનામાં કાંઇ સત્ય રહેલું હોતું નથી ૬૪. તેઓ એમ કહે છે કે આ વિશ્વ સત્ય વિનાનું છે, પાયા વિનાનું છે, ઇશ્વર વિનાનું છે, પરસ્પરના સંધથી થયેલું છે અને માત્ર કામ વાસનાથી થયું છે બીજા કશાથી નહીં ૬૫. એ અલ્પબુદ્ધિવાળા અને આત્મા પણ જેનો નાશ થયો છે તથા ઘોર કર્મ કરનારા એવા તેઓ આવો વિચાર ધરાવીને જગતના નાશને માટે શત્રુઓની પેઠે ઉત્પન્ન થાય છે ૬૬. તૃપ્ત ન થાય એવી ઇચ્છાઓનો આશ્રય કરીને, દંભ, માન અને મદવાળા થઇ મોહને લીધે અસત્ વિચારોને ગ્રહણ કરીને તેઓ અશુદ્ધ ઠરાવ કરી કામમાં રોકાય છે ૬૭. જેનાથી પરિણામે મૃત્યુ થાય એવા અપરિમેય વિચારનો આશ્રય કરીને, ઇચ્છાની તૃપ્તિ કરવી એજ ઉચ્ચ ધ્યેય માનીને અને એમાં બધી સમાપ્તિ થાય છે એવો નિશ્ચય કરીને તથા આશાનાં સેંકડો પાશ વડે બંધાયેલા, કામ અને ક્રોધપરાયણ થયેલા એવા તેઓ

કામની તૃપ્તિ માટે દોલતના સમૂહને અન્યાયથી મેળવવાને તેઓ પ્રયત્ન કરે છે ૬૯. આ આજે મેં મેળવ્યું છે અને પેલો મનોરથ હું પાર પાડીશ; આ દોલત તો મારી થઇ ચુકી છે અને ભવિષ્યમાં આ પણ મારી થશે ૭૦. આ શત્રુને મેં હણ્યો છે અને બીજાઓને પણ હું હણીશ, હું ઇશ્વર છું, હું ભોગી છું, હું સિદ્ધ છું, હું બળવાન છું, સુખી છું ૭૧. હું ધનવાન છું, સારા કુળમાં જન્મ્યો છું, મારા જેવો બીજો કોણ છે ? હું યજ્ઞ કરીશ, હું દાન કરીશ, હું આનંદ કરીશ એમ એ અજ્ઞાનથી મોહ પામેલાઓ બકે છે ૭૨. અનેક વિચારોથી વિભ્રાંત થયેલા, મોહની જાળમાં ગુંથાએલા, કામ ભોગવવામાં આસક્ત થયેલા એવા તેઓ અપવિત્ર એવા નરકમાં પડે છે ૭૩. આત્મપ્રશંસા કરનારા જક્કી, લક્ષ્મીના માન અને મદથી ભરપુર એવા તેઓ દંભથી શાસ્ત્ર વિરૂદ્ધ માત્ર મોઢેથી યજ્ઞ યજ્ઞ કરે છે ૭૪. અહંકાર, બળ, દર્પ, કામ અને ક્રોધને વશ થઇ ગયેલા અને દ્વેષથી ભરેલા એવા તેઓ પારકાના તથા પોતાના દેહમાં રહેલા એવા મારો દ્વેષ કરે છે ૭૫. એ પ્રમાણે દૈવી તથા આસુરી સંપત્તિઓને તથા તપના ફળને શ્રી કૃષ્ણે વિસ્તારથી અર્જુન પ્રત્યે કહેલું છે ૭૬. જ્યારે શસ્ત્રવાળા તથા દુષ્ટ ક્રિયાવાળા એવા દૈત્યો પૃથ્વી ઉપર ઉત્પન્ન થાય છે ત્યારે ભગવાન્ પોતે હાથમાં શસ્ત્ર ધારણ કરીને તેમનો નાશ કરે છે ૭૭. અને જ્યારે તે અસુરો સાધુના વેશવાળા અને દુરાચારી થઇને પ્રકટે છે ત્યારે તે પ્રભુ શસ્ત્ર વિનાજ તેમની કામ ક્રોધાદિ જીવિકાનું હરણ કરી તેમને હણે છે ૭૮. આસુરી સંપત્તિ જેમની નાશ પામી છે તેમનું અસુરપણું પણ શ્રી હરિ પોતાની શક્તિથી નાશ કરે છે અને દૈવિપણું લાવે છે ૭૯. તેને બધા લોકો આશ્ચર્ય કહે છે અને તેને દેવે આપેલી માને છે ૮૦. એ ભગવાન્ ગમે તે ઉપાયથી આ પૃથ્વીમાં સદ્ધર્મનું સ્થાપન કરીને પોતાના ભક્તોને સંસારના બંધનમાંથી તત્કાળ છોડાવે છે ૮૧. તે પ્રભુના આશ્રયથી મહાપાતકી એવા જીવોનું કલ્યાણ થાય છે માટે ભક્તિ વડે કરીને તે પ્રભુનો જ મનુષ્યોએ આશ્રય કરવો ૮૨. અમારા ગુરૂ પણ એવા ઇશ્વરનાં સઘળાં લક્ષણોવડે સંપન્ન છે એમ હું તમને ગૌરવથી કહું છું ૮૩. પુરૂષ ગમે તેવા હજારો દુરાચારવાળો હોય તો પણ તે પ્રભુના આશ્રયથી અસુર ક્રિયાથી મુક્ત થઇને પૃથ્વીમાં પ્રસિદ્ધ થાય છે ૮૪. યોગાભ્યાસ વિનાજ ત્યાં સેંકડો અને હજારો મનુષ્યો સમાધિને પામે છે એમ અમે સઘળા પ્રત્યક્ષ જોઇએ છીએ ૮૫. અંતકાળે પણ તે તેમના ભકતોને લેવા માટે તે પ્રભુના પાર્ષદો તેડવા આવે છે

એ પ્રમાણે ભક્તો તેમજ અભક્તો ક્યારેક ક્યારેક જુએ છે ૮૬. એ ઇશ્વર જ છે એમ સુજ્ઞ મનુષ્યોએ નિશ્ચય કરેલો છે તેમાં જો કાંઇ સંશય હોય તો પુછયેથી હું તેનો ઉત્તર આપીશ ૮૭.

સુવ્રતમુનિ કહે છેઃ—એ પ્રમાણે મુક્તાનંદજીનાં વચનો સાંભળીને તેમનાં અંતરના બધા સંશયો નાશ પામ્યા અને પોતાના મતનો ત્યાગ કરીને તે મુનિને પગે લાગ્યા તથા હરિને શાસ્ત્રમાં સાંભળેલા એવા વિષ્ણુ માન્યા ૮૮.

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રમાં ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં ત્રિયુગ શબ્દના અર્થનો નિર્ણય તથા ભગવાનના અવતારનાં અસાધારણ લક્ષણોનું નિરૂપણ કર્યું એ નામે સાડત્રિશમો અધ્યાય થયો ૩૭.**

---

## અધ્યાય ૩૮ મો.

---

## વાદીઓનો પરાજય અને શ્રીહરિનો આશ્રય.

સુવ્રતમુનિ કહે છેઃ—તે પછી તેઓ બે હાથ જોડીને મુક્તાનંદજી પ્રત્યે બોલ્યા કે હે મુનિઓમાં ઉત્તમ ! હવે અમારા સર્વે સંશયો નષ્ટ થયા છે. શાસ્ત્રના જ્ઞાનને યથાર્થ જાણનારા અને પોતાના અનુભવથી સિદ્ધ થયેલા આપના જેવા સાધુઓને અમે આ પૃથ્વી ઉપર જોયા નથી ૨. જે જે સાધુઓ છે તે દંભવાળા સ્ત્રી તથા દ્રવ્યમાં આસક્તિવાળા, અને વિદ્વાન છતાં અજ્ઞાન જેવા છે ૩. અમે સ્વામીનારાયણ અને તેમના સંતો વિષે સાંભળેલું છે પણ તેમનું માહાત્મ્ય આવું તો કોઇએ કહ્યું નથી ૪. અહિં તો સાધુઓ ગુણમાં દોષોનું આરોપણ કરીને કહે છે કે માયાના પાશમાંથી છોડાવે એવો કોઇ પણ નથી ૫. અમે પણ આ વિદ્વાનોની સભામાં મોટા ધુર્ત જેવા છીએ અને તમને અમે પ્રણામ કરીએ છીએ ૬. ગુરૂના પ્રસાદથી તમે અમને મુંગા જ બનાવી દીધા છે તે હેતુ માટે અમે ઇશ્વર જાણીએ છીએ, નહીં તો અમારો બીજો કોણ પરાજય કરે ૭? આજથી માંડીને અમે તેમના છીએ એ નિશ્ચે, માટે અમને મુમુક્ષુને તમે ત્યાં લઇ જવાને યોગ્ય છે. ૮.

સુવ્રત મુનિ કહે છે-તેમનું એ પ્રકારનું વચન સાંભળીને હે રાજન્! તે મુનિ પ્રસન્ન થયા અને તેઓ દંભ મુકીને મુમુક્ષુ થયા છે એવો નિશ્ચય કરી બોલ્યા ૯. તમારી બુદ્ધિ બહુ સારી છે અને તમે ખરેખર મુમુક્ષુ છો, નહીં તો અમારા સ્વામીની વાત તમારા મનમાં શી રીતે ઉતરે ૧૦? હે દ્વિજો! અહીં આવીને સ્વામીના ગુણોનું દરરોજ શ્રવણ કરજો તે વડે કરીને ખરાબ સંગને લીધે થયેલા તમારા બધા તર્કોનો નાશ થશે ૧૧. સત્સંગ વડે કરીને પ્રથમ તેમનું માહાત્મ્ય જાણી લઇ પછી જેઓ તેમનું દર્શન કરે છે તેઓ ઘણું સુખ પામે છે ૧૨. તમારા હૃદયમાં તે બાબતનો સારો નિશ્ચય થતાં પછી આપણે તે સ્વામીની સમીપે જઇશું એમાં સંશય નથી ૧૩. મુનિનું એ પ્રકારનું વાક્ય સાંભળીને તે પ્રસન્ન ચિત્તવાળા થઇ મુક્તાનંદ સ્વામીને પ્રણામ કરીને આશ્ચર્યચકિત થઇ પોતાના સ્થાને ગયા ૧૪. બીજા જે જે લોકો આવેલા હતા તે તેમનો પરાજય થયો જોઇને ત્રાસ તથા વિસ્મય પામીને કાંઈ પણ બોલ્યા વિના સંતુષ્ટ થઇ પોતાને ઘેર ગયા ૧૫. પછી આખા શહેરમાં એજ વાતો થઇ અને જે જે મુમુક્ષુઓ હતા તે બધા મુનિના શરણે ગયા ૧૬. તે મુક્તાનંદજી મુનિ વાદીઓને જીતીને કાંઇ પણ વિસ્મય પામ્યા નહિ; કેમકે તેમણે તો તે પ્રતાપ પોતાના હૃદયકમળમાં રહેલા એવા હરિનો જ જાણ્યો ૧૭. હે રાજન્! જે જે લોકો પોતાની પાસે આવ્યા તે સર્વેને બોધ આપીને તે મુક્તાનંદજીએ તેમને શ્રી હરિનો સારી રીતે આશ્રય કરાવ્યો ૧૮. રામચંદ્ર વગેરે હતા તેઓ પણ તેમની સમીપે આવીને દરરોજ આદરથી ભગવાનની કથા વાર્તા શ્રવણ કરવા લાગ્યા ૧૯. ત્યારથી તેઓનો પ્રેમ શ્રીહરિને વિષે દરરોજ વધતો જ ચાલ્યો અને હરિનું માહાત્મ્ય સાંભળીને તેમનાં દર્શન કરવાની તેમની ઘણી જ ઇચ્છા થઈ ૨૦. ભગવાનને વિષે તેમની શ્રદ્ધા જોઇને તે મુનિએ તેમને કહ્યું કે તમે શ્રીહરિનું ધ્યાન કરો અને તે તમને અહીંજ દર્શન આપશે ૧૫. શ્વેત વસ્ત્ર ધારણ કરેલા, મેઘના જેવા શ્યામ, બ્રહ્મચારીના જેવા વેશવાળા, અને મનોહર એવા તેમનું ધ્યાન કરો એમ મુક્તાનંદજીએ કહ્યું એટલે તેઓ પણ તે પ્રમાણે આચરવા લાગ્યા ૨૨. સ્વસ્તિક આસન વાળીને બેઠેલા અને મુક્તાનંદજીનાં વાક્યોમાં જેમની પ્રતીતિ થઇ છે એવા તેઓએ હરિનું ધ્યાન કરતાં કરતાં પોતાના આત્મામાં તત્કાળ હરિનાં દર્શન કર્યાં ૨૩. શ્વેત પ્રકાશના મધ્યમાં તે મનોહર હરિનું દર્શન કરીને પછી સમાધિમાંથી બહાર આવી તેઓ પરમ

આનંદને પામ્યા ૨૪. જેના સંશયો નાશ પામ્યા છે એવા થઇને તેઓ હરિનાં દર્શનથી બહુ આનંદ પામ્યા અને મુનિની કૃપાથી તેમની ભક્તિ રોજ વધતી ચાલી ૨૫. પોતાના આશ્રિતો પ્રત્યે તે બોલ્યા કે જેઓને કલ્યાણની ઇચ્છા હોય તેમણે મુક્તાનંદ સ્વામીનું શરણ લેવું ૨૭. એટલે નારૂપંત, અને સિંહજીત રાજાને પોતાને પણ એ વાત કહી અને તેઓ તે સાંભળીને વિસ્મય પામ્યા ૨૮. પછી વસંતપંચમીના દહાડે મોટા સૈન્યથી વીંટાએલા તે આવીને મુક્તાનંદજીને પગે લાગ્યા ૨૯. તે રાજાને તે મુનિએ બોલાવીને કુશળવાર્તા પુછી એટલે તે રાજા મુનિની સમીપે બેઠો અને તેમની પ્રાર્થના કરી ૩૦. આપ સાધુના પ્રસાદથીજ મને સુખ થયું છે અને હવે તો આપનાં દર્શનથી હું વિશેષ સુખી થયો છું ૩૧. આપે કૃપા કરીને અહિં દર્શન આપ્યાં તેજ પ્રમાણે આપના ગુરૂ પણ દર્શન આપે એવી હું આપને પ્રાર્થના કરૂં છું ૩૨. હે નિષ્પાપ! મારા ચિત્તમાં તેમનાં દર્શનની ઇચ્છા ઘણી રહે છે માટે આપે એ પ્રમાણે કરવું યોગ્ય છે એમ હું આપની પ્રાર્થના કરૂં છું. ૩૩.

મુકતાનંદ મુનિ બોલ્યા—હે રાજન્! તમે તમારા હૃદયમાં એ વિચાર સારો કર્યો; તે સ્વામી પોતે સ્વતંત્ર છે અને હું પણ તેમની પ્રાર્થના કરીશ. ૩૪. હે ભૂપાલ! તમે સુજ્ઞ છો અને સારા નરસાને જાણનાર તથા સારી બુદ્ધિવાળા છો અને તમારે વ્યાવહારિક કામો પણ ઘણાં હશે ૩૫. તેમાંથી પણ અવકાશ મેળવીને શ્રીહરિનુ ચિંતવન કરવું; પરલોકમાં એ જ સુખને આપનાર છે, બીજું નહીં એમ નિશ્ચે જાણો. ૩૬ નિપુણ અને બુદ્ધિમાન પુરૂષોમાં જે શમ, દમ, શીળ, અને દયા વગેરે ગુણો હોય છે તેનું ફળ, હે નરેન્દ્ર! શાસ્ત્રમાં એટલુંજ કહ્યું છે કે ભગવાનનાં ચરણકમળમાં પ્રીતિ કરવી ૩૭. જો ભકિતવડે કરીને ભગવાન્નાં ચરણ કમળમાં પોતાના ચિત્તને એકાગ્ર કરી તે સ્થાપન ન કર્યું તો સંસાર સાગરમાં ભ્રમણ કરવાના કારણરૂપ એવા બીજા ગુણોથી શો લાભ થવાનો? ૩૮. સંસારના તાપથી બળી રહેલાં છે મન જેમનાં અને નિરવધિ સુખને ઇચ્છતા એવાઓને શ્રીહરિનું ચરણકમળ એ જ એક સુખનું મૂળ છે એમ શ્રુતિએ કહેલું છે ૩૯. ભગવાનનાં ચરણ કમળનાં દર્શન માત્રથી ભગવાન સંબંધી સુખ પ્રાપ્ત થાય છે એ નિશ્ચે; તેમાં આશ્ચર્ય નથી અને તે સંસારના પરિતાપથી દગ્ધ થયો હોય તો તે આત્માને શ્રીહરિના ગુણના શ્રવણથી જ શાંતિ થાય છે ૪૦. તે શ્રીહરિનું નામ ભકિતવાળા પુરૂષોનાં

પાપનું હરણ કરે છે તેમાં નવાઇ નથી અને કોઇ મનુષ્યો પરવશ થઇને પણ હરિનું નામ દે છે તેનાં પાપ તત્કાળ નાશ પામે છે ૪૧. જે માણસ પ્રભુના નામનું ઘડી પણ વિસ્મરણ કરતો નથી તેનાં ચારે તરફનાં ન નિવારાય એવાં પાપો જન્માંતરનાં નાશ પામે છે એવું પ્રભુનું નામ સાર્થક છે. સ્થિર અને દીર્ઘ એવા શરીરને ધારનારો આત્મા ઇન્દ્રિયોથી વીંટાઇને હૃદય કમળમાં છે તે સત્પુરૂષોના અનુગ્રહથીજ પમાય છે ૪૨–૪૩.

જે ડાહ્યા પુરૂષો છે તે તો એ જ શ્રીહરિનો ચરણ કમળનો આશ્રય કરે છે અને વિશાળ એવા સંસાર સાગરને નિશ્ચે તરી જાય છે, ત્યારે બીજાઓને તો મગરો ખાઇ જાય છે ૪૪.

સુવ્રતમુની કહે છેઃ—મુક્તાનંદજીએ એ પ્રમાણે કહ્યું એટલે રાજી થયેલો તે રાજા બે ઘડી સુધી ત્યાં રહી, પછી તે મુનિને પ્રણામ કરીને પોતાના આવાસે ગયો ૪૫. તે મુક્તાનંદ મુનિ જેતે ત્યાં અનેક જનોને શ્રી હરિનો આશ્રય કરાવતા થકા ત્યાં એક પખવાડીઉં વસતા હવા ૪૬. પછી ત્યાંથી શ્રી હરિનાં દર્શન કરવા જવાનો વિચાર કર્યો એવામાં દૂતે આવીને વડતાલ જવાનું કહ્યું ૪૭. પછી આમલકી એકાદશીના દિવસે નાથજીત અને રામચંદ્રની સાથે તે વડતાલ ગયા ૪૮. ત્યાં રામચંદ્ર આદિએ પોતે સમાધિમાં જે હરિને દીઠેલા તેજ હરિનાં ત્યાં દર્શન કરીને મોટા આનંદને પામ્યા ૪૯. ત્યાં એ પ્રમાણે મુક્તાનંદ મુનિએ બધો વૃત્તાંત તેમને કહ્યો તે સાંભળીને પ્રસન્ન થયા થકા તેમણે તેમની આદર થકી પ્રશંસા કરી ૫૦. હે નિષ્પાપ ! વડોદરાના વાદીઓને મુક્તાનંદ મુનિએ કેવી રીતે જીત્યા તે પુછ્યું હતું તે મેં કહ્યું ૫૧. આ પ્રમાણે ઘણીક યોગસાધનાથી પણ મનુષ્યોને પ્રાપ્ત ન થાય એવી સમાધીની સિદ્ધિ પણ ભગવાન એવા હરિના પ્રતાપથી તત્કાળ થાય છે ૫૨.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં ત્રિયુગ શબ્દના અર્થના નિર્ણયમાં વાદિઓનો પરાજય કરી તેમને શ્રીહરિનો આશ્રય કરાવ્યો એના નિરૂપણ નામે આડત્રીસમો અધ્યાય થયો ૩૮.**

---

## અધ્યાય ૩૯ મો.

## શ્રીહરિની વડતાલમાં પધરામણી.

રાજા કહે છેઃ—હે મુને ! શ્રીહરિની કથારૂપ અમૃત પીને મને તૃપ્તિ થતી નથી માટે કૃપા કરીને તમે એ કથા કહો; તમે કરૂણાના સાગર

છો ૧. તે શ્રીહરિએ વડતાલથી ગઢડે આવીને શું શું કર્યું તે સાંભળવાની ઇચ્છાવાળા એવા મને બધું કહો ૨.

સુવ્રતમુનિ કહે છેઃ—હે રાજાઓમાં સિંહ ! સાંભળ ! તું નિર્મળ બુદ્ધિવાળો અને રસજ્ઞ છે; તને હું એ ધર્મના પુત્રનું ચરિત્ર કહું છું ૩. તે શ્રીહરિ વડતાલથી નિકળી, ભક્તજનોનાં ગામોમાં વસતા વસતા રાધા શુક્લપક્ષની પડવાને દિવસે ત્યાં આવી પહોંચ્યા ૪. ત્યાં સ્નાન તથા બીજાં આન્હિક કર્મો કરી પછી કૂર્મ ભગવાનના જન્મનો ઉત્સવ કર્યો અને સાધુઓ, બ્રાહ્મણો તથા બ્રહ્મચારીઓને આદરથી જમાડયા ૫. તે જ દિવસે જુનાગઢથી હેમંતસિંહ રાજા અને ધોલેરાથી પુંજજિત્ રાજા આવી પહોંચ્યા ૬. તે બન્ને એકજ સમયે ગામના ગોપુરે આવ્યા અને પરસ્પર મળ્યા અને ખબર અંતર પુછીને તેઓ હરિના સમીપે ગયા ૭. બન્ને જણ ત્યાં સુખેથી બેઠેલા એવા શ્રીહરિને પ્રણામ કરતા હવા અને પછી શ્રીહરિની આજ્ઞાથી ત્યાં આગળ બેઠા અને તે બન્નેનું સન્માન કરવામાં આવ્યું ૮. પછી તેમણે ઉત્તમ રાજાની હવેલીમાં ઉતારો કર્યો. બન્ને જણનું શ્રીહરિએ સન્માન કર્યું અને તેથી તેઓ પરમ આનંદને પામ્યા ૯. ચંદન યાત્રાનો ઉત્સવ કર્યા બાદ બન્ને જણે શ્રીહરિને પોતાના ઉતારે બાજોઠ ઉપર બેસાડીને પોતે બેઠા ૧૦. પછી વિનતિ કરવાનો અવકાશ જોઇને બે હાથ જોડીને હેમંતસિંહ રાજા બોલ્યાઃ હે ભગવન્! મારૂં બોલવું સાંભળો ૧૧. જુનાગઢમાં આપ રાધાકૃષ્ણનું મંદિર કરો કેમકે એ કાર્ય મને તથા બીજા ભક્તોને પણ અતિ પ્રિય છે ૧૨. અમારા દેશનો રાજા યવનેશ્વર છે અને અને તેનું નામ બહાદુર છે તે પણ તેથીજ આનંદ પામશે ૧૩. હે સ્વામિન્! અમારો એ મનોરથ છે ને પૂરો કરો કેમકે આપ ભક્તોના આવા મનોરથોને પૂર્ણ કરો છો ૧૪. એ પ્રમાણે હેમંતસિંહ બોલીને વિરામ પામ્યા એટલે પછી પુંજજીત રાજા બે હાથ જોડીને ભગવાનને કહેવા લાગ્યા ૧૫. મારો તથા મારા સંબંધીઓનો મનોરથ પણ સર્વ રીતે એવોજ છે કે આપ ધોલેરામાં આવીને ત્યાં મંદિર કરો ૧૬. એ પ્રકારે બે ભક્તોએ પોતાના મનોરથ કહ્યા તે સાંભળીને શ્રીહરિ ભક્તોની ઇચ્છાને પાર પાડનાર એવા, બન્ને હરિભક્તોને માનથી સંબોધીને બોલતા હવા ૧૭. તમે બન્ને જણે આ વિચાર સારો કર્યો છે અને હે સુવ્રતો ! મારી પણ એવીજ ઇચ્છા છે ૧૮. હું તમે કહેલાં બન્ને નગરોને વિષે મંદિરો કરાવીશ અને ત્યાં આવીને શ્રીકૃષ્ણની મૂર્તિઓનું સ્થાપન કરીશ ૧૯. એ બે ભક્તોને એ

પ્રમાણે કહીને પછી શ્રીહરિ બ્રહ્માનંદ સ્વામી પ્રત્યે બોલ્યા: હે નિષ્પાપ ! તમે હેમંતસિંહની સાથે જુનાગઢ જાઓ ૨૦. ત્યાં સારા મજબુત પથ્થરોનું સુંદર મંદિર કરાવો; હે મુને ! ત્યાં કૃષ્ણની પ્રતિષ્ઠા કરાવતી વખતે હું હાજર રહીશ ૨૧. શ્રીહરિએ એમ કહ્યું એટલે બ્રહ્માનંદ મુનિએ હાથ જોડીને ઑમ એમ કહ્યું. પછી શ્રીહરિએ આગળ બેઠેલા એવા અદ્દ્ભુતાનંદ મુનિને કહ્યું ૨૨. હે મુને ! તમે પુંજાજીત રાજાની સાથે ધોલેરા નગરમાં જાઓ અને ત્યાં કૃષ્ણનું અતિ સુંદર મંદિર કરો ૨૩. એ અદ્દ્ભુતાનંદ મુનિને શ્રી હરિએ એ પ્રમાણે કહ્યું એટલે તેમણે કહ્યું સારૂ એમ કરીશ અને પછી નૃસિંહ ચૌદશ સુધી બધા ત્યાં રહ્યા ૨૪. તે ઉત્સવ સમાપ્ત થયા બાદ શ્રીહરિની આજ્ઞા લઇને તે બન્ને રાજાઓ અને તે મુનિઓ પોતપોતાને કહેલા નગર પ્રત્યે ગયા ૨૫. બ્રહ્માનંદ મુનિએ અતિ ચતુર એવા કારીગરો પાસે મોટું મંદિર કરાવ્યું અને નગરના લોકોએ પણ તેમના કહ્યા પ્રમાણેનો સામાન લાવી આપ્યો ૨૬. તેજ પ્રમાણે અદ્દ્ભુતાનંદ મુનિએ પણ કારીગરો પાસે ધોલેરામાં શુભ મંદિર કરાવ્યું અને તે નગરના લોકોએ તેમના કહેવા મુજબનો સામાન આણી આપ્યો ૨૭. અહિં શ્રી હરિએ, તેઓના ગયા બાદ બ્રહ્મવૈવર્ત નામનું પુરાણ પાંચમથી પોતાના ભાઇઓની સાથે સાંભળવાનો આરંભ કર્યો ૨૮. તેની સમાપ્તિ ભાદરવા માસના શુક્લ પક્ષમાં ગણેશ ચોથને દહાડે કરાવી ૨૯. તે દહાડે માટીની ગણેશની સુંદર મુર્તિ કરીને તેની પૂજા કરી તથા ઘી ગોળના લાડુ કરાવીને પ્રીતિથી બ્રાહ્મણોને જમાડયા ૩૦. પછી પાંચમો સ્કંધ દરરોજ પ્રીતિથી સાંભળવા માંડયો તથા તેની સમાપ્તિ કરી અને ધનતેરસને દહાડે તે કથા વાંચનારને સંતુષ્ટ કર્યા ૩૧. તે પછી બીજે દહાડે શ્રી હરિએ મોટા ઉત્સવથી શાસ્ત્રીય રીતે હનુમાનજીનું પૂજન કર્યું અને પછી પોતાના આશ્રિત એવા નૈષ્ઠિક બ્રહ્મચારીઓનું પૂજન કર્યું ૩૨. પછી દીપાવળીનો તથા અન્નકુટનો ઉત્સવ કરીને પોતાના પિતાના જન્મનો ઉત્સવ કરવાને તે ગઢપુરથી કાર્તિક સુદ ચોથના દિવસે વડતાલ ગયા ૩૩. ત્યાં રામપ્રતાપ વગેરે બંધુઓ પોતાની સ્ત્રીઓની સાથે તથા વડતાલના પુરજનો પણ પોતપોતાની સ્ત્રીઓ સાથે અને ઉત્તમરાજાની સાથે સામે આવ્યા ૩૪. તે શ્રીહરિ જેતે ભક્તજનોનાં ટોળાથી પુજાતા અને ઘોડેસ્વાર થયા થકા હજારો ઘોડેસ્વારોથી વીંટાએલા એવા ગોપાષ્ટમીના દિવસે શુભ મુહૂર્તમાં વડતાલ આવ્યા ૩૫. પુરના લોકો તથા યાત્રાળુઓએ મંગળ વાજીંત્રોના

ઘોષ વડે શ્રીહરિનું સ્વાગત કર્યું અને પછી તેમણે પ્રેમ વડે કરીને શ્રી લક્ષ્મીનારાયણનાં દર્શન કર્યાં ૩૬. પોતે પોતાના ઉતારે ઉતર્યા અને પોતાના હરિજનોને જેમ ઘટે તેમ બીજા ઉતારાઓ આપ્યા તથા ઉત્સવ માટે બહારગામથી પણ પોતાના હરિજનોને તેડાવ્યા ૩૭. બીજે દહાડે પડવાને દિવસે ગાયો આદિનું દાન બ્રાહ્મણોને આપ્યું તે પછી પોતાની માતુશ્રીના દિવસે બ્રાહ્મણોને ઘણાં પ્રકારનાં ભોજન જમાડયાં. ૩૮ એકાદશીના દહાડે ઉદાર મનવાળા એવા તે શ્રીહરિએ ધર્મદેવના જન્મના ઉત્સવમાં રાજાના પણ રાજાની પેઠે વાજીંત્રોના ઘોષ વડે તથા મહાપૂજાવડે વિપ્રોની પુજા કરી તથા ભારે દક્ષિણાઓ આપી ૩૯.

**ઇતિ શ્રી સત્સંગ જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં ફરીને વડતાલ આવ્યા તથા ધર્મદેવના જન્મના ઉત્સવનું નિરૂપણ કર્યું એ નામે ઓગણચાલીશમો અધ્યાય થયો ૩૯.**

---

## અધ્યાય ૪૦ મો.
## બે આચાર્યોની સ્થાપના.

સુવ્રત મુનિ કહે છે—પછી બપોરની વખતે લક્ષ્મીનારાયણના મંદિરના આંગણામાં, ધર્મની પેઠે અને જેમ દેવલોકમાં થાય તેવી સભા થઇ ૧. ત્યાં સર્વે ભક્તજનો તથા તેમની સ્ત્રીઓ આવીને પોતપોતાને જેમ ઘટે તેમ બેઠાં અને ભગવાન્ પણ મોટા આસને આવીને વિરાજ્યા. ૨ રામપ્રતાપજી તથા ઇચ્છારામજી પોતપોતાના પુત્રોની સાથે બન્ને આવીને આગળ બેઠા ૩. મુકુંદાનંદ, વર્ણીમાં શ્રેષ્ટ એવા જયાનંદ, તથા વાસુદેવાનંદજી જેમાં મુખ્ય છે એવા બધા બ્રહ્મચારીઓ તથા મુક્તાનંદ, બ્રહ્માનંદ જે સાધુઓમાં ઉત્તમ છે તે અને ગોપાળાનંદ નામના અને નિત્યાનંદજી વગેરે તમામ સાધુઓ તથા બીજા બ્રાહ્મણો પણ આવીને ત્યાં બેસતા હવા ૪—૫. શિવરામ, મયારામ, તથા દીનાનાથ વગેરે વિદ્વાનો, ઉત્તમરાજા,તથા સૂરાખાચર, તથા વસ્તાખાચર, તથા પુંજજીત, સોમલાખાચર, હેમતસિંહ વગેરે તે સભામાં બેસતા હવા ૭. ભગુજી, રત્નજી વગેરે વીર પુરૂષો અલૈયાખાચર વગેરે શ્રેષ્ઠ ક્ષત્રિયો, ગોવિંદ, રણછોડ તથા નાથજી વગેરે વૈશ્યો તેમજ જયા, રામા, લલિતા, પુંજીકા તથા ચામરી, ગંગા, તેવા, વગેરે સ્ત્રીઓ પણ એ બધાં આવીને સભામાં બેઠાં એટલે શ્રીહરિ પોતાના બન્ને ભાઇઓ પ્રત્યે બોલ્યા; તે ભાઇઓ કેવા તો કે પોતાની ધર્મની ધુંસરીને ધારણ

કરવાની ઇચ્છાવાળા; શ્રીહરિ કહે છે હે ભાઇઓ! લોકોના હિતની કર-નારી એવી આ મારી વાણી તમે સાંભળો કે જે વાણીના અર્થનો પણ મેં સારી રીતે નિશ્ચય કર્યો છે અને જે સત્ય છે તેજ હું કહું છું. ૧૧. અહીં જે મનુષ્યોના ગુરૂપણાનો અધિકાર મારે વિષે છે તે શ્રીસ્વામીએ મને પરાણે આપ્યો હતો. ૧૨. તે ગુરૂ આજ્ઞા પાળવી જોઇએ એમ જાણી આ ધર્મની ધુરાને આટલો સમય ધર્મ તથા ભક્તિની રક્ષા કરતા થકા મેં ઉપાડી લીધી ૧૩. હમણાં મેં શ્રુતિના રહસ્યરૂપ એવો પંચમ સ્કંધ સાંભળ્યો છે અને હવે હું નિવૃત્ત થઇને જડભરતની પેઠે રહેવા માંડયું છે. ૧૪ હવે પ્રવૃત્તિના કાર્યથી નિવૃત્ત થઇને હું હમેશાં દશમ સ્કંધનું પઠન શ્રવણ કરતો હવે કૃષ્ણની ભક્તિ કરીશ. બીજું નહીં કરૂં ૧૫. માટે હવેથી ધર્માચાર્ય તરીકે સ્થાપવાને મારે તમારા બે પુત્રોની જરૂર છે ૧૬. શ્રી હરિનું એ પ્રમાણેનું વચન સાંભળીને મોટા ભાઇ રામપ્રતાપજી બોલ્યાઃ મારે ત્રણ પુત્રો છે તેમાંથી આપને જે યોગ્ય લાગે તેનો સ્વીકાર કરો ૧૮. તેમનું એવું વચન સાંભળીને પ્રસન્ન થયેલા એવા શ્રીહરિ બોલ્યાઃ તમારા જે મોટા પુત્ર અયોધ્યાપ્રસાદ નામના છે તે અમને આપો. ૧૯. અને તમે ઇચ્છારામજી મને તમારો રઘુવીરજી નામનો પુત્ર આપો. એમ બોલ્યા એટલે તુરતજ બન્ને જણે ઉઠીને પોતાના બે પુત્રો અર્પણ કર્યા ૨૦. પછી તે શ્રીહરિએ વેદને જાણનારા એવા ઉત્તમ બ્રાહ્મણો પાસે શાસ્ત્રમાં કહેલા એવા દત્તવિધાનને કરાવીને તે સર્વે જનની પ્રીતિવાળા એવા બે પુત્રોને વાજીંત્ર, ગીતોના મંગળ ધ્વનિ સાથે ગ્રહણ કર્યા ૨૧. તે બન્નેને પોતાના સિંહાસન ઉપર સ્થાપીને મૂલ્યવાન એવાં વસ્ત્રો તથા સારાં ઘરેણાંઓ વડે પોતાના ભક્તજનો સાથે આનંદથી તેમનું પૂજન કર્યું ૨૨. પછી તે શ્રીહરિ તે બન્ને જણાની પ્રત્યે બોલતા હવા કે હે પુત્રો! તમે મારૂં વચન સાંભળો. આપણા ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ ભગવાન્ પોતે છે ૨૩. આ પૃથ્વીને વિષે મેં તેમનાં અનેક મંદિરો કરાવેલાં છે અને તેનાં બધાં વૃત્તો પણ મેં કરાવેલાં છે ૨૪. તેમાં પણ બે મુખ્ય મંદિરો છે, જેમાંનું એક મંદિર અમદાવાદમાં છે તે શ્રી નરનારાયણનું છે અને બીજું લક્ષ્મીનારાયણનું છે ૨૫. આ ભરતખંડના મધ્યમાંથી મેં બે વિભાગ કલ્પેલા છે અને તેને તે તે નામથી કહીએ છીએ ૨૬. મનુષ્યોએ જે કાંઇ, ધન્ય, ધાન્ય, તથા વસ્ત્રાદિકો ધર્માદામાં આપ્યું હોય અને તે દક્ષિણ ખંડમાંથી હોય તો તે લક્ષ્મીનારાયણનું જાણવું ૨૭. તેજ પ્રમાણે ઉત્તર ખંડમાંથી મનુષ્યો જે કાંઈ આપે તે નરનારાયણનું જ છે એ પ્રમાણે મેં કલ્પેલું છે ૨૮. તે એક

એક ખંડમાં ધર્મના રક્ષણ માટે મારા આશ્રિતોનું ગુરૂપણું પૃથક્ પૃથક્ તમને આપ્યું છે ૨૯. એમ કહીને શુકાનંદ નામના સાધુ પાસે સભામાં જ પોતાના કહેલા વચનના અર્થનો વિસ્તાર કરાવીને બે પત્રિકાઓ લખાવી ૩૦. તે પત્રિકાઓ પોતાના હાથમાં લીધી અને તે ઉદાર મનવાળા શ્રી હરી બોલ્યા: તમે આમાંથી એકેક પત્રિકા ગ્રહણ કરો ૩૧. એટલે તે ભાઇઓએ એક પછી એક પત્રિકા શ્રી કૃષ્ણનું નામ દઇ જરાય વ્યાકુલ થયા વિના ગ્રહણ કરી ૩૨. તેમાં રઘુવીરજીને લક્ષ્મીનારાયણ દેવના દેશની અને અયોધ્યા-પ્રસાદજીને નરનારાયણ દેવના દેશની પત્રિકા હાથ આવી ૩૩. તે જોઇને શ્રીહરિ પોતાના સકળ આશ્રિત જનો પ્રત્યે બોલતા હવા: હવે મેં તમારા ગુરૂ આમને બનાવ્યા છે ૩૪. જે મારા આશ્રિતો નરનારાયણ દેશમાં રહેતા હોય તેઓ શ્રી અયોધ્યાપ્રસાદજીના શિષ્યો છે એમ માનજો ૩૫. અને શ્રી લક્ષ્મીનારાયણ દેવના ખંડમાં જે મારા આશ્રિતો છે તે રઘુવીરજીના શિષ્યો છે એમ માનવું ૩૬. એ બંને ખંડમાં જે સ્ત્રીઓ હોય તેમણે પણ તે બન્ને આચાર્યોની પત્નીઓને પોતાની ગુરૂ માનવી; મેં એજ પ્રમાણેની મર્યાદા કરી છે અને તેજ યોગ્ય છે ૩૭. એ બંને ધર્મવંશના પુત્રોને તમારે ધર્મદેવની પેઠેજ માનવા તથા અન્ન, વસ્ત્ર તથા ધનવડે પોતાની શક્તિ મુજબ તેમની સેવા કરવી ૩૮. જે કોઇ એ બન્નેના વંશજોનો આશ્રય કરશે તેમને શ્રી કૃષ્ણ ભગવાન્, તેમના મૃત્યુ પછી પોતાના ધામમાં લઇ જશે ૩૯. હે રાજન્! એ પ્રમાણે પોતાના ભક્તોને કહ્યા પછી તે શ્રી હરી પોતાના પુત્રો પ્રત્યે બોલ્યા: તમારે પણ પોત પોતાના ખંડમાં રહેલાઓને જ શિષ્યો કરવા, બહારનાને નહીં ૪૦. તેઓ જે કાંઇ વસ્ત્ર વગેરે આપે તેજ ગ્રહણ કરવાં પણ બીજાના આપેલાં કયારેય ન લેવાં; તથા સાધુઓ, બ્રહ્મચારીઓ તેમજ પાળાઓ હોય તેમણે નિષ્પક્ષપાતપણે તમારા બેની સભાઓ કરવી તથા સેવા કરવી; તેમજ તમારા બેમાંથી પણ જે પક્ષપાતી થશે તે પણ ભ્રષ્ટ થઇ અધોગતિને પ્રાપ્ત થશે ૪૨. તમારા બંનેના શિષ્યોએ આપેલા પૈસા તથા ધનના વિવાદનો નિર્ણય કરવાનો હોય ત્યારે ધર્મવાળા એવા બબ્બે ગૃહસ્થોએ કરવો પણ બીજાઓએ કયારેય ન કરવો ૪૩. વળી તમારી પત્નીઓને તેમની આશ્રિત એવી સ્ત્રીઓએ આપેલા અર્થ વગેરેની તકરારનો નિર્ણય કરવાનો હોય ત્યારે પણ પતિવાળી એવી બબ્બે સધવા સ્ત્રીઓ પાસે જ કરાવવો પણ વિધવાઓ પાસે કદી કરાવવો નહીં ૪૪. જ્યાં ગૃહસ્થોના કાર્યનો નિર્ણય કરવાનો હોય ત્યાં તો ગૃહસ્થોનેજ રાખવા; જેમાં વિધવાઓ હોય તે કાર્યનો નિશ્ચે ધ્વંશ થાય ૪૫. તમારે

બન્ને જાણીને મારા માનેલા એવા આઠ ગ્રંથોને અનુસરીને સંપ્રદાયની રીતે વર્તવાનું છે તથા પોતાના શિષ્યોને વર્તાવવાના છે ૪૬. મેં જે તમને આ આપ્યું તે મારા પોતાના બાહુબળથી ઉત્પન્ન કરેલું છે તેમાં તમારા પિતા કે ભાઇઓનો કશો લાગભાગ નથી ૪૭. હું મારી ઇચ્છાથી જ મારા ધામમાંથી અત્રે આવ્યો હતો તે મને તમે તપસ્વી તથા બદરપતિ એવો ઋષિ જાણો અને હવે હું મારા ધામે પ્રત્યે પાછો જઇશ ૪૮. આ બધું મારૂં જેને આપવાની મારી ઇચ્છા હતી તેને મેં મારી સ્વતંત્ર ઇચ્છાથી આપ્યું છે એટલે હવે તેમાં કોઇનો પણ લાગભાગ નથી ૪૯. તમારા બેને વધારે પુત્રો હોય તોપણ ગુરૂપદના આસને તો માત્ર જે ગુણવાન્ હોય તેને એકને જ સ્થાપવો પણ તેમાં મોટાને જ સ્થાપવો એવો નિયમ નથી ૫૦. જેનામાં મનુષ્યનો અનુરાગ હોય તથા જે પોતાના શિષ્યોના ધર્મનું પાલન તથા રક્ષણ કરે તેવો હોય તેમજ જે પોતાના સંપ્રદાયના ધર્મમાં રહે તેવાને જ ગુરૂ કરવો ૫૧. એવો પુત્ર જો પોતાને ન હોય તો ધર્મવંશમાં ઉત્પન્ન થયેલા એવા બીજાને વિધિથી દત્તક લઇને મારી પેઠે તેને સ્થાપવો ૫૨. એવી મારી આજ્ઞાનું પાલન તમારે સર્વેએ યથાવત્ કરવું; તેથી ઉલટી રીતે જેઓ વર્તે તે મારો શિષ્ય સંપ્રદાયની બહાર છે એમ સમજવું ૫૩.

સુવ્રતમુનિ કહે છે—એ પ્રકારે શ્રી હરીનું વચન સાંભળીને સર્વે સભાજનોએ શ્રી હરિને પ્રણામ કર્યા અને શ્રી હરિની આજ્ઞાને શિરસાવંદ્ય ગણી તથા બન્ને ભાઇઓને વિષે ગુરૂભાવ ધારણ કર્યો અમે પછી શ્રી હરિ પ્રત્યે બોલ્યાઃ તમે સાક્ષાત્ પ્રકટ ઈશ્વર છો અને આપની ઇચ્છાથી જ મનુષ્યાકાર થયા છો તથા મનુષ્યોએ સેવા કરવા યોગ્ય છો અને નારાયણ ઋષિ છો એવો અમારા ચિત્તમાં નિર્ણય થયો છે અને તમારી આજ્ઞામાં રહેલા એવા અમને હે ભગવન્! આ પૃથ્વીમાં કદાચ ધર્મહાનિ થાય કે દેહને વિષે અહંતા મમતા થાય તે ન થાઓ એ પ્રકારે સ્તુતિ કરી ૫૫. એ પ્રકારે તેમનું વચન સાંભળીને તે શ્રી હરિ, પ્રણામ કરતા તે બન્ને આચાર્યોને શુભ આશિષથી અભિનંદન આપીને પોતાના ભક્તજનોની સાથે ભગવાનના ગુણ કીર્તનનું જાગરણ કર્યું ૫૬. બારસના દિવસે બ્રાહ્મણો તથા સાધુઓને ભક્ષ્ય, ભોજ્ય તથા લેહ્ય પદાર્થોથી બહુ વિધિથી સંતોષીને તથા બીજાઓને અન્ન આપી પછી પોતે, માનપૂર્વક પોતાના ભાઇઓની સાથે પારણાં કર્યાં ૫૭.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં આચાર્યની સ્થાપના અને તેમને શિક્ષા આપી તથા ભક્તિદેવીના જન્મોત્સવનું નિરૂપણ કર્યું એ નામે ચાલીસમો અધ્યાય થયો ૪૦.**

---

## અધ્યાય ૪૧ મો.

## શ્રી હરિનું વડોદરામાં આગમન.

સુવ્રત મુનિ કહે છે:—હે રાજન્! ઉત્સવ પુરો થયા બાદ શ્રી હરિ સુખેથી બેઠા હતા એવામાં નારૂપંત નાના ત્યાં આવી પહોંચ્યા ૧. રાજાના તે અમાત્ય જે પોતાને પ્રણામ કરતા હતા તથા પોતાના ભક્ત હતા તે આવતાં તેમને ભગવાને યથાયોગ્ય સ્વાગત વગેરેથી માન આપ્યું ૨. તે નારૂપંતજી બે હાથ જોડીને શ્રી હરિની સમીપે બેઠા અને શ્રી હરિને કહ્યું: હે સ્વામિન્! રાજા સિવાજીરાવના ઘણા ઘણા પ્રણામ સ્વીકારશો ૩. આપને વડોદરે લઈ જવા માટે જ તેમણે મને અહીં મોકલ્યો છે કેમકે તેમના હૃદયમાં આપનાં દર્શન કરવાની મોટી ઇચ્છા છે ૪. જે દિવસે તેમણે મુકતાનંદજીનાં દર્શન કર્યાં ત્યારથી આરંભીને હે પ્રભો! તે પોતાના અંતરમાં આપનું જ ચિંતવન કરે છે ૫. માટે આપે તેમના મનોરથ પૂર્ણ કરવા જોઇએ, એટલે મુકતાનંદજી બોલ્યા કે એતો સર્વથા કરવા યોગ્ય છે ૬. એટલે શ્રી હરિ જે તે નારૂપંતજીને આનંદ પમાડતા થકા બોલ્યા કે એ રાજાના નિષ્કપટ સ્વભાવને હું જાણું છું ૭. હે નિષ્પાપ! મુક્તાનંદજીએ એ વાત મને અગાઉ પણ કરેલી છે તે હેતુ માટે હું તમારૂં વચન માનીને પણ ત્યાં આવીશ ૮. શ્રી હરિએ એ પ્રકારે કહ્યું તેથી પ્રસન્ન થઇને શ્રી હરિને પ્રણામ કરતા તે નારૂપંતજીએ રાજાની મોકલેલી કેટલીક ભેટો શ્રી હરિને આપી ૯. ઘણાં મૂલ્યવાન્ વસ્ત્રો તથા વિવિધ ફળો પણ શ્રી હરિને આપ્યાં અને તે પછી શ્રી હરિની આજ્ઞા લઇ પોતાને ઉતારે ગયા ૧૦. શ્રી હરિએ મોટાં વસ્ત્રો વગેરે મુકતાનંદજીને આપ્યાં તથા ફળો બીજા સાધુઓને આપી તે પોતાના ઉતારે પધાર્યા ૧૧. સવારે નારૂપંતજીને બોલાવીને પછી શ્રી હરિએ તેમને કહ્યું કે તમે પહેલા જમી લો અને પછી આગળ જઇને રાજાને અમારા આવવાની ખબર આપો ૧૨. હું મારા ભાઇઓ તથા સંતો સાથે પાંચમના દિવસે ત્યાં આવીશ તેમાં સંશય નથી; એમ કહ્યું એટલે નારૂપંતજી શ્રી હરિને નમીને, ભોજન કરી વડોદરા ગયા

૧૩. પછી રાજાની પાસે જઇને બધો વૃત્તાંત કહ્યો અને રાજાએ પ્રસન્ન થઇને પછી શ્રી હરિના ઉતારા વગેરેની ગોઠવણ કરાવી ૧૪. ચોથને દિવસે ભોજન કરીને ઘોડેસ્વાર થઈ રાજા વગેરે સાથે તથા પોતાના પાળાઓથી વીંટાઇને તેઓ આનંદ પામતા વડોદરા આવી પહોંચ્યા ૧૫. તે શ્રી હરિ રસ્તે પોતાના ઐશ્વર્યને જોતા એવા ભક્તોનાં વૃંદોથી પૂજાતા એવી રીતે તે મહી નદી ઉતરીને સાકરાદ ગામમાં પડાવ નાંખ્યો ૧૬. ત્યાં ગણેશ આદિ ભક્તોએ આદરથી ઉચિત આતિથ્ય કર્યું અને ત્યાં તેમણે એક રાત્રીનો વાસ કર્યો અને સવારે આન્હિક ક્રિયા કરીને ઘોડેસ્વાર થઇ તે પોતાને માર્ગે પડયા ૧૭. પછી વડોદરે શ્રી હરિના આગમનનો ઉદ્ઘોષ ઘેરેઘેર થવા માંડયો અને જે દ્વેષીઓ હતા તેઓને તે રાત્રે નિદ્રા પણ ન આવી અને સંતોષ થયો ૧૮. કેટલાક તે શ્રી હરિની સાથે વાદવિવાદ કરવા માટે, વાદના અર્થના પદોને ગણી રાખતા હવા કેટલાક વળી યુદ્ધ કરવા માટે પોતાના માણસો સાથે અસ્ત્રોને તૈયાર રાખતા હવા; ૧૯. જેઓ સદ્બુદ્ધિવાળા હતા તેઓ શ્રી હરિના સદ્ગુણોને સંભાળીને તેમનાં દર્શન કરવાની ઉત્કંઠાવાળા થયા અને બીજાઓ કૌતકથી શ્રી હરિનાં દર્શન કરવા ઇચ્છતા હતા અને કેટલાક માયાના ભયથી અંજાઇ ગયા હતા ૨૦. રાજા પોતે શ્રી હરિનાં દર્શન કરવાની તૃષ્ણાવાળા હોવાથી સવારે પોતાની ચતુરંગી સબળી સેનાને આવકાર માટે શ્રી હરિની સામે મોકલી ૨૧. અને પછી તે શ્રી હરિને નગરમાં આવતા જોઇને તત્કાળ વાહનમાંથી ઉતરીને જેમ ઘટે તેમ માન આપ્યું ૨૨. પછી શ્રી હરિને રાજાએ પોતે હાથીની અંબાડી ઉપર સ્વારી કરાવી અને બીજા મુનિઓને નાના પ્રકારનાં વાહનોમા બેસાડયા ૨૩. કેટલાક પગે ચાલ્યા, કેટલાક સારા ઘોડા ઉપર સ્વાર થયા, કેટલાકને રથમાં બેસાડયા, કેટલાક મેનામાં, કેટલાકને પાલખીમાં, કેટલાકને મહારથમાં અને કેટલાકને પુષ્પરથમાં ૨૪. રાજા શ્રી હરિની પાછળ બેઠો અને ચામર ઢોળવા લાગ્યો અને પછી સર્વે વાજીંત્રોએ જયધ્વનિ કર્યો જે ઘણો જ મોટો થયો ૨૫. પછી શ્રી હરિ જે તે હાથી ઉપર સ્વાર થઇને આગળ નગરના લોકો ચાલતા હતા તે રીતે પુરમાં પધાર્યા. તેને લોકો મોટી સંખ્યામાં જોતા હવા ૨૬. દિવ્ય એવા શરીરની કાંતિને પ્રકટાવતા અને મંદમંદ હસતા એવા મધુર મુખવાળા ઝીણા શ્વેત વસ્ત્રોને ધારનાર અને મંદ ગતિથી ચાલતા હાથી ઉપર વિરાજતા તથા તે હાથીના ઘંટના ભારે રવ તથા નાના પ્રકારનાં વાજીંત્રોના નાદનો જયધ્વનિ કરતા તે શ્રીં હરિ વડોદરા નગરમાં પ્રવેશ કરતા હવા ૨૭.

પુરના લોકો પણ આશ્ચર્યથી તેમનું દર્શન કરતા થકા અને શ્રી હરિને આવતા સાંભળીને રાજા પોતે પણ હર્ષથી તે શ્રી હરિનું દર્શન કરીને તેમને નમન કરી પોતાના વાહન ઉપરથી ઉતરીને સામો આવતો હવો ૨૮.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપી ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં વડોદરા નગરમાં પધાર્યા એ નામે એકતાલીસમો અધ્યાય થયો ૪૧.**

---

## અધ્યાય ૪૨ મો.

## શ્રી હરિનો વડોદરાનરેશને ઉપદેશ.

સુવ્રત મુનિ કહે છે—તે રાજા, શ્રી હરિને સિંહાસન ઉપર વિરાજમાન કરાવી પછી પોતે આગળ ઉભો રહી બે હાથ જોડીને કહેવા લાગ્યો ૨. હે સ્વામિન્! આપના પધારવાથી હવે મારા મનોરથ તત્કાળ ફળ્યા છે; લોકના હિતકારી એવા આપ કૃપા કરીને અત્રે પધાર્યા છો ૩. આપનાં ચરણ કમળના સ્પર્શથી આ મારા નગરની ભૂમિ પવિત્ર થઇ છે અને હે સ્વામિન ! આજથી માંડીને હું આપની આજ્ઞામાં જ રહીશ ૪. એમ કહીને તે રાજા શ્રી હરિ તથા તેના અનુચરોને અને પોતાના સૈન્ય સાથે સ્વાર થઇ મરતુ બાગમાં આવ્યા ૫. ત્યાં પહેલેથી મંડપ બંધાવેલો હતો તેમાં તેમને ઉતારો આપતો હવો ૬. તે રાજાએ પોતાની શક્તિ મુજબ તે શ્રીહરિનું આતિથ્ય કર્યું અને નાથજીત તથા રામચંદ્ર વગેરે ભક્તોએ તેમનું આતિથ્ય કર્યું ૭. બીજે દિવસે તે નગરના બધા લોકોએ પણ શ્રી હરિની નાના પ્રકારની સારાં વસ્ત્રો, સુગંધી દ્રવ્ય, પુષ્પો તથા ધન વગેરેથી પૂજા કરી ૮. ત્રીજે દિવસે રાજાએ પોતે પણ ભોજન કર્યા બાદ પ્રભુને આગળની પેઠે જ હાથી ઉપર બેસાડીને પોતાને ઉતારે પધરાવ્યા ૯. શ્રી હરિને મોટા આસન ઉપર પધરાવીને પછી પોતે પણ ત્યાં આગળ બેઠો અને પછી પોતાના માણસોને યથાયોગ્ય બેસાડયા ૧૦. પછી તે શ્રી હરિ જે તે પોતાની આગળ હાથ જોડીને ઉભેલા એવા રાજાની પ્રત્યે સર્વેના દુઃખનું હરણ કરે એવું વચન બધાને આનંદ પમાડતા થકા બોલતા હવા ૧૧.

શ્રી નારાયણ મુની બોલ્યા—હે રાજન્! હું તારા હિતની વાત કહું છું તે સાંભળ; તારે એ મારા વચનને બધી રીતે હૃદયમાં ધારણ કરવા જેવું છે ૧૨. હે ભૂપતે! આ મનુષ્ય દેહ દેવોને પણ દુર્લભ છે; તેવા દેહની પ્રાપ્તિ ફરીને સંસારમાં નહિં આવવાનું સાધન છે ૧૩. જે જે

સંસારનાં સુખો છે તે તો દરેક યોનિમાં હોય છે, કે જેને માટે લોકો યત્ન કરે છે અને જે, મનુષ્યોને કાંઇ દુર્લભ નથી ૧૪. સુખ છે તે દુ:ખથી મિશ્ર છે. તે દુ:ખ વિના કદી હોતું નથી; મનુષ્યને જેટલું સુખ આવે છે તેટલું જ પાછું દુ:ખ આવવાનું ૧૫. હે નૃપતે, મનુષ્યો એમ સમજે છે કે રાજા તો સુખી હોય છે પણ તેતો બહુ દુ:ખી હોય છે તે હું સર્વ રીતે જાણું છું ૧૬. ચોર, શત્રુ તેમજ પોતાનાં માણસો તરફથી ઘડી ઘડી વહેમ રહે છે અને ભારે લોભથી તે ઘેરાયેલો રહે છે તેને વળી સુખ ક્યાંથી હોય ? ૧૭. હે રાજન્! દુ:ખ વિનાનું સુખ તો ભગવાન્‌માં જ છે, તે ભગવાન્ સચ્ચિદાનંદ રૂપ છે અને તેથી સર્વદા સ્વતંત્ર છે ૧૮. તે ભગવાન્‌ની ઉપાસનાથી જ ભકતો સુખી થાય છે અને તેવા સુખનો લેશમાત્ર પણ ત્રિલોકના અધિપતિને પણ હોતો નથી ૧૯. આ પૃથ્વીને વિષે કાળ તથા લોભ વગેરે તાપથી લોકો તપે છે પણ વૈષ્ણવો તો ગંગા નદીને વિષે ઉભેલા હાથીની પેઠે તપતા નથી ૨૦. હે રાજન્! તમે બુદ્ધિમાન છો માટે તમારા હિતને માટે તમે કૃષ્ણ ભગવાનનો આશ્રય કરો તેથી તમે ભોગ તથા મોક્ષ બન્ને મેળવશો ૨૧. હે રાજન્! જ્યાં સુધી દેહની સ્મૃતિ છે ત્યાં સુધી સ્વધર્મમાં રહીને સર્વદા પ્રીતિથી શ્રી કૃષ્ણનું ભજન કરવું એવો મારો મત છે ૨૨.

સુવ્રત મુનિ કહે છે—શ્રી હરિએ એ પ્રમાણે કહ્યું એટલે રાજા તેમને પ્રણામ કરીને બોલતો હવો; હે ભગવાન્ હું આપને જ કૃષ્ણ જાણું છું તેમાં સંશય નથી ૨૩. હું આપને શરણે આવ્યો છું, હું આપનો છું અને મારા ઉપર કૃપા કરો; અને અત્રે થોડો સમય આપ નિવાસ કરો ૨૪.

શ્રી હરિ બોલ્યા—હાલ મારૂં ચિત્ત પુરાણો સાંભળવામાં પરોવાયું છે એટલે અહીં તો એક દિવસ પણ મારાથી રહી શકાય તેમ નથી એ નિશ્ચે ૨૫. મારે વિષે તમારો શુદ્ધ ભાવ છે એમ જાણીને હું અહિં આવ્યો છું. જો એમ ન હોય તો હું મોટા ચક્રવર્તિના ઘરની પણ સ્પૃહા રાખું તેમ નથી ૨૬. એમ કહીને તે શ્રી હરિએ ભગવાનના ભકતને વર્તવાની રીતિનો ઉપદેશ કર્યો અને રાજાએ પણ એ સકળ ઉપદેશને પોતાના હૃદયમાં ધારણ કર્યો ૨૭. પછી તે રાજાએ મોટા આનંદથી મૂલ્યવાન્ નવીન વસ્ત્રો તથા રત્ન અને સુવર્ણનાં ઘરેણાંથી શ્રી હરિની ભારે પુજા કરી ૨૮. ચંદન, અક્ષત તથા પુષ્પો વગેરે ભેટોથી તે ઇશ્વરની પૂજા કરીને દંડવત પ્રણામ કર્યા ૨૯. ત્યાર પછી તે શ્રીહરિના પુત્રો, મુનિયો વગેરેની ઘટે તેમ વસ્ત્રો, ધન,

સુગંધ વગેરેથી બહુ ભાવપૂર્વક પૂજા કરી ૩૦. પછી તે શ્રીહરિ, રાજાને ધર્મમાં રહેવાની આજ્ઞા કરીને તત્કાળ ત્યાંથી ઉઠતા હવા અને જવાની ઇચ્છાથી રાજાને આજ્ઞા કરી એટલે રાજાએ સૈન્ય તૈયાર કર્યું ૩૧. પછી ત્યાંથી વિદાય થતાં શ્રીહરિ જે તે હાથી ઉપર સ્વાર થઈને જતા હવા તેમને નગરના લોકોએ પણ પ્રણામ કર્યા અને રાજા તેમને વળાવવા ગયા ૪૨. પણ વડોદરામાં જે શ્રીહરિના શત્રુ હતા તેમણે શ્રીહરિનો આ અતિશય એવો પ્રતાપ જોઇને તેઓ કશું કરી શકયા નહીં અને અંતરમાં બળતા થકા ત્યાં તેમને તેમજ ઉભા રહ્યા ૩૩. જેવી રીતે રાજ્યલક્ષ્મીએ પ્રવેશ કર્યો હતો તેજ પ્રમાણે જાણે તે બહાર નીકળી ન હોય; અને રાજા પોતે પુરના લોકો, ભક્તો તથા સૈન્ય સાથે પાછો આવ્યો ૩૪. અને શ્રી હરિ પોતે પણ પોતાના ઘોડા ઉપર સ્વાર થઇને પોતાના અખિલ ભક્તોની સાથે ભારે યશ પ્રાપ્ત કરતા થકા અને ધર્મના માર્ગને પોષતા થકા વડતાલ આવી પહોંચ્યા ૩૫.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં ચોથા પ્રકરણમાં નારાયણ ચરિત્ર-રૂપ ધર્મશાસ્ત્રમાં સિયાજીરાવ રાજાએ શ્રીહરિનું સન્માન કર્યું તેના નિરૂપણ નામે બેત્તાલીસમો અધ્યાય થયો ૪૨.**

---

## અધ્યાય ૪૩ મો.

---

### શ્રીહરિનો વડતાલનિવાસ.

સુવ્રત મુનિ કહે છે—દુઃખહર મુનિ એ નામથી જાણીતા એવા શ્રીહરિએ પોતાની સભામાં તે રાજાની ઘણી પ્રશંસા કરી ૧. હે ભૂપતે! જે કાંઈ વસ્ત્રો ઘરેણાં, તથા ધન વિગેરે વડોદરામાં પ્રાપ્ત થયાં હતા તે સર્વે રઘુવીરજી મહારાજને આપી દીધાં ૨. ત્યાર પછી સ્વસ્થ ચિત્તવડે તે શ્રીહરિએ દશમ સ્કંધનું શ્રવણ કર્યું અને પછી ઉત્તમ વગેરે રાજાઓને ગઢપુર મોકલતા થકા તેમની પ્રત્યે બોલ્યા ૩. હે રાજન્! હવે તમે તમારાં સગાં સંબધીઓની સાથે ગઢપુર જાઓ; તમે અને તમારા મિત્રો પણ તેમની સાથે જ જાઓ ૪. અહિં હું દશમ સ્કંધની કથા સાંભળીને ત્યાં નિશ્ચે આવીશ. મારી એવી ઇચ્છા છે માટે તમે સઘળા જાઓ ૫. એકાંતમાં રહેવાની ઈચ્છાવાળા એવા તે શ્રીહરિએ એ પ્રમાણે કહ્યું એટલે પોતાની ઇચ્છા નહોતી છતાંય તે હરિનું વાક્ય માથે ચડાવીને પોતાના નગરમાં ગયા ૬. હવે ઉત્તમ રાજા પોતે પોતાના પરિવાર સાથે

તથા શ્રીહરિના સંબંધી એવા રામપ્રતાપજી વગેરે,તેમજ ભાલ દેશથી આવેલા અન્ય સંન્યાસીઓ પોતપોતાના દેશમાં જતા હતા.જુદા જુદા દેશના લોકોને તેમ જ મુનિયોને અને સર્વેને શ્રીહરિએ આજ્ઞા આપી એટલે શ્રીહરિની આજ્ઞાથી તે બધા ત્યાંથી જતા હવા. ૭–૮–૯ પછી શ્રી હરિએ જે તે એકાદશીની માંડીને દશમ સ્કંધનો આરંભ કર્યો અને એક પખવાડીઆમાં એકલા જ રહીને પોતે સાંભળ્યો ૧૦. પછી તે શ્રી હરિને દશમ સ્કંધ બહુ ગમ્યો અને આદરથી તેની ઘણી પ્રશંસા કરી ૧૧. પછી તે શ્રી હરિએ વસંત-પંચમી સુધીમાં પંચમ સ્કંધ આદરથી સાંભળ્યો અને સભામાં તેની પ્ર-શંસા કરી ૧૨. શ્રીમદ્ ભાગવત્ પુરાણના એ બે સ્કંધો શ્રી હરિને ઘણા પ્રિય થઇ પડયા ૧૩. પછી વાંચનાર પુરાણીને સારાં વસ્ત્ર, ઘરેણાં તથા ધન વગેરેથી સંતુષ્ટ પમાડીને મધ્યાન્હે વસંતનો ઉત્સવ આદર્યો ૧૪. પછી લક્ષ્મીનારાયણ દેવની મહાપૂજા બ્રહ્મચારીઓ પાસે કરાવી અને તેમાં ગીત, વાદિત્રના મોટા ઘોષ કરાવ્યા ૧૫. શ્રી હરિએ તે દહાડે પછી હજારો બ્રાહ્મણોને ભોજન કરાવ્યું અને બ્રાહ્મણોને ભારે દક્ષિણાઓ આપી ૧૬. તે દહાડે આસપાસનાં ગામોમાંથી ઘણાં ભક્તો દર્શને આવતા હવા અને દર્શન કરીને પાછા જતા હવા ૧૭. બીજે દહાડે પછી તે સ્વામીએ એ-કાંતમાં રહીને પોતાના જનોના હિતનું ચિંતવન કરીને તેમને પત્રિકા લખવાનો નિશ્ચય કર્યો ૧૮. સઘળા દેશોને વિષે હું પત્રિકાઓ લખીશ જેથી તેના સાધનથી મારા ભક્તો તે મુજબ વર્તશે ૧૯. મારો જેવો આશય છે તેજ પ્રમાણે તેઓ જાણે અને તેવા જ થાય તેમાં સંશય નહીં ૨૦. આ પૃથ્વીમાંથી હું અદશ્ય થઇશ ત્યારે મારા ભક્તોને, સ્ફુટ વાક્ય રૂપ એ પત્રિકા સર્વ રીતે અવલંબનરૂપ થશે ૨૧. એ પ્રમાણે વિચાર કરીને તે ધર્મના આત્મા એવા શ્રી હરિએ ખડીઓ, પાટી તથા સુંદર કલમ પાર્ષદ પાસે મંગાવ્યાં ૨૨. તે શ્રી હરિએ સર્વે શાસ્ત્રોના સારને ખેંચીને બુદ્ધિ-વડે કરીને પૃથ્વીમાં સ્વધર્મની સ્થાપના કરતા થકા તેમણે તે પત્રિકા લખી. ૨૩ તે શ્રી હરિએ જમણા સાથળ ઉપર કાગળની પાટી મુકી ડાબા હાથનો ટેકો ગાલે દઈ જમણા હાથમાં કલમ પકડીને આ પ્રમાણે પત્રિકા લખી ૨૪.

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં વડતાલમાં વાસ કર્યો તેના નિરૂપણ નામે ત્રેતાલીશમો અધ્યાય થયો ૪૩.**

## અધ્યાય ૪૪ મો.

## શિક્ષાપત્રી.

શ્રી નારાયણ મુનિ પત્રિકા લખે છે—હું મારા હૃદયને વિષે શ્રીકૃષ્ણ ભગવાનનું ધ્યાન કરૂં છું: જે શ્રી કૃષ્ણના ડાબા પડખાને વિષે રાધિકાજી રહ્યાં છે અને જેના વક્ષસ્થળને વિષે લક્ષ્મીજી રહ્યાં છે અને જે વૃંદાવનમાં વિહારના કરનાર છે ૧. હું સહજાનંદ સ્વામી વડતાલમાં રહ્યો થકો નાના પ્રકારના દેશોમાં રહ્યા એવા જે અમારા આશ્રિત સત્સંગી તે પ્રત્યે શિક્ષા પત્રી લખું છું ૨. શ્રી ધર્મદેવથી જેમનો જન્મ છે એવા અમારા ભાઇ રામપ્રતાપજી તથા ઇચ્છારામજી તેમના પુત્ર અયોધ્યાપ્રસાદજી અને રઘુવીરજી તથા અમારા આશ્રિત એવા જે મુકુંદાનંદ આદિક નૈષ્ઠિક બ્રહ્મચારી તથા આશ્રિત જે મયારામ ભટ્ટ આદિક ગૃહસ્થ સત્સંગીઓ તથા અમારી આશ્રિત જે સધવા અને વિધવા એવી સમસ્ત બાઇઓ તથા મુક્તાનંદજી આદિક સર્વે સાધુઓ એ સર્વેએ સ્વધર્મની રક્ષાના કરનારા તથા શાસ્ત્રમાં પ્રમાણરૂપ અને. શ્રીમન્નારાયણની સ્મૃતિઓ સહિત એવા અમારા રૂડા આશિર્વાદ વાંચવા ૩–૪–૫–૬. આ શિક્ષાપત્રી લખવાનું કારણ સર્વેએ એકાગ્ર મને કરીને ધારવું; તે શિક્ષાપત્રી સર્વે જીવોના હિતની કરનારી છે ૭. જે મનુષ્યો સચ્છાસ્ત્રમાં કહેલા સદાચારોનું પાલન કરે છે તે આ લોક તથા પરલોકમાં બહુ સુખી થાય છે અને જે દુષ્ટ બુદ્ધિવાળા તેનું ઉલ્લંઘન કરીને સ્વચ્છંદ રીતે વર્તે છે તે આ લોક તથા પરલોકમાં મોટા કષ્ટને પામે છે ૮–૯. તે માટે અમારા શિષ્ય એવા તમારે સર્વેએ પ્રીતિ વડે આ શિક્ષાપત્રીને અનુસરીને જ નિરંતર સાવધાનપણે વર્તવું ૧૦. મારા સત્સંગીઓએ કોઈ પણ પ્રાણીમાત્રની કયારેય હિંસા ન કરવી તેમજ જાણીને તો ઝીણાં એવા જુ, માંકડ, ચાંચડ વગેરેની હિંસા પણ કયારેય નહીં ૧૧. અને દેવતા તથા પિત્રીના યજ્ઞને માટે પણ બકરાં, મૃગલાં વગેરેની હિંસા કરવી નહીં, કેમકે અહિંસા એ જ મોટો ધર્મ છે ૧૨. વળી સ્ત્રી, ધન અગર સામ્રાજ્યની પ્રાપ્તિ માટે પણ મનુષ્યની હિંસા તો કયારેય ન કરવી ૧૩. તથા આત્મઘાત તો તીર્થને વિષે પણ ન કરવો તથા ક્રોધે કરીને અથવા કાંઇ અયોગ્ય આચરણ થઇ જાય તેથી તથા ઝેર ખાઇને કે ગળે ટુંપો ખાઇને પણ આત્મઘાત તો કરવો નહીં ૧૪. વળી યજ્ઞનું શેષ હોય તો પણ માંસ તો કદિય ખાવું નહી અને દેવના નૈવેદ્યની પ્રસાદી હોય તોપણ અગીઆર પ્રકારનું મદ્ય અને ત્રણ પ્રકારની સુરા કયારેય ન

લેવી ૧૫. પોતાથી કે બીજાથી કોઈ અયોગ્ય આચરણ થઇ ગયું હોય ત્યારે શસ્ત્રવડે પોતાના કે બીજાના અંગનું છેદન કરવું નહીં તેમજ ક્રોધે કરીને પણ તેમ કરવું નહીં ૧૬. વળી ધર્મને માટે પણ અમારા સત્સંગીએ ચોરનું કર્મ ન કરવું અને ધણિયાતું કાષ્ઠ કે પુષ્પ આદિક વસ્તુ હોય તે, તેના ધણિની આજ્ઞા વિના ન લેવું ૧૭. વળી મારાં આશ્રિત એવાં સ્ત્રી તથા પુરૂષોએ વ્યભિચાર કરવો નહીં તથા જુગટું વગેરે વ્યસન તેનો ત્યાગ કરવો અને ભાંગ વગેરે માદક વસ્તુઓ ખાવી નહીં ૧૮. અને જેના હાથનું રાંધેલું અન્ન તથા જળ પોતાને ખપતું ન હોય તો તે, જગન્નાથપુરી વિના શ્રીકૃષ્ણ ભગવાનની પ્રસાદી અને ચરણામૃતના માહાત્મ્યથી પણ ન લેવું ૧૯. વળી પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે પણ કોઇના ઉપર મિથ્યા અપવાદ મુકવો નહીં અને કોઇને ગાળ તો કયારેય દેવી નહીં ૨૦. અને દેવતા, તીર્થ, બ્રાહ્મણ, પતિવ્રતા, સાધુ તથા વેદ એટલાંની નિંદા કયારેય કરવી નહીં તથા સાંભળવી નહી ૨૧. અને જે દેવતા માટે સુરા તથા માંસનું નૈવેદ્ય થતું હોય અને જેની આગળ બકરા વગેરે જીવોની હિંસા થતી હોય તે દેવતાનું નૈવેદ્ય ખાવું નહીં ૨૨. અને માર્ગે ચાલતાં શિવાલય આદિ દેવમંદિર આવે તેને જોઇને નમસ્કાર કરવા તથા આદરથી તે દેવનું દર્શન કરવું ૨૩. અને પોતાના વર્ણ અને આશ્રમનો જે ધર્મ હોય તે કોઇએ ત્યાગ ન કરવો તથા પરધર્મનું આચરણ ન કરવું તેમજ પાખંડ ધર્મનું આચરણ ન કરવું. ૨૪. જેનાં વચનો સાંભળ્યાથી શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ તથા ધર્મથી પડી જવાય તેના મુખથી કથાવાર્તા સાંભળવી નહીં. ૨૫. જે સત્ય વચન બોલ્યાથી પોતાનો તથા પારકો દ્રોહ થાય એવું સત્ય વચન કયારેય બોલવું નહીં તથા કૃતઘ્નીના સંગનો ત્યાગ કરવો અને કયારેય લાંચ લેવી નહી. ૨૬. તથા ચોર, પાપી તથા વ્યસની, પાખંડી તથા કામી તથા કીમીયા વગેરેથી મનુષ્યોના ઠગનારનો સંગ ન કરવો. ૨૭. તેમજ જે મનુષ્ય ભક્તિનું તથા જ્ઞાનનું આલંબન કરીને સ્ત્રી, દ્રવ્ય તથા રસાસ્વાદને વિષે અતિશય લપટાઇ પાપમાં પ્રવર્તેલા હોય તેમનો સમાગમે ન કરવો. ૨૮ જે શાસ્ત્રોમાં શ્રીકૃષ્ણ તથા તેમના અવતારોનું યુક્તિપૂર્વક ખંડન કરેલું હોય તેવાં શાસ્ત્રોને કદિ માનવાં નહીં. ૨૯. અને ગાળ્યા વિનાનું જે જળ તથા દૂધ તે પીવું નહીં અને જે જળમાં ઘણા ઝીણા જીવ હોય તે જળવડે સ્નાન વગેરે ક્રિયા ન કરવી ૩૦. જે ઔષધ દારૂ તથા માંસ તેણે યુક્ત હોય તેવું ઔષધ કયારેય ખાવું નહીં અને જે

વૈદ્યના આચરણને જાણતા ન હોઇએ તે વૈદ્યે આપેલું ઔષધ ક્યારેય ન ખાવું ૩૧. આ લોક અને શાસ્ત્રમાં જે જે સ્થાનોમાં મળમૂત્ર કરવાની મનાઇ કરી હોય એવાં–જીર્ણ દેવાલય, નદી તલાવના આરા તથા માર્ગ તથા વાવેલું ખેતર, વૃક્ષની છાયા તથા ફુલવાડી, બગીચા એ વગેરે સ્થાનોમાં ક્યારેય મળમૂત્ર કરવાં નહીં તથા થૂકવું નહીં ૩૨. અને ચોર માર્ગે કરીને નિસરવું નહીં તથા પેસવું નહીં અને જે સ્થાન ધણિયાતું હોય તેમાં તેના ધણીને પુછ્યા વિના ઉતારો કરવો નહીં ૩૩. અમારા સત્સંગી જે પુરૂષ માત્ર તેમણે બાઇઓના મુખથી કદિય જ્ઞાનવાર્તા સાંભળવી નહીં તથા સ્ત્રીઓ સાથે વાદવિવાદ કરવો નહીં તેમજ રાજા કે રાજાના માણસ સાથે પણ વિવાદ ન કરવો ૩૪. અને ગુરૂનું અપમાન ન કરવું તેમજ જે અતિશે શ્રેષ્ઠ મનુષ્ય હોય તથા લોકોમાં પ્રતિષ્ઠિત હોય તથા વિદ્વાન હોય તથા શસ્ત્રધારી હોય તે સર્વેનું અપમાન ન કરવું ૩૫. અને કોઇપણ કામ સહસા એટલે વિચાર્યા વિના ન કરવું અને ધર્મ સંબંધી કાર્ય તત્કાળ કરવું અને પોતે જે વિદ્યા ભણ્યા હોય તે બીજાને ભણાવવી તથા નિત્ય સાધુનો સમાગમ કરવો ૩૬. અને ગુરૂ, દેવ, અને રાજા ત્રણનાં દર્શનને અર્થે જવું ત્યારે ઠાલે હાથે ન જવું તથા કોઇનો વિશ્વાસઘાત કરવો નહીં તથા પોતાના મુખેથી પોતાનાં વખાણ કરવાં નહીં ૩૭. અને જે વસ્ત્ર પહેરવાથી પોતાનું શરીર દેખાય તેવું ભુંડું વસ્ત્ર મારા આશ્રિતોએ પહેરવું નહીં ૩૮. અને શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ ધર્મરહિત કરવી નહીં અને અજ્ઞાની મનુષ્યના ભયથી શ્રીકૃષ્ણની સેવાનો ત્યાગ ન કરવો ૩૯. તથા ઉત્સવના દિવસે તેમજ હરહમેશ શ્રીકૃષ્ણના મંદિરમાં આવેલા જે સત્સંગી પુરૂષો તેમણે મંદિરમાં સ્ત્રીઓનો સ્પર્શ ન કરવો તથા સ્ત્રીઓએ પુરૂષોનો સ્પર્શ ન કરવો અને મંદિરમાંથી નિકળ્યા પછી પોતપોતાની રીતે વર્તવું ૪૦. અને ગુરૂથી શ્રીકૃષ્ણની દીક્ષા પામ્યા એવા જે બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય એવા અમારા સત્સંગીઓએ કંઠમાં તુલસીની બેવડી માળા ધારવી અને લલાટ, હૃદય અને બે હાથે એ ચાર ઠેકાણે ઉર્ધ્વપુંડ્ર તિલક કરવું ૪૧. અને તે તિલક ગોપીચંદન વડે કરવું અથવા ભગવાનની પૂજા કરતાં બાકી વધેલું તેમજ કેસર અને કુંકુમથી યુક્ત એવું જે પ્રસાદીનું ચંદન તે વડે કરવું ૪૨. તે તિલકના મધ્યમાં ગોપીચંદન વડે ચાંલ્લો કરવો અથવા રાધિકાજી અને લક્ષ્મીજીની પ્રસાદીના કુંકુમ વડે કરીને કરવો ૪૩. વળી પોતાના ધર્મમાં રહ્યા અને શ્રીકૃષ્ણના

ભક્ત એવા સચ્છૂદ્ર તેમણે તુલસીની માળા અને ઉર્ધ્વપુંડ્ર તિલક તે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યની પેઠે ધારણ કરવાં ૪૪. અને સચ્છૂદ્રથી જે ઉતરતા હોય તેમણે ચંદનાદિક કાષ્ઠની બેવડી માળા ભગવાનની પ્રસાદી કરાવીને કંઠમાં ધારણ કરવી અને લલાટમાં કેવળ ચાંલ્લો કરવો પણ તિલક ન કરવું. ૪૫. વળી બ્રાહ્મણોએ ત્રિપુંડ્ર એટલે કે આડું તિલક તે કરવું અને રૂદ્રાક્ષની માળા ધારવી. એ બેવાનાં પોતાની કુલ પરંપરાએથી ચાલ્યાં આવતાં હોય અને તેઓ અમારા આશ્રિત થયા હોય તોપણ તેમણે તે ત્રિપુંડ્ર અને રૂદ્રાક્ષનો કયારેય ત્યાગ ન કરવો ૪૬. અને નારાયણ તથા શિવજીનું એકાત્મ્ય જાણવું કેમકે વેદમાં એ બન્નેનું બ્રહ્મરૂપે પ્રતિપાદન કર્યું છે ૪૭. વળી અમારા આશ્રિતોએ શાસ્ત્રમાં કહેલો આપદ્ધર્મ તે નાના આપત્કાળમાં મુખ્ય પણે કરીને ગ્રહણ કરવો નહીં ૪૮. વળી અમારા સત્સંગી તેમણે નિત્યે સૂર્યના ઉગ્યાથી પ્રથમ જાગવું અને શ્રી કૃષ્ણ ભગવાનનુ સ્મરણ કરી પછી શૌચવિધિ કરવા જવું ૪૯. તે પછી એક સ્થાનમાં બેસી દાતણ કરવું અને પવિત્ર જળ વડે સ્નાન કરી એક ધોયેલું વસ્ત્ર પહેરવું અને એક ઓઢવું ૫૦. પછી પવિત્ર પૃથ્વીને વિષે પાથરેલું, શુદ્ધ, બીજા આસનને અડક્યું ન હોય તથા જેના ઉપર સારી રીતે બેસાય એવા આસન ઉપર પૂર્વ અથવા ઉત્તર મુખે બેસીને આચમન કરવું ૫૧. પછી સત્સંગી માત્રે ચાંદલે સહિત ઉર્ધ્વપુંડ્ર તિલક કરવું અને સધવા સ્ત્રીઓ તેમણે પોતાના ભાલમાં કંકુનો ચાંલ્લો કરવો ૫૨. અને વિધવા સ્ત્રીઓએ પોતાના ભાલમાં તિલક ન કરવું ને ચાંલ્લો પણ ન કરવો અને પછી અમારા સત્સંગીઓએ ચંદન પુષ્પાદિક ઉપચારે કરી શ્રી કૃષ્ણ ભગવાનની માનસી પૂજા કરવી ૫૩. પછી શ્રી રાધાકૃષ્ણ દેવની ચિત્રની પ્રતિમાનું આદરથી દર્શન કરીને નમસ્કાર કરી પોતાના સામર્થ્ય પ્રમાણે શ્રી કૃષ્ણનો અષ્ટાક્ષર મંત્ર તેનો જપ કરવો અને પછી પોતાનું વ્યાવહારિક કામ કરવું ૫૪. અમારા સત્સંગીમાં અંબરિષ રાજાની પેઠે જે આત્મનિવેદી એવા ઉત્તમ ભક્તો હોય તેમણે પણ પ્રથમ કહ્યું તે રીતે અનુક્રમે કરીને માનસી પૂજા પર્યંતની સર્વે ક્રિયા કરવી ૫૫. અને ને આત્મનિવેદી ભક્ત તેમણે પાષાણની અથવા ધાતુની જે શ્રી કૃષ્ણ ભગવાનની પ્રતિમા તથા શાલિગ્રામ તેની જે પૂજા તે દેશકાલને અનુસરીને પોતાના સામર્થ્ય પ્રમાણે મળેલાં ચંદન, પુષ્પ ફળાદિક વસ્તુએ કરીને કરવી અને શ્રી કૃષ્ણ ભગવાનના અષ્ટાક્ષર મંત્રનો જપ કરવો ૫૬. પછી શ્રી કૃષ્ણ ભગવાનનાં સ્તોત્ર તથા ગ્રંથ તેનો પાઠ

પોતાની શક્તિ પ્રમાણે કરવો અને જેઓ સંસ્કૃત ભણ્યા ન હોય તેમણે શ્રીકૃષ્ણ ભગવાનનું નામ તથા કીર્તન કરવું ૫૭. પછી શ્રી કૃષ્ણ ભગવાનને નૈવેદ્ય ધરી તેમની પ્રસાદીનું અન્ન જમવું અને આત્મનિવેદી ભક્તોએ સર્વદા શ્રી કૃષ્ણ ભગવાનની સેવા પરાયણ થવું ૫૮. અને માયાના ત્રણ ગુણથી રહિત એટલે નિર્ગુણ એવા જે શ્રી કૃષ્ણ ભગવાન્ તેના સંબંધથી તે આત્મનિવેદી ભક્તની સર્વે ક્રિયાઓ નિર્ગુણ થાય છે તેથી આત્મનિવેદી ભક્તો પણ નિર્ગુણ કહેવાય છે ૫૯. તે આત્મનિવેદી ભક્તોએ શ્રી કૃષ્ણ ભગવાનને અર્પણ કર્યા વિનાનું જળ પણ ક્યારે ન પીવું અને પત્ર, કંદ, ફળ ઇત્યાદિ વસ્તુઓ પણ શ્રી કૃષ્ણ ભગવાનને અર્પણ કર્યા વિનાનું ન ખાવું ૬૦. વળી અમારા સત્સંગીઓએ વૃદ્ધપણા થકી અથવા કોઇ અલ્પ કાળે અસમર્થ થવાય ત્યારે પોતાનું સેવવાનું જે શ્રી કૃષ્ણનું સ્વરૂપ તે બીજા ભક્તોને આપીને પોતે પોતાની શક્તિ મુજબ વર્તવું ૬૧. અને શ્રી કૃષ્ણનું સ્વરૂપ પોતાના આચાર્યે સેવવા માટે આપ્યું હોય અથવા તો પોતાના આચાર્યે જે સ્વરૂપની પ્રતિષ્ઠા કરી હોય તે જ સ્વરૂપને સેવવું. તે વિના બીજું શ્રી કૃષ્ણનું સ્વરૂપ નમસ્કાર કરવા યોગ્ય છે ૬૨. અમારા સત્સંગીઓએ નિત્ય સંધ્યાકાળે મંદિરમાં જવું અને તે મંદિરને વિષે શ્રી રાધિકાજીના પતિ એવા જે શ્રી કૃષ્ણ ભગવાન્ તેના નામનું ઉચ્ચ સ્વરે કીર્તન કરવું, ૬૩. અને તે શ્રી કૃષ્ણ ભગવાનની કથા વાર્તા પરમ આદરથી સાંભળવી અને ઉત્સવને દિવસે વાજીંત્ર સહિત શ્રી કૃષ્ણનાં કીર્તન કરવાં ૬૪. અમારા આશ્રિત જે સર્વે સત્સંગી તેમણે જે પ્રકારે પૂર્વે કહ્યું એ પ્રકારે કરવું તથા સંસ્કૃત અને પ્રાકૃત સદ્ગ્રંથોનો અભ્યાસ પણ પોતાની બુદ્ધિને અનુસરીને કરવો ૬૫. અને જે મનુષ્ય જેવા ગુણે કરીને યુક્ત હોય તે મનુષ્યને તેવા કાર્યને વિષે વિચારીને જ પ્રેરવો પણ જે કાર્યમાં જે યોગ્ય ન હોય તેમાં તેને ક્યારેય પ્રેરવો નહીં ૬૬. અને પોતાના જે સેવક હોય તે સર્વેની પોતાના સામર્થ્ય મુજબ અન્ન વસ્ત્રાદિકે કરીને યથાયોગ્ય સંભાવના નિરંતર રાખવી ૬૭. વળી જે પુરૂષ જેવા ગુણવાળો હોય તે પુરૂષને તેવા વચને કરીને દેશકાળાનુસારે યથાયોગ્ય બોલાવવો પણ બીજી રીતે ન બોલાવવો ૬૮. અને વિનયવાળા એવા અમારા આશ્રિતોએ ગુરૂ, રાજા, અતિ વૃદ્ધ, ત્યાગી, વિદ્વાન્ અને તપસ્વી એ ૭ જણા આવે ત્યારે સન્મુખ જઇને તેમનું આદર કરવું તથા આસન આપવું વગેરે તેમનું સન્માન કરવું ૬૯. વળી ગુરૂ, દેવ તથા રાજાની

આગળ તેમજ સભામાં પગ ઉપર પગ ચડાવીને ન બેસવું તથા વસ્ત્ર વડે ઢીંચણુ બાંધીને ન બેસવું ૭૦. અમારા બધા સત્સંગીઓએ પોતાના આચાર્યની સાથે કદિ વિવાદ કરવો નહીં તથા તેમની અન્ન, ધન, વસ્ત્ર વગેરેથી પોતાની શક્તિ મુજબ પૂજા કરવી ૭૧. અમારા આશ્રિતોએ પોતાના આચાર્યને આવતા સાંભળીને આદરથી તત્કાળ તેમની સન્મુખ જવું અને જ્યારે તે પાછા પોતાને ગામ પધારે ત્યારે ગામની ભાગોળ સુધી વળાવવા જવું ૭૨. જે કર્મમાં ઘણું ફળ રહેલું હોય પણ જો તે ધર્મથી રહિત હોય તો તેનું આચરણુ ન કરવું, કેમકે ધર્મ જ સર્વે પુરૂષાર્થને આપનારો છે ૭૩. પૂર્વે થઇ ગયેલા મોટા પુરૂષોએ જે કોઇ અધર્માચરણુ કર્યું હોય તેનું કયારેય ગ્રહણુ કરવું નહીં પણુ જે ધર્માચરણુ કર્યું હોય તેનું જ ગ્રહણુ કરવું ૭૪. કોઇની ય ગુપ્ત વાર્તા કોઇ ઠેકાણે પ્રકાશ કરવી નહીં તેમ જ જેનું જે રીતે સન્માન કરવું ઘટે તેમ કરવું પણુ મર્યાદાનું ઉલ્લંઘન કરવું નહીં ૭૫. વળી અમારા સત્સંગીઓએ ચાતુર્માસમાં એક વિશેષ નિયમ ધારણુ કરવો અને તેમ ન બને તો એક શ્રાવણ માસમાં પણુ એવો વિશેષ નિયમ પાળવો ૭૬. તે વિશેષ આવા પ્રકારનોઃ—ભગવાનની કથાનું શ્રવણુ કરવું, તેવી કથા વાંચવી તથા ભગવાનના ગુણનું કીર્તન કરવું તથા પંચામૃત સ્નાને કરીને ભગવાનની પૂજા કરવી તથા તેમના નામના મંત્રનો જપ કરવો તથા સ્તોત્રનો પાઠ કરવો અને ભગવાનની પ્રદક્ષિણાઓ કરવી ૭૭. તથા ભગવાનને સાષ્ટાંગ નમસ્કાર કરવા; એ આઠ પ્રકારના નિયમો અમે ઉત્તમ માનેલા છે માટે ચોમાસામાં એમાંથી એક નિયમ વિશેષ કરીને ધારણ કરવો ૭૮. એ સર્વે એકાદશીનું વ્રત પણુ તમારે આદરથી કરવું તેમજ જન્માષ્ટમી અને શિવરાત્રીનાં વ્રત તથા ઉત્સવ પણુ આદરથી કરવાં ૭૯. જે દિવસે વ્રતનો ઉપવાસ હોય તે દિવસે અતિશય પ્રયત્ન કરીને દિવસની નિદ્રાનો ત્યાગ કરવો, કેમકે દિવસની નિદ્રા તેમજ મૈથુનથી મનુષ્યના ઉપવાસનો નાશ થાય છે ૮૦. વળી સર્વે વૈષ્ણવોના રાજા અને શ્રી વલ્લભાચાર્યના પુત્ર વીઠ્ઠલનાથજીએ જે જે વ્રત તથા ઉત્સવનો નિર્ણય કરેલો છે તેને અનુસરીને સર્વ વ્રત તથા ઉત્સવ કરવાં અને તેમણે કહેલી શ્રીકૃષ્ણુની સેવા રીતિ જ ગ્રહણ કરવી ૮૧–૮૨. અમારા આશ્રિત તેમણે દ્વારિકા આદિક જે તીર્થ તેમની યાત્રા પોતાની શક્તિ મુજબ યથાવિધિ કરવી અને પોતાના સામર્થ્ય પ્રમાણે દીન જનો ઉપર દયા રાખવી ૮૩. અમારા આશ્રિતોએ વિષ્ણુ, શિવ, ગણુપતિ, પાર્વતી અને સૂર્ય એ પાંચ દેવોને

પૂજ્યપણે માનવા ૮૪. જ્યારે ભૂત વગેરેનો ઉપદ્રવ થાય ત્યારે નારાયણ કવચનો જપ કરવો અગર હનુમાન મંત્રનો જપ કરવો પણ એ વિના બીજા કોઇ ક્ષુદ્ર દેવના સ્તોત્રનો જપ કરવો નહીં ૮૫. સૂર્ય તથા ચંદ્રનું ગ્રહણ થાય ત્યારે અમારા સત્સંગીઓએ બીજી સઘળી ક્રિયાઓનો ત્યાગ કરી પવિત્ર થઇને શ્રી કૃષ્ણના મંત્રનો જપ કરવો ૮૬. અને તે ગ્રહણ મુકાઇ રહ્યા પછી વસ્ત્ર સહિત સ્નાન કરીને અમારા સત્સંગીઓએ પોતાના સામર્થ્ય મુજબ દાન કરવું અને ત્યાગી હોય તેમણે ભગવાનની પૂજા કરવી ૮૭. અમારા સત્સંગીઓએ જન્મનું સૂતક તથા મરણનું સૂતક તે પોતપોતાના સંબંધને અનુસરીને યથાશાસ્ત્ર પાળવું ૮૮. જે બ્રાહ્મણ હોય તેમણે શમ, દમ, ક્ષમા અને સંતોષ આદિક ગુણોથી યુક્ત થવું અને જે ક્ષત્રિય હોય તેમણે શૂરવીરપણું અને ધીરજ આદિક ગુણોથી યુક્ત થવું ૮૯. જે વૈશ્ય હોય તેમણે ખેતિ તથા વ્યાપાર તથા વ્યાજવટો વગેરે કરીને જીવન ગાળવું અને શૂદ્ર હોય તેમણે બ્રાહ્મણ વગેરે ત્રણે વર્ણોની સેવા કરવા રૂપ વૃત્તિથી વર્તવું ૯૦. વળી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે ગર્ભાધાનાદિક સંસ્કાર તથા આન્હિક તથા શ્રદ્ધા એ ત્રણે પોતાનાં ગૃહસુત્રોને અનુસરી અવસર પ્રમાણે પોતાની ધન સંપત્તિ મુજબ કરવાં ૯૧. અને કયારેક જાણે કે અજાણે નાનું મોટું પાપ થઇ જાય તો પોતાની શક્તિ મુજબ તે પાપનું પ્રાયશ્ચિત્ત કરવું. ૯૨. ચાર વેદ, વ્યાસસૂત્ર તથા શ્રીમદ્ ભાગવત્ પુરાણ તથા મહાભારતમાંનું વિષ્ણુ સહસ્ત્ર નામ તથા શ્રીમદ્ ભગવદ્ ગીતા, વિદુર નીતિ અને સ્કંદ પુરાણગંનો વિષ્ણુ ખંડ તેમાંનું વાસુદેવ માહાત્મ્ય તથા ધર્મશાસ્ત્રમાં રહી એવી જ યાજ્ઞવલ્કય ઋષિની સ્મૃતિ એ આઠ સચ્છાસ્ત્રો અમને ઇષ્ટ છે ૯૩-૯૪. વળી પોતાના હિતને ઇચ્છતા એવા અમારા સર્વે શિષ્યો તેમણે એ આઠ સચ્છાસ્ત્ર ૯૫. સાંભળવાં અને અમારા આશ્રિત જે દ્વિજ તેમણે એ સચ્છાસ્ત્ર ભણુવાં તથા ભણાવવાં અને તેની કથા કરવી. ૯૬ તે આઠ સચ્છાસ્ત્રમાંથી આચાર, વ્યહવાર અને પાયશ્ચિત્ત તે ત્રણનો નિર્ણય કરવો તેમાં તો મિતાક્ષરા ટિકા વાળી યાજ્ઞવલ્કય સ્મૃતિ તેનું ગ્રહણ કરવું ૯૭. વળી એ આઠ સચ્છાસ્ત્રમાં જે શ્રીમદ્ ભાગવત્ પુરાણ તેના દશમ અને પંચમ નામે બે સ્કંધોને શ્રી શ્રી કૃષ્ણનું માહાત્મ જાણુવાને અર્થે સૌથી અધિક જાણવા ૯૮. તે દશમ સ્કંધ, પંચમ સ્કંધ અને યાજ્ઞવલ્કયની સ્મૃતિ એ ત્રણ તે અનુક્રમે કરીને અમારૂં ભક્તિશાસ્ત્ર, યોગશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર છે ૯૯. શ્રી રામાનુજાચાર્યે

કર્યું એવું જે વ્યાસસૂત્રનું શ્રી ભાષ્ય તથા શ્રીમદ્ ભગવદ્ ગીતાનું ભાષ્ય તે બે અમારાં આધ્યાત્મિક શાસ્ત્રો છે એમ જાણો ૧૦૦. એ સર્વે સચ્છાસ્ત્રોમાંનાં જે વચનો શ્રી કૃષ્ણ ભગવાનનાં સ્વરૂપ, ધર્મ તથા ભક્તિ અને વૈરાગ્યના અતિ ઉત્કર્ષપણાને કહેતાં હોય તે વચન બીજાના કરતાં પ્રધાનપણે માનવાં અને શ્રીકૃષ્ણ ભગવાનૂની ભક્તિ ધર્મસહિત જ કરવી એવું સર્વ શાસ્ત્રોનું રહસ્ય છે ૧૦૨. શ્રુતિ અને સ્મૃતિએ પ્રતિપાદન કરેલો જે સદાચાર તે ધર્મ જાણવો અને શ્રી કૃષ્ણ ભગવાનમાં માહાત્મ્યજ્ઞાન સહિત સ્નેહ તે ભક્તિ જાણવી ૧૦૩. શ્રીકૃષ્ણ વિના અન્ય પદાર્થમાં પ્રીતિ નહિ તે વૈરાગ્ય જાણવો અને જીવ, માયા તથા ઇશ્વર તેમનાં સ્વરૂપને રૂડી રીતે જાણવું તેને જ્ઞાન કહેવાય ૧૦૪. અને જે જીવ છે તે હૃદયમાં રહેલો છે, અણુ જેવો સૂક્ષ્મ છે ને ચેતન રૂપ છે ને જાણનારો છે અને પોતાની જ્ઞાન શક્તિએ કરીને નખથી શિખાપર્યંત વ્યાપીને રહ્યો છે તથા અછેદ્ય, અભેદ્ય વગેરે લક્ષણે યુક્ત છે ૧૦૫. જે માયા છે તે ત્રિગુણાત્મિકા, અંધકારરૂપ અને શ્રીકૃષ્ણ ભગવાનની શક્તિ છે અને આ જીવને દેહ તથા દેહનાં સંબંધી તે વિષે અહંમમત્વની કરાવનારી છે ૧૦૬. વળી હૃદયમાં જેમ જીવ રહ્યો છે તેમ જીવને વિષે અંતર્યામિપણે કરીને રહેલા, સ્વતંત્ર અને સર્વે કર્મોના ફળને આપનારા એવા ઇશ્વરને જાણવા ૧૦૭. તે ઇશ્વર તે શ્રી કૃષ્ણ, પરબ્રહ્મ ભગવાન્ પુરૂષોત્તમને જાણવા અને તેજ ઉપાસના કરવા યોગ્ય અમારા ઇષ્ટદેવ છે અને સર્વે અવતારના કારણ રૂપ છે ૧૦૮. તે શ્રી કૃષ્ણ જ્યારે રાધાએ યુક્ત હોય ત્યારે રાધાકૃષ્ણ એવે નામે જાણવા, રૂક્મિણીરૂપ લક્ષ્મીજી સાથે હોય ત્યારે તેમને લક્ષ્મીનારાયણ એવે નામે જાણવા ૧૦૯. જ્યારે અર્જુને યુક્ત હોય ત્યારે તેમને નરનારાયણ એવા નામે જાણવા અને જ્યારે બળભદ્રાદિકના યોગે કરીને હોય ત્યારે તેવે નામે જાણવા ૧૧૦. તે રાધા આદિક ભક્તો ક્યારેક ભગવાનના પડખામાં હોય છે અને ક્યારેક અતિ સ્નેહે કરીને શ્રી કૃષ્ણ ભગવાનના અંગમાં રહે છે ત્યારે શ્રી કૃષ્ણ ભગવાન એકલાજ હોય એમ જાણવું ૧૧૧. એ શ્રીકૃષ્ણ ભગવાનના સ્વરૂપોમાં કોઇ પ્રકારે ભેદ ન જાણવો; ચતુર્ભુજપણું, અષ્ટભુજપણું, સહસ્રભુજપણું વગેરે ભેદો તો શ્રીકૃષ્ણની ઇચ્છાએ કરી જણાય છે ૧૧૨. એ શ્રી કૃષ્ણ ભગવાનની ભક્તિ પૃથ્વીમાં સર્વ મનુષ્યોએ કરવી અને તે ભક્તિથકી બીજું કલ્યાણકારી સાધન કાંઇ નથી એમ જાણવું ૧૧૩. વિદ્યા વગેરે ગુણવાળા પુરૂષોના ગુણવાન્પણાનું એ જ પરમફળ છે એમ જાણવું જે શ્રીકૃષ્ણ

ભગવાનમાં ભક્તિ કરવી ને સત્સંગ કરવો. અને ભક્તિ તથા સત્સંગ વિના તો વિદ્વાન પણ અધોગતિને પામે છે ૧૧૪. અને શ્રીકૃષ્ણ ભગવાન તથા તેમના અવતાર ધ્યાન કરવા યોગ્ય છે પણ મનુષ્ય તથા જીવ તે શ્રીકૃષ્ણ ભગવાનના ભક્ત હોય અને બ્રહ્મવેત્તા હોય તો પણ તે ધ્યાન કરવા યોગ્ય નથી ૧૧૫. અને સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે દેહથી વિલક્ષણ એવો જે પોતાનો જીવાત્મા તેમાં બ્રહ્મરૂપની ભાવના કરી પછી બ્રહ્મરૂપ તે શ્રી કૃષ્ણ ભગવાનની ભક્તિ સર્વે કાળમાં કરવી ૧૧૬. અને શ્રીમદ્ ભાગવત્ પુરાણનો જે દશમસ્કંધ તે નિત્ય આદરથી સાંભળવો અથવા વર્ષો વર્ષ એકવાર સાંભળવો અને પંડિત હોય તેમણે નિત્ય વાંચવો અગર વર્ષે એકવાર વાંચવો ૧૧૭. જે દશમ સ્કંધ તેનું પુરશ્ચરણ તે પુણ્ય સ્થાનકમાં પોતાના સામર્થ્ય મુજબ કરવું કરાવવું તથા વિષ્ણુ સહસ્ર આદિક સચ્છાસ્ત્રનું પુરશ્ચરણ તે પુણ્ય સ્થાનકમાં પોતાના સામર્થ્ય મુજબ કરવું કરાવવું તે પુરશ્ચરણ મનોવાંછિત ફળને આપનારૂં છે ૧૧૮. અને કષ્ટવાળી એવી કોઇ દૈવી અગર માનુષી અથવા રોગો સબંધી આપદા આવી પડે તો તેમાં પોતાની તથા બીજાની રક્ષા થાય તેમ વર્તવું પરંતુ બીજી રીતે વર્તવું નહીં ૧૧૭. અને આચાર, વ્યવહાર તથા પ્રાયશ્ચિત્ત એ ત્રણે વાનાં દેશ, કાળ, અવસ્થા, દ્રવ્ય, જાતિ અને સામર્થ્ય એટલાં વાનાંને અનુસરીને જાણવાં ૧૨૦. અમારો મત જે તે વિશિષ્ટાદ્વૈત જાણવો અને અમારૂં પ્રિય ધામ તે ગોલોક જાણવું; તે ધામમાં રહીને શ્રીકૃષ્ણ ભગવાનની સેવા કરવી તેને અમે મુક્તિ માની છે ૧૨૧. વળી આ જે પૂર્વે ધર્મ કહ્યા તે અમારા આશ્રિત જે ત્યાગી, ગૃહસ્થ, બાઇ ભાઇ સર્વે સત્સંગી તેમના સામાન્ય ધર્મ કહ્યા છે એટલે કે બધાયને સરખા પાળવાના છે અને હવે સૌના વિશેષ ધર્મો પૃથક પૃથક કહીએ છીએ ૧૨૨. હવે અમારા મોટા અને નાના ભાઇના પુત્રો અયોધ્યાપ્રસાદજી અને રઘુવીરજી તેમણે પોતાના નજી-કના સંબંધ વિનાની બીજી સ્ત્રીઓને મંત્રનો ઉપદેશ કયારેય ન કરવો ૧૨૩. અને તેમણે સ્ત્રીઓને કયારેય અડવું નહિં તથા તેમની સાથે બોલવું નહીં તથા કોઇના તરફ ક્રૂરતા કરવી નહીં તથા કોઇની થાપણ રાખવી નહીં ૧૨૪. તથા વ્યવહાર કાર્યમાં કોઇનું જમાનગરૂ કરવું નહી: કોઈ આપ-ત્કાળ આવી પડે તો ભિક્ષા માંગીને નિર્વાહ કરીને તે આપત્કાળને ઉલ્લં-ઘવો પણ કોઇનું કરજ તો કયારેય કરવું નહીં ૧૨૫. પોતાના શિષ્યોએ ધર્મ નિમિત્ત આપેલું અન્ન વેચવું નહીં તથા તે અન્ન જુનું થાય તો તે

કોઇકને આપીને નવું લેવું જેથી વેચ્યું કહી શકાય નહીં ૧૨૬. અને ભાદરવા સુદી ચોથને દિવસે ગણપતિની પૂજા કરવી તથા આસો વદી ચૌદશને દિવસે હનુમાનની પૂજા કરવી ૧૨૭. અમારા આશ્રિત જે સર્વે સત્સંગીઓ તેમના ધર્મના રક્ષણને માટે તેમના ગુરૂપણામાં સ્થાપન કર્યા એવા જે અયોધ્યાપ્રસાદજી તથા રઘુવીરજી મહારાજ તેમણે મુમુક્ષુઓને જ દીક્ષા આપવી ૧૨૮. પોતાના આશ્રિત સત્સંગીઓને તેમના અધિકાર પ્રમાણે પોતપોતાના ધર્મમાં રાખવા અને સાધુઓને આદરથી માનવા તથા સચ્છાસ્ત્રનો અભ્યાસ આદરથી કરવો ૧૨૯. અને મોટાં મંદિરોમાં મારા સ્થાપન કરેલા લક્ષ્મીનારાયણ આદિદેવોની વિધિપુરઃસર સેવા કરવી ૧૩૦. વળી ભગવાનના મંદિરમાં આવેલા કોઇપણ અન્નાર્થી મનુષ્યની પોતાના સામર્થ્ય મુજબ અન્નના દાને કરીને આદરથી સંભાવના કરવી ૧૩૧. અને પાઠશાળા સ્થાપી તેમાં વિદ્વાન બ્રાહ્મણને રાખીને આ પૃથ્વીમાં સદ્વિદ્યાનો પ્રચાર કરાવવો, જેથી મોટું પુણ્ય થાય છે ૧૩૨. તે અયોધ્યાપ્રસાદજી અને રઘુવીરજી એ બેની સ્ત્રીઓએ પોતપોતાના પતિની આજ્ઞાએ કરીને સ્ત્રીયોનેજ શ્રીકૃષ્ણના મંત્રનો ઉપદેશ કરવો ૧૩૩. વળી તે આચાર્યની પત્નીઓએ પોતાના સમીપ સંબંધ વિનાના પુરૂષોનો સ્પર્શ તો કયારેય કરવો નહીં અને તેમની સામે બોલવું પણ નહી અને તેમ જ પોતાનું મુખ પણ ન દેખાડવું ૧૩૪. હવે જે ગૃહસ્થાશ્રમીઓ અમારા આશ્રિત હોય તેમણે પોતાના નિકટ સંબંધ વિનાની વિધવા સ્ત્રીઓનો કદિ સ્પર્શ કરવો નહી ૧૩૫. વળી તે ગૃહસ્થાશ્રમી પુરૂષોએ યુવાન એવી પોતાની મા, બ્હેન તથા દીકરી તેમની સાથે આપત્કાળ વિના એકાંત સ્થળમાં રહેવું નહીં અને પોતાની સ્ત્રીનું કોઇને દાન ન કરવું ૧૩૬. જે સ્ત્રીને કોઇ પણ રીતે રાજાનો પ્રસંગ હોય તેનો કોઇપણ પ્રકારે પ્રસંગ કરવો નહીં ૧૩૭. વળી ગૃહસ્થાશ્રમીઓએ પોતાના ઘેર આવેલા અતિથિનો પોતાના સામર્થ્ય પ્રમાણે અન્નાદિક વડે સત્કાર કરવો અને હોમ વગેરે દેવકર્મ તે પોતાના સામર્થ્ય પ્રમાણે યથાવિધિ ઘટે તેમ કરવું ૧૩૮. વળી અમારા આશ્રિતોએ માતા, પિતા, ગુરૂ તથા રોગી મનુષ્યની પોતાની શક્તિ મુજબ જીવતાં સુધી સેવા કરવી ૧૩૯. વળી પોતાના વર્ણ અને આશ્રમને યોગ્ય એવો જે ઉદ્યમ પોતાના સામર્થ્ય મુજબ કરવો તથા કૃષિવૃત્તિવાળા ગૃહસ્થ સત્સંગી તેમણે બળધીયાના વૃષણનો ઉચ્છેદ ન કરવો ૧૪૦. તે ગૃહસ્થોએ પોતાની શક્તિ મુજબ પોતાના ઘરમાં વરો હોય તેટલાં અન્નદ્રવ્યનો સંગ્રહ

કરવો અને જેઓના ઘરમાં પશુ હોય એવા ગૃહસ્થોએ પોતાની શક્તિ મુજબ ચારપુળાનો સંગ્રહ કરવો ૧૪૧. ગાય, બળધ, ભેંસ તથા ઘોડા આદિક પશુઓની તૃણ તથા જળ વગેરે વડે સંભાવના થાય તો જ તે પશુઓને રાખવાં; નહીં તો ન રાખવાં ૧૪૨. અને સાક્ષીએ સહિત લખત કર્યા વિના તો પોતાના પુત્ર અને મિત્રાદિક સાથે પણ પૃથ્વી તથા ધનની લેણુદેણુનો વ્યવહાર ન કરવો ૧૪૩. અગર બીજાનું વિવાહસંબંધી કાર્ય તેમાં આપવાનું ધન, તેનું સાક્ષીએ સહિત લખત કર્યા વિના કેવળ બોલીજ કરવી નહી ૧૪૪. હમેશાં પોતાની ઉપજને અનુસરીનેજ ખર્ચ કરવો; નહીં તો ભારે દુઃખ આવે છે એમ નિશ્ચે જાણે ૧૪૫. પોતાના વ્યવહારકાર્યમાં જે ઉપજ ખર્ચ હોય તે સંભારીને નિત્યે રૂડા અક્ષરે કરીને નામું લખવું ૧૪૬. તે ગૃહસ્થ સત્સંગીઓએ પોતાની વૃત્તિ તથા ઉદ્યમ વડે મેળવેલા ધનનો દશમો ભાગ કાઢીને શ્રીકૃષ્ણ ભગવાનને અર્પણ કરવો અને જે વ્યવહારે દુર્બળ હોય તેણે વિશમો ભાગ અર્પણ કરવો ૧૪૭. વળી એકાદશી વગેરે વ્રતોનું ઉદ્યાપન શાસ્ત્રને અનુસરીને કરવું કેમકે તે મનોવાંછિત ફળને આપનારૂં છે ૧૪૮. વળી શ્રાવણ માસમાં મહાદેવજીનું પૂજન બિલીપત્રાદિકે કરીને પ્રીતિવડે સર્વ પ્રકારે કરવું અગર કરાવવું ૧૪૯. પોતાના આચાર્યની પાસેથી તથા શ્રીકૃષ્ણના મંદિરથી કરજ ન કાઢવું તેમજ પોતાના વ્યવહારને અર્થે તેમના પાસેથી પાત્ર ઘરેણાં કે વસ્ત્રાદિક વસ્તુઓ માગી લાવવી નહીં ૧૫૦. અને શ્રીકૃષ્ણ ભગવાન તથા પોતાના ગુરૂ તથા સાધુ એમનાં દર્શન કરવા માટે જતાં માર્ગમાં પારકું અન્ન ખાવું નહી તથા તેમનાં સ્થાનકમાં પણ પારકું અન્ન ન ખાવું, કેમકે તેથી પોતાનું પુણ્ય હરાય છે ૧૫૧. પોતાનું કામ કરનાર જે મજુરો તેમને જેટલું ધન ધાન્ય આપ્યાનું કહ્યું હોય તે પ્રમાણે આપવું તથા પોતાનું કરજ ચુકાવી દીધું હોય તે વગેરે ગુપ્ત ન રાખવું અને દુષ્ટોની સાથે વ્યવહાર ન રાખવો ૧૫૨. વળી જે સ્થાનમાં આપણે રહેતા હોઇએ ત્યાં દુકાળ પડે કે શત્રુઓનો ઉપદ્રવ થાય કે રાજાના ઉપદ્રવે કરીને પોતાની લાજ, ધન અને પોતાના પ્રાણનો પણ નાશ થવા આવ્યો હોય અને તે આપણું મૂળ વતન હોય તોપણ ડાહ્યા એવા અમારા આશ્રિતોએ સ્થાન છોડીને પરદેશ જઇ સુખેથી રહેવું ૧૫૩–૧૫૪. વળી ધનાઢ્ય એવા ગૃહસ્થ સત્સંગીઓએ હિંસારહિત વિષ્ણુયાગ કરવા તથા તીર્થમાં દ્વાદશી આદિક પર્વોએ બ્રાહ્મણ તથા સાધુઓને જમાડવા ૧૫૫. વળી ધનાઢ્ય

ગૃહસ્થ સત્સંગીઓએ ભગવાનના મંદિરમાં મોટા ઉત્સવ કરાવવા અને સુપાત્ર બ્રાહ્મણોને નાના પ્રકારનાં દાન આપવાં ૧૫૬. વળી અમારા આશ્રિત જે સત્સંગી રાજાઓ તેમણે ધર્મશાસ્ત્રને અનુસરીને પોતાની પ્રજાનું પુત્રની પેઠે પાલન કરવું અને પૃથ્વીમાં ધર્મનું સ્થાપન કરવું ૧૫૭. તે રાજાઓએ રાજ્યનાં જે સાત અંગો તથા ચાર ઉપાયો અને છગુણ તે લક્ષણે કરીને યથાર્થ જાણવાં તેમજ ચારો મોક લ્યાનાં જે તીર્થ તથા વ્યવહાર જાણનાર સભાસદો તથા દંડવાયોગ્ય અને અને દંડવા યોગ્ય નહીં એવા માણસોને સર્વે લક્ષણે કરીને યથાર્થપણે જાણવા ૧૫૮. જે સધવા સ્ત્રીઓ અમારી આશ્રિત હોય તેમણે પોતાનો પતિ અંધ હોય, રોગી હોય, દરિદ્રી હોય કે નપુંસક હોય તોપણ તેને ઈશ્વરની પેઠે સેવવો અને પતિપ્રત્યે કટુક વચન બોલવું નહીં ૧૫૯. તે સધવા સ્ત્રીઓએ રૂપ તથા યૌવનથી યુકત તેમજ ગુણવાન એવો જે અન્ય પુરૂષ તેનો પ્રસંગ સહજ સ્વભાવે પણ કરવો નહી ૧૬૦. તથા પતિવ્રતા સધવા સ્ત્રીઓએ પોતાની નાભિ, સાથળ અને છાતી તેને બીજો પુરૂષ દેખે એમ વર્તવું નહીં અને ઓઢવાના વસ્ત્ર વિના ઉઘાડે શરીરે રહેવું નહીં તથા ભાંડ ભવાઇ જોવા જવું નહીં તેમજ નિર્લજ, સ્વૈરિણી, કામિની તથા પુંશ્ચલી સ્ત્રીઓનો સંગ કરવો નહીં ૧૬૧. તે સધવા સ્ત્રીઓએ પોતાનો પતિ પરદેશ ગયે સતે આભૂષણ ધારણ કરવાં નહીં તથા રૂડાં વસ્ત્રો પહેરવાં નહીં તથા પારકે ઘેર બેસવા જવું નહીં તથા હાસ્યવિનોદાદિનો ત્યાગ કરવો ૧૬૨. જે વિધવા હોય તેવી સ્ત્રીઓએ પોતાના પતિની ઇશ્વર બુદ્ધિથી સેવા કરવી અને પોતાના પિતા તથા પુત્રોની આજ્ઞામાં રહેવું પણ સ્વતંત્રપણેથી ન વર્તવું ૧૬૩. તે વિધવા સ્ત્રીઓએ પોતાના નજીકના સંબંધ વિનાના પુરૂષોનો કયારેય સ્પર્શ કરવો નહીં અને પાતાની યુવાવસ્થા હોય ત્યારે આવસ્યક કાર્ય વિના નજીકના સંબંધી વિનાના યુવાન્ પુરૂષ સાથે કયારેય બોલવું નહીં ૧૬૪. ધાવણા બાળકના સ્પર્શમાં તો પશુને અડવામાં બાધ નથી તેમ બાધ નથી અને અવશ્યનું કામ હોય તો વૃદ્ધ પુરૂષને અડી જવામાં કે તેની સાથે વાત કરવામાં દોષ નથી ૧૬૫. તે વિધવાઓએ પોતાના સમીપ સંબંધ વિનાના પુરૂષની પાસે વિદ્યા પણ ન ભણવી અને વ્રતોપવાસે કરીને પોતાના દેહનું વારંવાર દમન કરવું ૧૬૬. તે વિધવા સ્ત્રીઓએ પોતાના ઘરમાં જીવંત પર્યન્ત દેહનિર્વાહ થાય એટલુંજ જો ધન હોય તો તે ધન ધર્મકાર્યમાં ન આપવું જો તેથી અધિક હોય તો

આપવું ૧૬૭. તે વિધવા સ્ત્રીઓએ એકજવાર આહાર કરવો તથા પૃથ્વીમાં સુવું અને મૈથુનાસક્ત એવાં પશુ પક્ષી કોઇપણ જીવને જોવાં નહી ૧૬૮. તે વિધવાએ સધવા સ્ત્રીઓ જેવો વેશ ધારણ કરવો નહી તથા સન્યાસણી તથા વેરાગણીના જેવો વેષ ન ધારવો તેમજ પોતાના દેશ, કાળ અને આચારથી વિરૂદ્ધ હોય એવો વેષ ધારવો નહીં ૧૬૯. વળી ગર્ભ પાડનારી સ્ત્રીનો સંગ કરવો નહી તેમ તેનો સ્પર્શ કરવો નહીં અને પુરૂષના શૃંગારરસ સંબંધી વાર્તા કયારેય કરવી નહીં તથા સાંભળવી નહીં ૧૭૦. વળી જવાન્ એવી વિધવા સ્ત્રીઓ તેમણે યુવાન્ એવા પોતાના સંબંધી પુરૂષો સાથે આપત્કાળ વિના એકાંતમાં ન રહેવું ૧૭૧. તેમણે હોળીની રમત ન કરવી તથા આભૂષણ વગેરેનું ધારણ ન કરવું અને સુવર્ણ વગેરે ધાતુના તારવાળાં જે ઝીણાં વસ્ત્રો તે ધારવાં નહીં ૧૭૨. તેમજ સધવા તથા વિધવા સ્ત્રીઓએ વસ્ત્ર પહેર્યા વિના નહાવું નહીં અને પોતાનું રજસ્વળાપણું કોઈ પ્રકારે છુપાવવું નહીં ૧૭૩. તથા રજસ્વળા સ્ત્રીઓએ ત્રણ દિવસ સુધી કોઈ મનુષ્યને તથા વસ્ત્રાદિકને અડવું નહિ; ચોથે દહાડે નાહી ધોઇને અડવું ૧૭૪. જે નૈષ્ઠિક બ્રહ્મચારીઓ અમારા આશ્રિત હોય તેમણે સ્ત્રી માત્રનો સ્પર્શ ન કરવો અને સ્ત્રીની સાથે બોલવું નહીં તથા જાણીને તે સ્ત્રીઓના સામું જોવું નહીં ૧૭૫. તથા સ્ત્રીઓની વાર્તા કયારેય કરવી નહી તથા સાંભળવી નહીં અને જે સ્થાનમાં સ્ત્રીઓનો પગફેર હોય તે સ્થાનમાં સ્નાનાદિક ક્રિયા કરવા જવું નહીં ૧૭૬. દેવતાની પ્રતિમા વિના બીજી જે સ્ત્રીની પ્રતિમા ચિત્રની કે કાષ્ઠાદિની હોય તેનો સ્પર્શ કરવો નહીં અને જાણીને તે પ્રતિમાને જોવી નહીં ૧૭૭. અને નૈષ્ઠિક બ્રહ્મચારીએ સ્ત્રીઓની પ્રતિમા કરવી નહીં તથા સ્ત્રીએ પહેરેલા વસ્ત્રને અડવું નહીં અને મૈથુનથી આસક્ત એવા પશુ પક્ષી વગેરે પ્રાણીઓને જાણીને જોવાં નહીં ૧૭૮. વળી સ્ત્રીના વેશને ધરી રહેલો પુરૂષ તેને અડવું નહીં તથા તેની સામું જોવું નહીં તથા સ્ત્રીને ઉદ્દેશીને ભગવાનની કથા વાર્તા કરવી નહીં ૧૭૯. અને પોતાના બ્રહ્મચર્ય વ્રતનો ત્યાગ થાય એવું વચન પોતાના ગુરૂનું હોય તોપણ તે ન માનવું અને સદાય ધીરજવાન સંતુષ્ટ અને માન રહીત રહેવું ૧૮૦. વળી તે નૈષ્ઠિક બ્રહ્મચારીઓએ બળાત્કારથી પોતાને સમીપે આવતી સ્ત્રીને બોલીને કે તેનો તિરસ્કાર કરીને પણ તુરત વારવી ૧૮૧. વળી કોઇવાર સ્ત્રીઓના અથવા પોતાના પ્રાણનો નાશ થાય

એવો આપત્કાળ આવે ત્યારે તો સ્ત્રીઓને અડીને અથવા તેમની સાથે બોલીને પણ સ્ત્રીઓની તથા પોતાની રક્ષા કરવી ૧૮૨. તે નૈષ્ઠિક બ્રહ્મચારીઓએ પોતાના શરીરે તેલનું મર્દન ન કરવું, આયુદ્ધ ધારવાં નહીં અને ભયંકર વેશ ધારણ કરવો નહીં તથા રસના ઇંદ્રિને જીતવી ૧૮૩. જે બ્રાહ્મણને ઘેર સ્ત્રી પીરસનારી હોય તેને ઘેર ભિક્ષા કરવા જવું નહીં ને જ્યાં પીરસનારો પુરૂષ હોય ત્યાં જવું ૧૮૪. ને બ્રહ્મચારીઓએ વેદશાસ્ત્રનો અભ્યાસ કરવો ને ગુરૂની સેવા કરવી તથા સ્ત્રીઓની પેઠે સ્ત્રૈણ પુરૂષનો સંગ કદિ કરવો નહીં ૧૭૫. જે બ્રાહ્મણ હોય તેણે ચર્મવારી કહેતાં કોષનું પાણી પીવું નહીં અને ડુંગળી લસણ વગેરે જે અભક્ષ્ય વસ્તુ તે બ્રાહ્મણોએ ખાવી નહીં ૧૮૬. જે બ્રાહ્મણ હોય તેણે સ્નાન, સંધ્યા, ગાયત્રીનો જપ, શ્રી વિષ્ણુની પૂજા અને વૈશ્વદેવ એટલાં વાનાં કર્યા વિના ભોજન કરવુંજ નહીં ૧૮૭. અમારા આશ્રિત સાધુઓએ પણ નૈષ્ઠિક બ્રહ્મચારીની પેઠે સ્ત્રીઓનાં દર્શન ભાષણાદિક પ્રસંગના તથા સ્ત્રૈણ પુરૂષના પ્રસંગાદિકનો ત્યાગ કરવો અને અંતઃશત્રુઓ જે કામ ક્રોધ વગેરે તેમને જીતવા ૧૮૮. બધી ઇંદ્રિયોને જીતવી અને તેમાં પણ રસના ઇંદ્રિને વિશેષે કરીને જીતવી, દ્રવ્યનો સંગ્રહ કરવો નહીં ને બીજા પાસે કરાવવો નહીં ૧૮૯. અને કોઇની પણ થાપણ ન રાખવી તથા ધીરજનો કયારેય ત્યાગ ન કરવો તથા પોતાના ઉતારામાં કયારેય સ્ત્રીનો પ્રવેશ થવા દેવો નહીં ૧૯૦ તે સાધુએ આપત્કાળ વિના રાત્રીએ સંઘ સોબત વિના ચાલવું નહીં તથા આપત્કાળ વિના કદિ એકલા ચાલવું નહીં ૧૯૧. ને સાધુઓએ અતિ મૂલ્યવાળું ચિત્રવિચિત્ર ભાત્યનું કે કસુંબાદિક રંગથી રંગેલું હોય અગર તો શાલ દુશાલા જેવું ભારે વસ્ત્ર બીજાની ઇચ્છાથી પ્રાપ્ત થયું હોય તોપણ પોતે ઓઢવું નહીં ૧૯૨. તેમજ ભિક્ષા તથા સભાના પ્રસંગ વિના ગૃહસ્થના ઘરમાં જવું નહીં અને ભગવાનની ભક્તિ વિના નકામો કાળ ગુમાવવો નહીં ૧૯૩. વળી જે ગૃહસ્થના ઘરમાં રાંધેલું અન્ન પીરસનાર પુરૂષ હોય તથા સ્ત્રીઓનાં દર્શનાદિકનો પ્રસંગ કોઇ રીતે થાય એમ હોય તેવા ગૃહસ્થના ઘરમાં અમારા સાધુએ જમવા જવું; નહીં તો કાચું અન્ન માંગી, પોતાને હાથે રસોઇ કરીને જમવું ૧૯૫. અને પૂર્વે ઋષભદેવ ભગવાનના પુત્ર ભરતજી જડ બ્રાહ્મણની પેઠે આ પૃથ્વીમાં વર્ત્યા હતા તેજ પ્રમાણે પરમહંસ એવા અમારા સાધુઓએ વર્તવું ૧૯૬. તથા નૈષ્ઠિક બ્રહ્મચારી તથા સાધુઓએ

તાંબૂલ તથા અફિણ તથા તમાકું વગેરેના ભક્ષણનો પ્રયત્નથી ત્યાગ કરવો ૧૯૭. તથા તે નૈષ્ઠિક બ્રહ્મચારી અને સાધુએ ગર્ભાધાનાદિક સંસ્કારમાં જમવું નહીં તથા એકાદશાહ પર્યંતના પ્રેતશ્રાદ્ધમાં તેમજ દ્વાદશાહ શ્રાદ્ધમાં જમવું નહીં ૧૯૮. તેમણે રોગાદિક આપત્કાળ પડયા વિના દિવસે સૂવું નહી અને ગ્રામ્ય વાર્તા કરવી નહીં તથા જાણીને ને સાંભળવી નહીં ૧૯૯. તથા તેમણે રોગાદિક આપત્કાળ વિના ખાટલા ઉપર સૂવું નહીં અને સાધુની આગળ નિષ્કપટપણે વર્તવું ૨૦૦. તથા તે સાધુ અને બ્રહ્મચારીએ કોઇક દુષ્ટ મતિવાળા માણસો પોતાને ગાળ દે અથવા મારે તો તે સહન કરવું પણ સામી ગાળ ન દેવી ને મારવો નહીં; તથા તેનું જેમ હિત થાય તેવું મનમાં ચિંતવન કરવું ૨૦૧. તેમણે કોઇનું દૂતપણું ન કરવું તથા ચાડીઆપણું ન કરવું ને કોઇના ચાર ચક્ષુ ન થવું અને દેહમાં અહંબુદ્ધિ ન કરવી અને પોતાનાં સગાંને વિષે મમતા ન કરવી ૨૦૨. અમારાં આશ્રિત એવાં જે સત્સંગી બાઇ ભાઇ સર્વેના સામાન્ય તથા વિશેષ ધર્મો અમે સંક્ષેપથી લખ્યા છે અને તેનો વિસ્તાર તે અમારા સંપ્રદાયના બીજા ગ્રંથ થકી જાણવો ૨૦૩. આ શિક્ષાપત્રી, સર્વે શાસ્ત્રનો સાર તેને અમારી બુદ્ધિથી ઉદ્ધારીને અમે લખી છે તે સર્વે મનુષ્યોના મનોવાંછિત ફળને આપનારી છે ૨૦૪. તેથી અમારા સર્વ સત્સંગીઓએ નિત્યે સાવધાનપણે આ શિક્ષાપત્રીને અનુસરીને વર્તવું પણ મનસ્વીપણે ન વર્તવું ૨૦૫. જે સ્ત્રી અગર પુરૂષ આ શિક્ષાપત્રી પ્રમાણે વર્તશે તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થની સિદ્ધિને નિશ્ચે પામશે ૨૦૬. અને જે આ શિક્ષાપત્રીને અનુસરીને નહીં વર્તે તે અમારા સંપ્રદાયથી બહાર છે એમ અમારા આશ્રિત સ્ત્રી પુરૂષોએ જાણવું ૨૦૭. અમારા આશ્રિતોએ આ શિક્ષાપત્રીનો હમેશાં પાઠ કરવો અને જે અભણ હોય તેમણે આદરથી તેનું શ્રવણ કરવું ૨૦૮. અને આ શિક્ષાપત્રીને વાંચી સંભળાવે તેવો કોઇ ન હોય ત્યારે તો તેની માત્ર પૂજા કરવી અને આ જે અમારી વાણી છે તે અમારૂં સ્વરૂપ છે. તેને પરમ આદરથી માનવી ૨૦૯. આ અમારી શિક્ષાપત્રી માત્ર દૈવી સંપત્તિવાળાને આપવી પણ આસુરી સંપત્તિવાળાને આપવી નહીં ૨૧૦. સંવત ૧૮૮૨ના મહા સુદી પાંચમના દિવસે આ શિક્ષાપત્રી અમે લખી છે તે કલ્યાણકારી છે ૨૧૧. અને પોતાના આશ્રિતોની બધી પીડાનો નાશ કરનારા તથા ધર્મ સાથે

ભક્તિની રક્ષા કરનારા તથા પોતાના ભક્તોના મનોવાંછિત સુખને આપનારા શ્રી કૃષ્ણ ભગવાન તે અમારા સમગ્ર મંગળને વિસ્તારો ૨૧૨.

**ઇતિ શ્રી સત્સંગીજીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં શિક્ષાપત્રીનું લેખન એ નામે ચુંવાલીશમો અધ્યાય થયો ૪૪.**

---

## અધ્યાય ૪૫ મો.

---

### ધોલેરામાં શ્રી રાધાકૃષ્ણની પ્રતિષ્ઠા.

સુવ્રત મુનિ કહે છે-આ પ્રમાણેની શિક્ષાપત્રી લખીને તથા તેની આઠ નકલો સાધુ પાસે કરાવીને તે ઉપર કંકુ છંટાવીને મોકલી આપી. ૧. અને ભક્તો જનો તેને પામીને ઘણો આનંદ પામ્યા અને તેની નકલ કરાવીને પોતાની પાસે રાખી ૨. સર્વે હરિભક્તો એ શિક્ષાપત્રીમાં કહ્યા પ્રમાણે વર્તતા હવા તથા તે શ્રીહરિનેજ શ્રી કૃષ્ણ તરીકે જાણતા હવા ૩. એ શિક્ષાપત્રી મોકલ્યા પછી તે શ્રીહરિ જે તે કેટલાક ભક્તજનોથી વીંટાઇને, પોતાના હરિજનોને આનંદ પમાડતા થકા શ્રીનગર જે અમદાવાદ તે પ્રત્યે આવ્યા. ૪ શહેરના લોકો તેમના અચાનક આવવાથી હર્ષથી વિહ્વળ થઇ ગયા અને શ્રી હરિની સામા જઇ, તેમને નમસ્કાર કરી મોટા આનંદથી તેડી લાવ્યા ૫. તે શ્રી હરિના સ્વરૂપને મંદિરમાં નરનારાયણ રૂપે દેખીને લોકોએ તેમને મંદિરમાં જ ઉતારો કરાવ્યો ૬. તે શ્રી હરિ ત્યાંના લોકોને સુખ આપતા થકા શાસ્ત્રોની વાતો કરતા હવા અને ફરીને ત્યાં શ્રી વાસુદેવમાહાત્મ્યનું શ્રવણ કરતા હવા ૭. ત્યાં મનુષ્યોની સભામાં શ્રી હરિએ તેની બહુ પ્રકારની પ્રશંસા કરી અને અમારા મતનું સર્વ પ્રકારનું મૂળ એજ છે એમ તે કહેતા હવા ૮. તે શ્રી હરિએ દોલોત્સવ મોટા સમારંભથી વડતાલની પેઠે વિધિપૂર્વક ત્યાં કર્યો ૯. ત્યાં દેશાંતરથી હજારો હજાર હરિજનો આવ્યા તેમાં ગઢપુરથી ઉત્તમ રાજા વગેરે તથા શ્રી હરિના સંબંધીઓ પણ આવ્યા ૧૦. તે શ્રી હરિ પોતાના ભક્તોને સુખ આપતા થકા ફરી ત્યાં એક પખવાડીઉં રહ્યા અને ભક્તો

એ ભક્તિવડે તેમની સેવા પૂજા કરી ૧૧. તે પૂજા વિવિધ વસ્ત્રો તથા સુંદર નવાં ઘરેણાં, તથા ચંદન તથા પુષ્પના હાર અને ધનવડે કરી ૧૨ હે રાજન્ ! તે પૂજામાં જે જે વસ્ત્રાદિક પ્રાપ્ત થયું તે સર્વે પણ પ્રભુએ અયોધ્યાપ્રસાદજીને આપ્યું ૧૩. ચૈત્ર સુદી બીજ ને દહાડે તે શ્રીહરિએ સર્વે પશ્ચિમ દેશવાસીઓને પોતાના દેશમાં જવાની આજ્ઞા આપી ૧૪. પછી આઠમને દહાડે તે સ્વામી સહજાનંદજી પોતાના ભકતોની સાથે ભાલ દેશમાં કામ્પાલય નામના ગામે ગયા અને માર્ગમાં પોતાના ભકતોને સુખ આપ્યાં ૧૫. અને હે રાજન્! સત્પુરૂષોની સેવા કરવાની વૃત્તિ વાળા મનુષ્યોએ આવીને શ્રી હરિની પ્રાર્થના કરી તે ઉપરથી શ્રી હરિ ત્યાં સંતુષ્ટ થકા રહેતા હવા ૧૬. તે ગામડાના ભકતોએ જેને જેમ ઘટે તેમ ઉતારો આપ્યો અને શ્રી હરિનું તથા માણસોનું ઘટે તેમ સન્માન કર્યું ૧૭. ચંદ્રનાસરખી કાન્તિવાળા હરિભાઇ તથા ક્ષેમરાજ વગેરે જનોએ તેમની પરિચર્યા આનંદથી કરી ૧૮. અને શ્રી હરિએ બીજે દહાડે ત્યાં રામ જન્મનો મહોત્સવ કર્યો; તે વખતે દેશદેશથી હજારો ભકતજનો આવી પહોંચ્યા ૧૯. તેઓએ આનંદથી શ્રી હરિની પૂજા કરી અને શ્રી હરિ ત્યાં પોતાના ભકતો સાથે પુનમ સુધી રહ્યા ૨૦. ત્યાંથી પડવાને દિવસે નિકળતી વખતે પુંજજીત રાજાએ શ્રી હરિની પ્રાર્થના કરી કે હે સ્વામિન્! ઘોલેરામાં મંદિર થયું છે ૨૧. ત્યાં આવીને આપ શ્રીકૃષ્ણની પ્રતિષ્ઠા મંદિરમાં કરો અને તે પછી મંદિરનું બાકીનું કામ અમે પાછળથી કરીશું ૨૨. એ મુજબ કહ્યું એટલે તે શ્રી હરિએ બહુ સારૂ એમ કહ્યું અને તેની તથા પોતાના સંતમંડળ વગેરે સાથે તે નગરે ગયા ૨૩. પુંજજીતે તે શ્રી હરિને પોતાના શણગારેલા ઘેર પધરાવીને તેમણે તથા બીજા હરિજનોએ તેમનું આતિથ્ય કર્યું ૨૪. તે પછી મંદિરને જોઇને શ્રીહરિએ જ્યોતિષ્ય શાસ્ત્રને જાણનારા એવા જોષીઓને તેડાવીને મુહૂર્ત પુછાવ્યું ૨૫. વૈશાખ માસના શુકલ પક્ષની તેરસે ભુગુ વાસરમાં શ્રી વિષ્ણુની સ્થાપનાનું શુભ મુહૂર્ત છે એમ તેઓ બોલ્યા ૨૬. મુહૂર્ત દૂર છે એમ જાણી જવાની ઇચ્છાવાળા શ્રી હરિને પ્રણામ કરી તેમની પ્રાર્થના કરીને તે રાજાએ તેમને ત્યાં રાખ્યા ૨૭. હે રાજન્! ભકતને વશ એવા તે શ્રીહરિ વાતોથી ભકતોને હમેશ સુખ આપતા થકા ત્યાં વસતા હવા ૨૮. ત્યાં હર હમેશ ભાલ દેશના ભકતજનો તે સુખની પ્રાપ્તિને અર્થે

ત્યાં હજારોની સંખ્યામાં જતા, તથા આવતા હવા ૨૯. પછી તેરશને દહાડે શાસ્ત્રની વિધિથી મદન મોહન એવા કૃષ્ણની રાધિકાજી સાથે હરિની સ્થાપના કરી ૩૦. ત્યાં પછી વાજીંત્રોના ઘોષ વડે મોટો પૂજાનો ઉત્સવ થયો અને શ્રી હરિએ ત્યાં હજારો બ્રાહ્મણોને જમાડયા ૩૧. તે મોટા મનવાળા હરિએ બ્રાહ્મણોને દક્ષિણા તથા વસ્ત્રો આપ્યાં અને પછી બીજા દહાડે નરસિંહજીનો ઉત્સવ કર્યો ૩૨. પછી પુનમને દહાડે પારણાં કરીને પોતાના સંતમંડળ સાથે શ્રી હરિ ત્યાંથી ચાલી નિકળ્યા અને બીજે દહાડે એટલે પડવેએ તે ગઢપુર પહોંચ્યા ૩૩. હે રાજન્! પછી નગરના લોકો તે શ્રી હરિને જોઇને ઘણો આનંદ પામ્યા અને શ્રીહરિ પોતાના ઉતારે પધારીને સુખરૂપ ત્યાં વસતા હવા ૩૪.

ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં ધોલેરામાં શ્રી કૃષ્ણની સ્થાપના વગેરેનું નિરૂપણ કર્યું એ નામે પીસ્તાલીશમો અધ્યાય થયો ૪૫.

---

## અધ્યાય ૪૬ મો

---

### દિક્ષાનો વિધિ.

સુવ્રત મુનિ કહે છે—એ રીતે શ્રીહરિ પાંચમને દિવસે ભોજન કરીને સુખેથી બેઠા હતા એવામાં બન્ને પુત્રો ત્યાં આવી, નમસ્કાર કરી તેમની સમીપે બેસતા હવા ૧. હે રાજન્! શ્રી હરિએ આશિર્વાદથી તેમને આભનંદન આપી કહ્યું: તમારે કાંઇ પુછવું હોય તો ખુશીથી પુછો ૨. એ પ્રમાણે કહ્યું એટલે તે બન્ને જણે આનંદ પામીને શ્રીહરિને પુછયું: હે પ્રભો! આપે અમને એમ આજ્ઞા કરી કે અમારે મુમુક્ષુ શિષ્યો કરવા ૩. તો તે દીક્ષાનો સમગ્ર વિધિ સાંભળવાની અમારી ઇચ્છા છે તે આપ અમને જેમ હોય તેમ કહો ૪. સુવ્રત મુનિ કહે છે વિનયી પુત્રોએ એ પ્રમાણે પુછયું એટલે તે શ્રીહરિ શ્રીકૃષ્ણનું તથા ગુરૂનું સ્મરણ કરીને તે બે જણ પ્રત્યે બોલતા હવા. ૫

શ્રી નારાયણ મુનિ બોલ્યા:—અક્ષર નામના પોતાના ધામમાં

તે ભગવાન જે તે પુરૂષ અને માયાને વિષે જ્ઞાન અને તત્ત્વો વડે કરીને, વિશ્વમાં પ્રકૃતિ પુરૂષમાંથી ઉત્પન્ન થયેલી શક્તિવડે, અને લોકને વિષે અગ્નિ જેમ પોતાની તેજાદિક શક્તિવડે અને વરૂણદેવ જેમ પાણી વગેરેથી વ્યાપી રહ્યા છે તેમ આ પૃથ્વિમાં નરદેહ ધારણ કરીને રહેલા એવા શ્રીકૃષ્ણ તમારા કલ્યાણને માટે થાઓ ૬. શ્રી શરદ્ ઋતુના પૂર્ણ ચંદ્રમાના સરખું છે મુખ જેનું, ચારે પાસેથી સ્વચ્છ આકાશ જેવાં છે નેત્રો જેમનાં, જેમનું શરીર ગૌર છે, હૃદય જેમનું વિશાળ છે અને જે આજાનબાહુ છે, જેમના અંગને વિષે કરૂણા ભરેલી છે, હસ્તને વિષે શ્વેત વસ્ત્રો ધારણ કરનારા, એવા રામાનંદ મુનિ જેઓ સદ્‌ગુરૂ ઉદ્ધવ કહેવાયા છે તે તમારૂં ભારે કલ્યાણ કરો ૭. ધર્મ સાથેની ભક્તિનું રક્ષણ કરવામાં જે તત્પર છે, જેમની ક્રિયાઓ સ્તુતિપાત્ર તથા સુખદાયક છે એવા તેમણે, મને અગાઉ જે ભાગવતી દીક્ષાનો વિધિ કહેલો તે, હું તમને કહું છું ૮. આચાર્યોએ ઉદ્ધવ માર્ગમાં રહેલા પુરૂષોને ભાગવતી દીક્ષા જેવી રીતે આપવી જોઈએ તે—સામાન્ય અને વિશેષ—બન્ને પ્રકારની હું તમને કહું છું ૯. દીપ્ત એવું જ્ઞાન તેને આપે અને જેનો નાશ ન થાય એને લીધે તત્ત્વને જાણનારા એવા ગુરૂઓ તેને દીક્ષા કહે છે ૧૦. આ દીક્ષામાં શ્રીકૃષ્ણ વાસુદેવ અને ગોલોકના અધિપતિ એવા ભગવાન્ પોતેજ ઉપાસ્ય દેવતા ૧૧. તે ઉપાસ્ય દેવતાના સંબંધથી જેના લીધે દીક્ષાનું નામ ઉચ્ચાર થાય છે તે ઉદ્ધવ સંપ્રદાયમાં વાસુદેવ કહેવાય છે ૧૨. મુમુક્ષુઓએ તે સુખકારી દીક્ષા બે પ્રકારની જાણવી:—એક સામાન્ય અને બીજી મોટી અને તે બન્ને સંસારથી મુક્તિ આપનારી છે ૧૩. તેમાં પહેલા પ્રકારની દીક્ષા જેમને પ્રાપ્ત થાય તેઓ સત્સંગી કહેવાય છે અને બીજાઓને આત્મનિવેદી કહેવાય; તેમાં પ્રથમ પ્રકારની દીક્ષાનું નિરૂપણ કરવામાં આવે છે. દેહ ક્ષણભંગુર હોવાથી દેશ અને કાળના વિષમપણા થકી તેમજ અધિકારના ભેદને લીધે દીક્ષા અસાધારણ કહેવાય છે ૧૪. જેમાં કાળનો નિયમ ન હોય, દેશનો નિયમ ન હોય, એવી સામાન્ય દીક્ષામાં જાતિનો પણ નિયમ હોતો નથી ૧૫-૧૬. જેના ચિત્તમાં સચ્છાસ્ત્રથી કે સત્પુરૂષોના સંગથી મુમુક્ષુતાનો અંકુર ફુટે તે માનવ આનો અધિકારી થાય છે ૧૭. સદ્‌ગુરૂનો દુર્લભ એવો સંગ એક જ વખત થયે સતે નથી તિથિની જરૂર, નતો વખતની જરૂર કે ન પૂજા કે ઉપાસનાની જરૂર ૧૮. સત્ અસત્‌ની વિક્તિ સમજનારો, શ્રદ્ધાને પોતાના કલ્યાણનાં સાધનમાં લાગેલો, સત્શાસ્ત્રોના વ્યસનવાળો, સંતોને વિષે પ્રીતિવાળો એવો રૂડી બુદ્ધિવાળો આસ્તિક, ધર્મનિષ્ઠ અને યમ તથા સંસા-

રથી બ્હીનારો એવા જને ધર્મવંશમાં જન્મેલા ગુરૂનો ભક્તિથી આશ્રય કરવો ૧૯–૨૦. એ ગુરૂ કેવા જોઇએ કે પોતાની નિકટની સગી વિનાની સ્ત્રીઓની સાથે નહિ બોલનાર તથા તેને નહીં અડનાર, પરસ્ત્રીમાં માતા બ્હેન અને દીકરીની બુદ્ધિ કરનાર તથા પોતાના ધર્મના નિયમો પાળનાર અને ઉદ્ધવ સંપ્રદાયમાં રહેનાર, હરિના ભકત નિત્ય નિયમ કરનાર હોવો જોઇએ ૨૧—૨૨. તેનામાં બધાય ગુણો હોય તોપણ જો તે ધર્મવંશના ન હોય તો તે તેવાને, સંસારથી મુક્તિ ઇચ્છનારાએ સદ્ગુરૂ કરવા નહીં ૨૩. મુમુક્ષુએ સ્નાન કરી, ધોએલાં વસ્ત્રો પહેરી તથા આન્હિક ક્રિયાઓ કરી પછી હાથમાં શ્રીફળ લઇને ગુરૂની પાસે જવું ૨૪. તે શ્રીફળ ગુરૂની આગળ મુકીને, બે હાથ વડે પ્રણામ કરીને આ પ્રમાણે બોલવું: હે ભગવન્! આ સંસારથી ભય પામેલા અને આપની પાસે આવેલા મારૂં રક્ષણ કરો ૨૫. આ પ્રમાણે શરણે આવેલાને ગુરૂએ પ્રથમ તેને અભય આપીને પછી તેને તત્કાળ સમાન્ય દિક્ષા આપવી. ૨૬. કાળ, માયા, પાપકર્મ તથા યમ દૂતના ભયને લીધે હું શ્રીકૃષ્ણના શરણે આવેલો છું. તે મારૂં રક્ષણ કરો ૨૭. એ પ્રમાણે સંકલ્પ કરાવીને પછીથી શ્રીકૃષ્ણનું પ્રસાદી એવું કેસર વગેરે યુક્ત સુગંધી ચંદનથી અથવા તો ગોપીચંદનથી સંપ્રપદાયને અનુસરીને ઉર્ધ્વપુંડ્ર કરાવીને તેના શિરોભાગનો સ્પર્શ કરી તેને તુલસીની માળા તથા કંઠી ધારણ કરાવવી ૨૮–૨૯. શિષ્યે પોતાના કંઠને વિષે તે કંઠી ધારણ કરવી પછી ગુરૂએ શિષ્યના કાનમાં અષ્ટાક્ષર એવો શ્રી કૃષ્ણનો મંત્ર આપવો ૩૦. પછી ગુણાક્ષરમંત્ર સર્વ સ્થળે અને દરરોજ જપવા માટે ગુરૂએ, પાપની જાળને તોડે તેવો આપવો ૩૧. મનુનો મત એવો છે કે દ્વિજોને જમણા કાનમાં અને ચોથાવર્ણને ડાબા કાનમાં દૂરથી મંત્ર આપવો ૩૨. પછી શિષ્યને કૃષ્ણદીક્ષાનું માહાત્મ્ય કહેવું તથા શિષ્યપણું આવવાથી હવે તું વાસુદેવનો ભક્ત થયો છું એમ કહેવું ૩૩. અને તે જ આ અક્ષરધામથી પણ પર એવા નારાયણ તેમણે મનુષ્યોના કલ્યાણને માટે આ લોકમાં અવતાર ધારણ કર્યો છે ૩૪. દુષ્ટ પુરૂષોથી પોતાના આશ્રિતોનું તથા ધર્મ અને ભક્તિનું રક્ષણ કરવા માટે ઉત્પન્ન થયેલા એવા તે ભગવાનની કરૂણાનું વર્ણન કરવાને કોણ સમર્થ થાય તેમ છે? ૩૫. દ્વેષથી પણ પોતાનું ચિંતવન કરનારા એવા સુરા અને માંસનું ભક્ષણ કરનારા અસુરોને તથા આતતાયિઓ (પાપીઓને) ને પણ કરૂણાથી પોતાનાજ સંઘમાં લે છે ૩૬. વૈરભાવથી સ્મરણ કરતા અને આ પ્રમાણે દ્વેષ કરનારાઓના પણ ગુણને લેનારા એવા

ભગવાન્ હૃદયમાં બીજાના અવગુણોને ધારણ કરતા નથી ૩૭. જો આ પ્રકારે જેઓ અનન્યપણે ભક્તિવડે તે શ્રી હરિને ભજે તો તેમના ઉપર શ્રી હરિ પ્રસન્ન થાય છે તો પછી બીજાના ઉપર પ્રસન્ન થાય એમાં શું કહેવું ? ૩૮. સર્વેના હિતને કરનારા એવા સ્વામી તમોને પ્રાપ્ત થયા છે અને તેમના શરણ વડે સંસારના બંધનથી મુક્ત થવાય છે ૩૯. જે પુરૂષ શ્રી કૃષ્ણનેજ શરણે નિશ્ચયપૂર્વક આવે છે તેજ માયાથી મુક્ત થાય છે, બીજા નહીં; એ બાબતમાં તે ભગવાનનાંજ વચનો સાંભળો ૪૦. મારી એ અલૌલિક માયા સત્વાદિક ગુણોના વિકારવાળી અને અતિ દુસ્તર છે; જેઓ મારે શરણે આવે છે તેઓજ એ માયાને તરી જાય છે ૪૧. તે હેતુ માટે તું બીજા ધર્મોને છોડીને સર્વે ભાવ થકી ભક્તિ અને ધર્મનું રક્ષણ કરવાને ઉત્પન્ન થયેલા એવા વાસુદેવનું ભજન કર ૪૨. આ પ્રમાણે શ્રી કૃષ્ણદેવનું શાસ્ત્ર-સંમત એવું માહાત્મ્ય કહેતા તે ગુરૂને, શિષ્યે પ્રસન્ન થઇ પ્રણામ કરવા અને પછી કહેવું ૪૩. હે ગુરો ! કાળ માયાના ભયથી તથા ઘોર એવા સંસારના બંધનથી મુકત થઇ હું શ્રી કૃષ્ણનો આદ્યભકત થયો છું અને નિર્ભય થયો છું ૪૪. એ પ્રકારે બોલતા એવા શિષ્યને બીજે દિવસે પૂજવા માટે તેને અભિષ્ટ એવી શ્રી કૃષ્ણની પ્રતિમા ગુરૂએ આપવી ૪૫. પછી તે ગુરૂએ શિષ્યને ધર્મનો ઉપદેશ કરવો કે તેણે સર્વદા ધર્મ આચરવો, કેમકે આ વિશ્વ ધર્મથી જ ધારણ રહ્યું છે તથા બ્રહ્માંડ પણ ધર્મ વડેજ ઇશ્વરસહ છે ૪૬. તેણે દરરોજ પ્રાતઃકાળમાં સ્નાન કરવું, ઉર્ધ્વપુંડ્ર તિલક કરવું તથા પોતાનું નિત્યકર્મ કરવું અને અંતરમાં તથા બહારથી પણ શ્રી કૃષ્ણનું પૂજન કરવું ૪૭. વળી તેણે શુદ્ધ થઇને કૃષ્ણના મંત્રનો જપ નિયમપૂર્વક કરવો પોતાની શકિત પ્રમાણે દરરોજ રાત્રે તથા દહાડે કરવો ૪૮. એકાદશી તથા શ્રી હરિના જન્મના દિવસોએ ઉપવાસ કરવા તથા તે તે દિવસે પોત પોતાની શક્તિને અનુસરીને ઉત્સવ કરવા ૪૯. મદ્ય, માંસ, પરદારાગમન, ચોરી, તથા પોતાની કે પારકી હિંસા તેમજ વર્ણસંકરનું કામ એટલાંનો તારે સર્વથા ત્યાગ કરવો ૫૦. ભાંગ, ગાંજો, અફિણ, તમાલ, એ જે કેફી વસ્તુઓની લોકમાં નિંદા થાય છે તે ક્યારેય ખાવી નહી ૫૧. ગાળ્યા વિનાનું પાણી તથા દૂધ ક્યારેય ન પીવું, અપશબ્દ ક્યારેય બોલવા નહીં અને સત્ય પણ પોતાની કે પારકી નિંદા ન થાય એવું બોલવું ૫૨. પોતાની સગી વિનાની સ્ત્રીઓનો તથા વિધવાઓનો આપત્તિ વિના જાણી જોઇને કયારેય સ્પર્શ ન કરવો; તેમનો સ્પર્શ થયે સતે એક દિવસનો ઉપવાસ કરવો ૫૩-૫૪.

જો કામબુદ્ધિથી સ્પર્શ કરવામાં આવે તો બે દિવસનો ઉપવાસ કરવો અને જો તાદૃશ સ્પર્શ થાય તો ચાંદ્રાયણ વ્રત કરવું ૫૫. કોઇ આપત્તિકાળમાં અવસ્યનું કામ આવતાં જાણી જોઇને સ્પર્શ કરવો પડે તો તેમાં કાંઇ દોષ ગણાતો નથી ૫૬. સ્રૈણ, અતિશય કામી, કૌલ, નાસ્તિક, પાપી અને શુષ્કજ્ઞાનવાળા-ઓનો સંગ તો ક્યારેય ન કરવો ૫૭. સત્શાસ્ત્રોનો તથા સત્પુરૂષોનો સંગ કરવો તથા શ્રી હરિની નવ પ્રકારની ભકિત કરવી તથા ક્યારેય જુઠું ન બોલવું ૫૮. કુસંગી થકી ક્યારેય શ્રી હરિની કથા સાંભળવી નહીં તથા કોઈપણ દેવનો ઉચ્છેદ આચરવો નહીં ૫૯. હવે પછી જેઓ સત્પુરૂષો પાસેથી ભાગવત્ ધર્મો શિખીને પાળશે તે આ પૃથ્વીમાં સત્સંગી એવા નામથી પ્રસિદ્ધ થશે ૬૦. હું એજ પ્રમાણે વર્તીશ એ પ્રમાણે ગુરૂની આજ્ઞા ગ્રહણ કરીને શિષ્યને ગુરૂનું રાજી થઇને પૂજન કરવું ૬૧. તે પૂજન નવાં વસ્ત્રો તથા સુગંધી પુષ્પોના હારોવડે કરવું તથા શકિત મુજબ સોનારૂપાની મુદ્રિકાઓ વડે સત્કાર કરવો ૬૨. શક્તિ પ્રમાણે સંતોની તથા બ્રાહ્મણોની પૂજા કરવી અને પછી સાષ્ટાંગ પ્રણામ કરી આજ્ઞા લઇ ઘેર જવું ૬૩. દીક્ષા પામેલા તે શિષ્યે નિત્યે ઉત્સાહથી પ્રભુનું ભજન કરવું અને વર્ણાશ્રમને યોગ્ય તથા ધર્મગુરૂએ કહ્યા પ્રમાણે ધર્મ પાળવો ૬૪. પછી વિષ્ણુની પ્રસા-દીવાળા કેસર વગેરેથી ઉર્ધ્વપુંડ્ર તિલક કરવું. તે તિલક ગોપીચંદનથી તથા સુખડથી પણ કરવું અને તેમાં ચાંદલો કરવો ૬૫. ગૃહસ્થ બ્રહ્મચારી તેમજ સાધુ તેમણે રાધિકાજી તથા લક્ષ્મીજીના મુજબનું તિલક અને ચાંદલો કરવો ૬૬. સંન્યાસીઓ, વાનપ્રસ્થો તથા અગ્નિહોત્રીઓએ ગોપીચંદનની માટીથી ઉર્ધ્વપુંડ્ર તિલક કરવું પણ તેમાં ચાંલ્લો ન કરવો. ચંદનથી ચાંલ્લો કરવો તે અશુભ છે ૬૭. તેમાં ગૃહસ્થ ભકતો તથા સાધુઓએ દર્પણમાં જોઇને ચાર ઉર્ધ્વ પુંડ તિલક કરવાં ૬૮. સન્યાસીઓ ચાર જાતના હોય છે તેમાં પ્રથમ કુટીચક, બોધદક, અને હંસ અને ચોથા પરમહંસ; તેમાં કુટીચક વગેરે જે ત્રણ પ્રકારના સન્યાસી તેમણે શિર ઉપર, ભાલમાં તથા હૃદયમાં એમ ત્રણ ઠેકાણે તિલક કરવાં અને ચોથા પરમહંસે એકલા ભાલમાં તિલક કરવું ૬૯–૭૦. જે વાનપ્રસ્થો છે તથા બ્રહ્મચારીઓ છે તેમણે ભાલ, કંઠ તથા હૃદયમાં તથા બે બાહુ ઉપર એમ પાંચ તિલક ધારણ કરવાં ૭૧. દીક્ષા પામેલા જે સત્ શુદ્રો છે તેમણે ઉપર કહ્યા મુજબ ચાર તિલક કરવાં અને અસત્ શુદ્રોએ તો ભાલમાં માત્ર ચંદનનો ચાંદલો કરવો ૭૨. એ ચાર તિલક વાસુદેવાદિક ચાર વ્યૂહ ભગવાનના છે તેનાં છે અને તેમની સ્તુતિ કરવી

૭૩. કૃષ્ણુ અને કેશવ જેમાં મુખ્ય છે એવા પાંચ પુરાણોનો અભ્યાસ કરવો અથવા તો વિષ્ણુ ભગવાન્ સંબંધી ગાયત્રીનો અભ્યાસ કરવો ૭૪. એ ઉર્ધ્વ પુંડ્ર તિલક સમાન કરવું, સૌમ્ય અને છેલ્લી આંગળીના જેવું કરવાનું કહેલું છે તથા કોમળ, લાકડીના જેવા આકારનુ શુભ અને તર્જની આંગળી વડે કરવું ૭૫. ત્રણુ તિલકમાં ત્રણુમાત્રાવાળા પ્રણવનો અને એક તિલકમાં નારાયણના નામનો પાઠ કરવો ૭૬. જેને આંગળી વડે તિલક કરવાનું ફાવતું ન હોય તેણે સળી આદિક વડે જેમ સુશોભિત થાય તેમ કરવું ૭૭. તેમાં ગોળ, ત્રાંસુ, છિદ્ર એટલે વચ્ચે જગા વિનાનું ઘણું નાનું તથા ઘણું મોટું, વાંકુ, બેડોળ, જેનો આગલો ભાગ વાંકો હોય એવુ, જેનું મૂળ છેદાયેલું હોય તથા જગાથી બીજે થયેલું હોય, રંગે શ્વેત નહીં હોય, રૂક્ષ, રાતું તથા જળમાં જોઇને કરેલું, સુગંધ વિનાનું, તથા બળે તેવું તિલક અનર્થ કરનારૂં છે ૭૮–૭૯.તે ભકતજને ભગવાનની પ્રસાદી એવી તુલસીની બે માળાઓ ગળામાં ધારણુ કરવિ અને તેનીજ એક જપ કરવાની માળા પણ રાખવી ૮૦. તે દીક્ષા પામેલા ભક્તને તુલસીના કાષ્ઠની માળા ન મળે તો સુખડ વગેરે કાષ્ઠમાંથી થયેલી અને ભગવાનની પ્રસાદી એવી કંઠી ધારવી ૮૧. સવારમાં સ્નાન તથા નિત્યકર્મ કરીને શ્રીહરિની મૂર્તિનું પૂજન કરવું તથા તેણે શુદ્ધ થઇને હમેશાં અષ્ટાક્ષર મંત્રનો જપ કરવો ૮૨. તેણે દૃઢ આસન વાળીને બેસવું અને જપ કરવો, મોંઢેથી બોલવું નહીં અને સરળતા રાખવી, માળાને વસ્ત્રથી ઢાંકેલી રાખવી અને હૃદયમાં વાસુદેવનું સ્મરણુ કરવું. ૮૩. તે દીક્ષા પામેલાએ દ્વારિકાની યાત્રા અવસ્ય કરવી, અને ત્યાં તપેલી મુદ્રાથી બાહુમાં છાપ લેવી. ૮૪. જન્માષ્ટમી વગેરે જે ઉત્સવના દિવસો આવે તેમાં પોતાના આચાર્યનાં દર્શન કરવા માટે તેમની સમીપે જઇને તેમનાં દર્શન કરી દંડવત કરવા ૮૫. તેમને આદરથી દૂર રહીને જમણી બાજુએ જઇ પ્રણામ કરવો અને સારા શિષ્યે આજ્ઞા લીધા વિના આચાર્યનો સ્પર્શ કરવો નહીં ૮૬. નિત્ય ગુરૂની સેવાપરાયણ રહેવું તથા ગુરૂની આગળ નિત્ય સત્ય બોલવું અને પ્રસંગે પ્રસંગે જેમ ઘટે તેમ ગુરૂનું દર્શન કરવું ૮૭. ગુરૂની શય્યા, આસન, તથા તેમની પાદુકાએ ચડવું નહીં. તેમજ તેમને પીવાના પાત્રથી, કદિય પાણી પીવું નહીં ૮૮. ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં પણ સદ્ગુરૂની આજ્ઞાથી બીજા જીવની માફક તેને સંસારની ભીતિ રહેતી નથી ૮૯. તેના રમાપતિની દીક્ષા આપવાના, અધિકારભેદથી તથા મંત્રભેદથી બે પ્રકાર કહેલા છે ૯૦. ચારે વર્ણોની દીક્ષાનો વિધિ કહ્યો અને ચાર આશ્રમોની

દીક્ષાનું પણ એમજ સમજવું. ૯૧. હવે વર્ણ અને આશ્રમ સીવાય બીજા-ઓને દીક્ષા આપવાનો વિધિ હું કહું છું. તેમણે ગુરૂના ઘરની બહાર હાથ જોડીને ઉભાં રહેવું ૯૨. ગુરૂએ તેમને બીજા અક્ષરોનો ઉપદેશ કરવો તેમાં દારૂ તથા માંસનો ત્યાગ વગેરે નિયમો યથાયોગ્ય જણાવવા ૯૩. પછી તેમણે નિત્યે આળસ વિનાજ ધર્મનું પાલન કરવું અને સાધુઓનું દર્શન કરવું પણ તેમની આજ્ઞા વિના તેમનો સ્પર્શ કરવો નહીં ૯૪. તથા પોતાના ગામમાં ઉદ્ધવ મંદિરમાં રાધા તથા કૃષ્ણની પ્રતિમાઓ, દરરોજ જ્યાં દર્શન થઇ શકે તેવી રીતે સ્થાપવી. ૯૫. તેમણે બાહ્યપૂજા ન કરવી પણ નિત્યે માનસી પૂજા કરવી. કેમકે પૂજા અને દર્શનનું ફલ તેથી અધિક નથી ૯૬. પણ તે હરિના નામરૂપી મંત્રનો જપ સદાય કર્યા કરવો અને ભાલમાં ચંદનથી કે ગોપીચંદનથી ચાંલ્લો કરવો ૯૭. જો પોતાના ગામમાં શ્રીહરિની પ્રસાદી એવું પુષ્પ તથા વસ્ત્રનો કડકો વગેરે કાંઇ હોય તો તેનું દર્શન દરરોજ કરવો પણ ભગવાનની પ્રતિમાનો સ્પર્શ ક્યારેય ન કરવો ૯૯. એ પ્રકારે બીજા પ્રકારની સામાન્ય દીક્ષાનો વિધિ મેં કહ્યો અને ઉદ્ધવ સંપ્રદાયમાં ગુરૂ તથા શિષ્યે તે પ્રમાણે કરવું ૧૦૦. આ પ્રકારે શાસ્ત્ર મુજબ સામાન્ય દીક્ષાનો વિધિ મેં તમને કહ્યો અને લોકોના હિતને માટે હવે વિશેષ દીક્ષા પણ પુરેપુરી તમને કહું છું ૧૦૧.

**ઇતિશ્રી સત્સંગીજીવનમાં નારાયણ ચરિત્રરૂપી ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં દીક્ષાવિધિમાં સામાન્યદિક્ષાના વિધિનું નિરૂપણ નામે છેતાલીશમો અધ્યાય થયો ૪૬.**

---

## અધ્યાય ૪૭ મો.

---

### દિક્ષાવિધિનિરૂપણ.

અસ્તકાળે વૃદ્ધને તથા બાળકને, તથા ગ્રહો જેના સિંહરાશિમાં હોય ત્યારે તથા ગ્રહ વાંકા હોય ત્યારે દીક્ષા ન આપવી ૧. વળી પ્રબોધિની એકા-દશી, જન્માષ્ટમી, રામનવમી તથા ગુરૂ અને શુક્રનો અસ્ત વગેરે હોય ત્યારે અધિકમાસમાં તથા ચોમાસામાં સૂર્ય તથા ચંદ્ર ગ્રહણ પર્વ હોય તો માસ તિથિ કે વારનો વિચાર ન કરવો કેમકે સૂર્ય ચંદ્રના ગ્રહણ સમાન બીજો કોઇ શુભ કાળ નથી ૪. અસ્તકાળ વગેરે દોષ વિનાની એકાદશીઓએ તથા

બારસે દીક્ષા આપવી તથા બધી બારસોમાં તીર્થ વગેરેનો જોગ હોય તો દીક્ષા આપવી ૫. તેમાં પણ પુરાણમાં જે દેશોને પવિત્ર કહેલા હોય તેમાં દીક્ષાનો વિધિ આપવાનું કહેલું છે તે દીક્ષા ધર્મવંશના ગુરૂ એ શિષ્યની પરીક્ષા કરીને આપવી ૬. તે શિષ્યની એક વર્ષ સુધી ધર્મપાલનના સ્વભાવ સંબંધે સતત પરીક્ષા લઇને પછી ગુરૂએ દીક્ષા આપવી. પણ બીજી રીતે ન આપવી ૭. જે ગુરૂ એ મુજબ ધર્મના પાલનની દીક્ષા લીધા વિનાજ શિષ્યને દીક્ષા આપે છે તેને પાપ લાગે છે ૮. પ્રધાનનું પાપ રાજાને લાગે છે, સ્ત્રીનુ પાપ તેના પતિને લાગે છે તેજ પ્રમાણે શિષ્યનું પાપ ગુરૂને લાગે છે એ નિશ્ચે ૯. તે માટે પ્રથમ ગુરૂએ આળસ ત્યજી દઇને શિષ્યની પરીક્ષા કરીને પછી દીક્ષા આપવી. તેનાં લક્ષણો શાસ્ત્રમાં કહેલાં છે તે હું સંક્ષેપમાં કહું છું ૧૦. શાંત, સુશીલ, શ્રદ્ધાળુ, ધર્મમાં દૃઢ, ચંચળતા વિનાનો, અસૂયા નહિ કરનારો, મુમુક્ષુ, સત્ય ભાષણ કરનારો, સચ્છાસ્ત્રો ભણેલો, પોતાની શક્તિ મુજબ વિદ્યા જાણનાર, પોતાના નિર્વાહ જોગ દ્રવ્યવાળો, મત્સર વિનાનો, વિધવા સ્ત્રીનો સ્પર્શ કરવામાં મહાન દોષ સમજનારો, પાપકર્મથી બ્હીનારો, ઉત્સાહ અને શકિતવાળો એવો જોઇએ ૧૩. અતિશય મહાપાપ કરનારો અને પૂર્વજન્મમાં ગાયનો વધ જેણે કરેલો હોય તથા કરેલા કૃત્યને નહીં જાણનારને દીક્ષા ન આપવી; જે આપત્તિ વિના કદિ પંકિતભેદ ન કરે તથા જે પોતાના ધર્મના પાલનમાં કદિ શિથિલતા ન બતાવે તેમજ જે પોતાના ભાઇનું પણ નાનું સરખું પદાર્થ પુછયા વિના કયારેય ગ્રહણ ન કરે તથા જે કોઇનો પણ વિશ્વાસઘાત ન કરે ૧૪-૧૫-૧૬. દરરોજ જે સાંભળ્યું હોય તે મુજબ કર્મ કરનારો અને ઘી બદલ એક કોડી નહી આપનારો ૧૭. બહુ લોભી નહીં, અતિકામી નહી, માન, ઇર્ષા અને ક્રોધને ત્યજી દેનારો. સરળ, દયાળુ પ્રકૃતિનો, સુખદુઃખ સહન કરનારો, ધીરજવાળો, પવિત્ર, વ્રત કરવામાં ભૂખથી વ્યાકુળ નહી થનારો સાધુની સેવા કરવામાં રૂચિવાળો નિશ્ચયમાં ડગે નહીં તેવો ૧૮-૧૯. જે સ્ત્રીનો શિષ્ય બની ગયો ન હોય તથા કૌલ માર્ગનો જેણે આશ્રય કર્યો ન હોય, દિવસે સુવાના વ્યસનવાળો ન હોય એવો તથા જે પ્રમાદી ન હોય તથા પ્રવૃત્તિ ધર્મમાં ઉદાસી અને નિવૃત્તિ-ધર્મમાં આદરવાળો એવા પુરૂષને દીક્ષાનો અધિકારી માનેલો છે ૨૦-૨૧. એ લક્ષણો જેમાં ન હોય તેને દીક્ષા ન આપવી; અને તેવાં લક્ષણો હોવા છતાં પણ જે અપંગ હોય તેને પણ ગુરૂએ દીક્ષા ન આપવી ૨૨. અપંગ એટલે આંધળો, કાણો, ખાંસીવાળો, પાંગળો, કુબડો, ઠીંગણો, જેનો ઓક, કાન

અને નાક છિન્ન હોય જે મુંગો હોય કે બહેરો હોય અગર ઠાંસો થયો હોય જેને ભૂતાદિકનો વળગાડ થઇને વિકળ હોય, જે કોઢવાળો હોય, રોગી હોય, ક્ષયવાળો હોય, જડ હોય, નીચ કર્મવાળો હોય, અતિવૃદ્ધ હોય, એટલાને ક્યારેય દીક્ષા આપવી યોગ્ય નથી ૨૩–૨૪. જે ગુરૂ અધિકાર વિનાના પુરૂષને મોટી દીક્ષા આપે છે તેની અપકીર્તિ થાય છે ૨૫.

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપી ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં દીક્ષાવિધિમાં મહાદીક્ષા ગ્રહણના કાળના અધિકારીનું નિરૂપણ નામે સુડતાલીશમો અધ્યાય થયો. ૪૭.**

## અધ્યાય ૪૮ મો.

### મહાદીક્ષાવિધિ નિરૂપણ.

**શ્રીનારાયણમુનિ કહે છે:**—બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણો ગૃહસ્થાશ્રમમાં રહીને મહાદીક્ષા લેવાની ઇન્છા કરે તો તેવી દીક્ષાનો વિધિ કહેવામાં આવે છે ૧. જે પુરૂષની, સામાન્ય દીક્ષાના કાર્યોમાં દ્રઢ સ્થિતિ હોય તેવાએજ બે હાથ જોડીને પોતાના આચાર્યના શરણે જવું ૨. એમ શરણે આવેલા તથા નમ્ર બનેલાને તેનો અધિકાર તપાસીને યોગ્ય પ્રાયશ્ચિત્તનો ઉપદેશ આપવો ૩. જો એક આશ્રમને અનુસરીને રહ્યો હોય તો તેણે આહાર લીધા વિના એક ઉપવાસ કરવો અને બે આશ્રમવાળો હોય તો તેણે બે ઉપવાસ કરવા ૪. વળી તે શિષ્યે તે અગાઉ ગુરૂની આજ્ઞા લઇને ક્ષૌર કરાવવું તથા મહાદીક્ષાના અધિકાર માટે અષ્ટાક્ષર મંત્રનો જપ કરવો ૫. તથા રોહિણીના ઉગ્યા અગાઉ તેણે સ્હાડા ત્રણ હજાર વાર મંત્રનો જપ વાસુદેવની પ્રતિમાની પાસે ભક્તિ વડે કરવા ૬. ગુરૂએ પણ મંત્રની શુદ્ધિ માટે આગલે દિવસે પવિત્ર થઈ, કેશવનું પુજન કરી હજાર મંત્રનો જપ કરવો ૭. પછી વિધિને જાણનાર તથા ઉદ્ધવ સંપ્રદાયનો આશ્રિત એવા બ્રાહ્મણને બોલાવીને પછી ઉદ્ધવ સંપ્રદાયના આચાર્યે શિષ્યની પાસે વિષ્ણુની પૂજા કરાવવી ૮. તે બ્રાહ્મણે યોગ્યકાળે શાસ્ત્રમુજબ વિધિ કરાવવો તે વિધિ બે દિવસ અગર એક દિવસ દેશકાળને અનુસરીને કરાવવો ૯. આગલા દિવસે નંદીમુખ તથા સ્વસ્તીવાચન શાસ્ત્ર પ્રમાણે કરાવવું અગર તો તેજ દિવસે કરાવવું ૧૦. પ્રથમતો મનોહર એવું સર્વતો

ભદ્ર મંડળ કરાવવું અને તેના મધ્યમાં સોનાના કે તાંબાના એવા ઘડાની સ્થાપના કરાવવી ૧૧. પછી આઠ દિશાઓમાં પણ શુભ એવા ઘડા મુકવા તે પોતાની શકિત મુજબ તાંબાના કે માટીના મુકવા ૧૨. તે ઘડામાં પાણી, રત્ન તથા પુષ્પ ફળાદિક નાંખવાં તથા તે ઉપર વસ્ત્ર ઢાંકવું અને તેમાં દેવતાનું સ્થાપન કરવું ૧૩. વચલા ઘડામાં રાધાએ સહિત કૃષ્ણની સ્થાપના કરવી; પૂર્વદિશાના ઘડામાં દુર્ગાદેવિ તથા દક્ષિણ દિશાના ઘડામાં સૂર્યની સ્થાપના કરવી ૧૪. પશ્ચિમે ગણપતિની, શિવની ઉત્તર તરફની દિશામાં, અગ્નિ ખુણામાં વિશ્વકસેનની, નૈઋત્ય ખુણામાં ગરૂડની, વાયવ્ય ખુણામાં હનુમાનની સ્થાપના કરવી અને પછી કલશ સ્થાપવો તથા ઇસાનમાં શ્રીદામાનું સ્થાપન કરવું. આ સ્થાપના વિધિ પ્રમાણે ક્રમસર કરવી ૧૪–૧૫–૧૬. શિષ્યની પાસે સારા સ્તોત્રથી તથા સ્વસ્તિવાચન સાથે વૃદ્ધિશ્રાદ્ધ કરાવીને શ્રી હરિની પૂજાનો વિધિ કરવો ૧૭. ભૂતોની શુદ્ધિ તથા પ્રાણ પ્રતિષ્ઠા કરાવીને પછી માતૃકા શ્રાદ્ધ કરાવી પ્રભુનું આહ્વાહન કરાવવું. ૧૮. પછી **श्री कृष्णाय नमस्तुभ्यं श्री राधापतये नमः नमस्ते धर्मधुराय नरनारायणाय च ॥** ૧૯. એ મંત્ર વડે પ્રથમ આહ્વાહન કરીને સારી બુદ્ધિવાળા બ્રાહ્મણે ભગવાનની પૂજા કરવી ૨૦. સોળ પ્રકારની પૂજા કરાવી પછી વૈદિક મંત્રો વડે હરિની દક્ષિણે અગ્નિની સ્થાપના કરાવવી ૨૧. એ પ્રકારે સંસ્કારવાળા સ્થાપિત અગ્નિમાં ચરૂનો હોમ કરવો અને તે તપ્ત અગ્નિ થયા પછી શ્રી હરિનું ધ્યાન કરી પૂજન કરવું ૨૨. તે પછી અગ્નિમાં સમિધ એટલે કાષ્ઠનો ઘી અને ચરૂનો હોમ કરવો અને અઠ્ઠાવિસવાર અષ્ટાક્ષર મંત્રવડે આહુતી આપવી ૨૩. પછી અંગ દેવતાઓને એકેક ઘીની આહુતિ આપવી અને પછી પુર્ણાહુતિ કરીને હોમકર્મની સમાપ્તિ કરવી ૨૪. પછી મહાનિરાજન (આરતિ) કરીને તથા પુષ્પની અંજલી આપીને શિષ્યે આદરથી દંડવત પ્રણામ કરવા તથા પ્રાર્થના કરવી ૨૫. તેમાં એવી પ્રાર્થના કરવી કે વાણી આપના ગુણોનું કથન કરવામાં રોકાઓ, કાન આપની કથા સાંભળવામાં, હાથ આપનું કામ કરવામાં, મન આપનાં ચરણમાં, અમારૂં મસ્તક આપની સ્મૃતિમાં, અને હે જગતને પ્રણામ કરવા યોગ્ય ! મારી દૃષ્ટિ સત્પુરૂષનાં દર્શન કરવામાં તથા આપનાં દર્શન કરવામાં હો ૨૬. પછી બે હાથ જોડીને શિષ્યે એકાગ્ર મનથી નીચેનાં સ્તોત્રનો આનંદ સાથે પાઠ કરતા શ્રી હરિની મનમાં સ્તુતિ કરવી ૨૭. નવીન મેઘના જેવો વર્ણ છે જેમનો, રત્નથી શોભાયમાન એવાં કુંડલથી સુશોભિત કાનવાળા, મોટા મુકૂ-

ટના આગલા ભાગમાં મોરનું પીછું ખોસેલું છે એવા શ્રી રાધાકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું ૨૯. વિશુદ્ધ સુવર્ણના જેવા ઉજળા પીતાંબરવાળા અને શસ્ત્રવિનાજ શત્રુઓનાં ટોળાંનો નાશ કરનારા, દેવતાઓના અને શત્રુઓનાં હથિયારો નકામાં કરનારા એવા શ્રી રાધાકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું ૩૦. અધર્મથી દુઃખ પામતા સાધુઓનું રક્ષણ કરનારા અને સદ્ધર્મના વૈરી એવા અસુરના સંઘના કાળરૂપ, પુષ્પ વગેરેની માળાનું ધારણ કરનારા અને વ્રજના રાજાના બાળક એવા શ્રી રાધાકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું ૩૧. ગોપીઓએ આરંભ કરેલા રાસનો ખેલતાં અને રાસેશ્વરી આનંદ પામે એવા કૃત્ય કરનારા, સ્કંધને વિષે શોભિતા કુંકુમના ચિન્હવાળા એવા શ્રી રાધાકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું ૩૨. વૃંદાવનમાં પ્રીતિયે કરીને વસતા અને પોતાના આશ્રિત જનોના પદનો ઉદ્ધાર કરનારા તથા ગાયો, ગોપ અને ગોપીઓને આનંદ પમાડનારા એવા હે રાધાકૃષ્ણ! તમને નમસ્કાર કરૂં છું ૩૩. વિશ્વના શત્રુ એવા કામદેવનો અહંકાર હરનારા તથા સંસારી જીવોના આશ્રય કરવા યોગ્ય સારરૂપ તથા સદાય સત્પુરૂષોને સુખ કરનારા એવા શ્રી રાધાકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું ૩૪. વ્રજના લોકોના આત્માને આનંદ પમાડનારા અને નંદ વગેરેને દિવ્ય લોકનું દર્શન કરાવનારા તથા પોતાના આશ્રિત એવા જીવોના શોકનો નાશ કરનારા એવા રાધાકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું ૩૫. પછી ગુરૂ અને શિષ્યે અંદર દાખલ થવું તથા દેવપીઠ અને અગ્નિવેદીના મધ્યમાં બેસવું ૩૭. એ પ્રકારના આસન ઉપર શિષ્યે શ્વેત વસ્ત્ર ધારણ કરીને પ્રથમ ગુરૂને ચંદન ચર્ચ્યા પછી પ્રણામ કરવા ૩૮. પછી ગુરૂએ શ્વેત નવાં વસ્ત્રો પરિધાન કરાવવાં તથા તુળસીની માળાઓ કંઠમાં ધારણ કરાવવી ૩૯. કૃષ્ણની પૂજા કરતાં વધેલા સુગંધીમાન કેસર તથા ચંદન વડે ચાર ઉર્ધ્વ પુંડ્ર તિલક કરવાં ૪૦.

પછી ગુરૂએ શિષ્યના ડાબા તથા જમણા હાથ ઉપર ગોપીચંદનવડે કૃષ્ણનાં શંખ, ચક્રના આંક પાડવા ૪૧. પૂર્વાભિમુખથી બેઠેલા અને બન્ને હાથ જોડેલા એવા તે શિષ્યના જમણા કાનને વિષે ઉત્તરાભિમુખે રહીને ગુરૂએ અષ્ટાક્ષર મંત્રનો ઉપદેશ આપવો ૪૨. ગુરૂએ હૃદયમાં શ્રી કૃષ્ણનું ધ્યાન કરીને શિષ્યને મહામંત્ર એવો અષ્ટાક્ષર આપવો ૪૩. આ શ્રી કૃષ્ણના મંત્રનો છંદ અનુષ્ટુપ છે, ઋષિ નારદ છે અને દેવતા શ્રી કૃષ્ણ છે તે મંત્ર તેમની પ્રીતિને અર્થે યોજવાનો છે ૪૪. આગળ કહ્યું તે મુજબ બેસીને અષ્ટાક્ષર મંત્રનો ત્રણવાર ઉપદેશ આપવો અને પછી તેને સર્વે પાળવાના

ધર્મોનો ઉપદેશ કરવો ૪૫. પછી ઉર્ધ્વ પુંડ્ર તિલકો તથા તુળશીની માળાઓ ધારણ કરાવવી અને વિષ્ણુની પૂજા દિવસમાં ત્રણવાર અથવા તો એક વાર કરવી ૪૬. સંધ્યા પૂજા આદિ કર્મોને વિષે પણ ઉર્ધ્વ પુંડ્ર તિલક કરવું તે માટીથી અગર ગોપીચંદન વડે કરવું ૪૭. તે તિલક આંગળી વડે દંડના આકારનું અને સુંદર કરવું તેમાં છિદ્ર રાખવું, નાસિકાના મૂળ આગળથી તે લલાટના ઉપરના ભાગ સુધી કરવું ૪૮. એ પ્રકારે હૃદયમાં તથા બન્ને હાથોએ પણ કરવાં તથા જે દ્વિજોએ તેમને ચાર ઉર્ધ્વ પુંડ્ર કરવાનું અત્રેજ કહેલું છે ૪૯. શ્રી હરિની પૂજા કરીને પછી ચંદનનું તિલક તથા વચ્ચે ચાંલ્લો કરવો ૫૦. અથવા તો કુમકુમનો સુંદર ચાંલ્લો કરવો તે હૃદયમાં તેમજ બે ભૂજાએ કરવો ૫૧-૫૨. ગળામાં તુળશીના કાષ્ઠમાંથી બનાવેલી બે કંઠીઓ ઝીણી હંમેશાં યજ્ઞોપવિતની પેઠે ધારણ કરવી ૫૩. તે તુળસીની કંઠીઓ શ્રી હરિની પ્રસાદીની તમારે નવી ધારણ કરવી ત્યારે આ પ્રમાણે મંત્ર બોલવો ૫૪. **तुलसी काष्ठं संभूते माले कृष्ण जनप्रिये । विनिर्मित्वामहं कंठे कुरू मां कृष्णवल्लभम् ॥** ૫૫. પછી જે જે સાહિત્ય મળે તેવાં હોય તે વડે વિષ્ણુનું પૂજન કરવું અને દ્રવ્ય ન હોય તો દંભ ત્યજી દઇને મંત્રવડે પૂજન કરવું ૫૬. બ્રાહ્મણોએ શાલિગ્રામની પૂજા કરવી તેમાં દીક્ષા પામેલા કે દીક્ષા વગરનાએ પણ શ્રી કૃષ્ણની પ્રતિમાની પૂજા કરવી ૫૭. ભગવાનનું પૂજન કર્યાં બાદ જે અષ્ટાક્ષર મંત્ર મળ્યો હોય તે વાંછિત પદાર્થને આપનારો હોઇ તેનો યથાશક્તિ જાપ કરવો ૫૮. અને આપત્તિ ન હોય તો પોતાની શક્તિ તથા બુદ્ધિ મુજબ જપ કર્યાં બાદ અગર બીજે દહાડે દશમ સ્કંધના અધ્યાયનો પાઠ કરવો ૫૯. જો ક્યારેક કાલિ કે ભૈરવનો ભય આવ્યો હોય તો શુદ્ધ થઇને નારાયણના મંત્રનો જપ કરવો ૬૦. સાયંકાળે પણ પોતાની શક્તિ મુજબ મંત્રનો જપ કરવો પણ હરિના સંબંધ વિના નિરર્થક કાળ ગુમાવવો નહીં ૬૧. બધાં પ્રવૃત્તિ કર્મોને વિષે હંમેશાં ઉદાસીન રહીને વિષ્ણુની કથા. તેનું શ્રવણ, કીર્તન, ધ્યાન, તથા પૂજા કરવાં ૬૨. આપત્તિ વિના તો સધવા સ્ત્રીનો પણ સ્પર્શ ન કરવો અને વિષ્ણુની પ્રસાદી કરાવ્યા વિના તો એક પાંદડું પણ જમવું નહીં ૬૩. વાસુદેવ ભગવાનને નિવેદ્ય ધર્યા પછી અન્ય દેવો, પિત્રી વગેરેની પણ કાલ પ્રમાણે પૂજા કરવી ૬૪. ચોમાસામાં ખાસ કરીને વિશેષ નિયમ ધારણ કરવો અને પ્રત્યક્ષ ભોજન અટલે કે અન્ન ન ખાવું ૬૫. આપત્તિ ન હોય તો મળત્યાગ કર્યા પછી કેડ સુધી સ્નાન કરવું તેમજ આપત્તિ વિના પાણી

સીવાય લઘુશંકા પણ ન કરવી ૬૬. બ્રાહ્મ મુહૂર્તમાં એટલે પહેલા પહોરમાં નિંદ્રાનો ત્યાગ કરવો અને રાત્રીએ પહેલો પહોર વીત્યા પછી શયન કરવું ૬૭. દશમને દહાડે તથા પારણાના બધા દિવસોમાં તેમજ વિષ્ણુના વ્રતના દહાડામાં દિવસની નિદ્રાનો ત્યાગ કરવો ૬૮. ભોજન દિવસે તથા રાત્રે કરવું પણ દિવસે બે વખત કે રાત્રે બે વખત કરવું નહીં; પરતંત્રતા હોય કે રોગાદિક હોય તો તેમાં જમવાનો બાધ નથી ૬૯. શ્રાદ્ધનું અન્ન ખાવું નહિ તેમજ સોળ સંસ્કાર નિમિત્તનું અન્ન ખાવું નહીં; માત્ર નિકટનાં સગાં હોય તો જમવામાં બાધ નથી ૭૦. ધર્મશાસ્ત્રમાં જે સ્વધર્મો કહેલા છે તે પાલતા રહીને તારે હંમેશાં કૃષ્ણની ભક્તિ કરવી ૭૧. આત્માને ચિદ્રૂપ અને ત્રણ અવસ્થાનો સાક્ષી જાણવો તથા દેહ, ઇંદ્રિ, મન, પ્રાણ તથા બુદ્ધિ વગેરેનો પ્રકાશક જાણવો ૭૨. આ આત્મા કોઈ દિવસ જન્મતો નથી, કોઇ દિવસ મરતો નથી તેમજ આ આત્મા જન્મ પામી અસ્તિત્વ ભોગવતો નથી; તે અજન્મા છે, નિત્ય છે, શાશ્વત છે અને પુરાણો છે અને આ શરીરનો નાશ થયાથી તેનો નાશ થતો નથી ૭૩. શસ્ત્રો તેને છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી તેને શોષી શકતું નથી અને પવન તેને સુકવી શકતો નથી ૭૪. આ છેદાય તેવો નથી, બળે તેવો નથી, ભીંજવી શકાતો નથી અને શોષાવી શકાતો નથી; તે નિત્ય છે, સર્વત્ર વ્યાપક છે, સ્થિર, અચળ અને સનાતન છે ૭૫. તે અવ્યકત છે અચિંત્ય છે અને વિચારાય તેવો નથી તેને બ્રહ્મરૂપ જાણવો તથા સચ્ચિદાનંદ સ્વરુપ જાણવો ૭૬—૭૭. તારે હમેશાં સંતની સેવા કરવી અને તેમના કહેલા બ્રહ્મચર્ય વગેરે નિયમોનું પાલન કરવું ૭૮. સર્વે પ્રકારે કરીને કૃષ્ણનો આશ્રય કરવાથી તું અંબરીષના જેવો ભકત થઇશ અને પૃથ્વીમાં આત્મનિવેદીના જેવી તારી ખ્યાતિ થશે ૭૯. એ પ્રમાણેની ગુરૂની આજ્ઞા શિરે ધારણ કરીને શિષ્યે ગુરૂનું પૂજન કરવું તે પોતાની શકિત મુજબ વસ્ત્ર, ચંદન તથા પુષ્પ તેમજ ધન વડે કરવું ૮૦. તથા ગાય, પૃથ્વિ, સૂવર્ણ, સોનું, ધન, અશ્વ વાડી તેમજ અન્ન વસ્ત્ર વગેરે પોતાની શકિત મુજબ ગુરૂને અર્પણ કરવું ૮૧. બાદ સાધુ તથા બ્રાહ્મણોની ચંદન પુષ્પ અન્ન તથા દક્ષિણા વગેરેથી પૂજા કરીને તેમનું અભિવાદન કરવું ૮૨. તે પછી વિધિને જાણનારા અને બ્રાહ્મણોમાં ઉત્તમ એવા તે બ્રાહ્મણે દીક્ષા લેનારા તે શિષ્યને કહ્યું કે હે મોટા ભાગ્યવાળા, અને કુળને પાલન કરનાર તને ધન્ય છે ૮૩. સદ્‌ગુરૂના પ્રસાદથી તારા મનોરથરૂપ વૃક્ષ

સફળ થયું છે અને તું પરમ સુખ પામીશ ૮૪. સુખનું મૂળ જે વિજ્ઞાન તે તમને સદ્દગુરૂ પાસેથી મળ્યું માટે નિયમમાં રાખ્યાં છે ઇંદ્રિયો જેમણે એવા મુમુક્ષુએ ગુરૂની જ સેવા કરવી ૮૫. કામને સંકલ્પ બંધ કરીને જીતવો અને કામના ત્યજી દઈ ક્રોધને જીતવો, તથા અર્થ, અનર્થ, લોભ તથા ભયને તત્ત્વના ચિંતનથી જીતવાં ૮૬. આન્વિક્ષી વિદ્યાથી શોક તથા મોહને, મોટી ઉપાસના વડે દંભને, યોગમાં અંતરાય કરનારા પદાર્થોને મૌનવડે અને શરીર સંબંધી ઇચ્છા બંધ કરીને હિંસાને જીતવી ૮૭. પ્રાણી માત્ર તરફના દુઃખને કૃપા વડે, દૈવ સંબંધી દુઃખને સમાધિ વડે, અને પોતાના શરીરના દુઃખને યોગના વીર્યથી અને સત્ત્વ ગુણવડે નિંદ્રાને જીતવી ૮૮. રજો તથા તમોગુણને સત્ત્વગુણ વડે અને સત્ત્વાંશને ઉપશમ વડે જીતવો; એ બધું પુરૂષે ગુરૂની ભક્તિ વડે જીતવું ૮૯. દેવને વિષે જેની પુષ્કળ ભક્તિ છે તેણે દેવના જેવીજ ભક્તિ ગુરૂને વિષે પણ રાખવી અને મોટા પુરૂષો ગુરૂના કહેલા અર્થોનો જ પ્રકાશ કરેછે ૯૦. તેણે ગુરૂ રૂપી ઇશ્વરનું ભજન પરમ ભક્તિ વડે કરવું એ પ્રમાણે કહીને પછી બ્રાહ્મણે દેવતાઓનું વિસર્જન કરવું ૯૧. શિષ્યે એ પ્રમાણે કર્મ કરાવનારને સોનાની મૂર્તિ બધાં ઉપસ્કાર સાથેની તથા અન્ન વસ્ત્ર વગેરે દક્ષિણાનું દાન આપવું ૯૨. જે દિવસે દીક્ષા આપવાની હોય તે દહાડે શિષ્ય તથા ગુરૂએ સાથેજ વસવું અને એકાદશી વગેરે વ્રતના દિવસોએ ફળાહાર કરવો ૯૩. સામાન્ય અથવા વિશેષ પ્રકારની એવી દીક્ષા લેવા અગાઉ તે શિષ્યે સાધુ તથા બ્રાહ્મણને જમાડવા ૯૪. એ પ્રમાણે દીક્ષા ગ્રહણ કરીને પછી પોતાના આશ્રમમાં રહ્યે થકે એકાંતિક ધર્મ પાળવો અને હંમેશાં તીર્થની સેવા કરતા રહેવું ૯૫. તીર્થ પણ બે પ્રકારનાં છેઃ સ્થાવર તથા જંગમ; તેમાં સ્થાવર તીર્થમાં ગંગા વગેરે છે અને બીજા પ્રકારમાં સાધુઓ છે ૯૬. સ્થાવર તીર્થોની સેવા, સ્નાન દર્શન અને વંદન વડે કરવી અને જંગમ તીર્થોની સેવા તેમની કથા સાંભળવી, તથા દર્શન ભોજન વગેરેથી કરવી ૯૭. ત્રણ વર્ણના ગૃહસ્થોની દીક્ષાનો વિધિ આ પ્રમાણે મેં કહ્યો અને હવે શૂદ્રને દીક્ષા આપવાનો વિધિ કહું છું ૯૮. તે દીક્ષા લેવાની ઇચ્છાવાળા શૂદ્રને આચાર્યે પહેલાં દિવસે ઉપવાસ કરાવીને પછી કૃષ્ણનું પૂજન કરાવવું ૯૯. તેની પાસે પુરાણોના મંત્ર બોલાવવા પણ વેદના નહીં; તે મંત્ર **श्री कृष्णाय नमः** એ પ્રમાણે ૭ અક્ષરનો બોલાવવો ૧૦૦. શૂદ્રને ત્યાં સ્વાહાકાર મંત્ર ન બોલાવવો કેમકે તેને અધિકાર નથી અને ગુરૂએ પ્રથમ તેને અંકાવીનેપછી આઠ અક્ષ-

રના મંત્રનો ઉપદેશ કરવો ૧૦૧. ગૃહસ્થને વિહિત એવા ધર્મોનો પછી તેને ઉપદેશ કરવો એ પ્રમાણે મેં શૂદ્રોનો વિધિ કહ્યો; હવે હું તમને આશ્રમ વિનાનાને દીક્ષા આપવાનો વિધિ કહું છું. ૧૦૨. જે ગૃહસ્થો આ દીક્ષાને ગ્રહણ કરીને પોતાના ધર્મમાં રહ્યા થકા કૃષ્ણનું ભજન કરે છે તેમને ત્યાગી જનોના જેવા જ જાણવા અને તેઓ આ લોક તથા પરલોકમાં મહાન્ સુખ પામે છે ૧૦૩.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપી ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં દીક્ષા વિધિમાં ગૃહસ્થોને મહાદીક્ષા લેવાના વિધિના નિરૂપણ નામે અડતાલીશમો અધ્યાય થયો ૪૮.**

---

## અધ્યાય ૪૯ મો.

---

### દિક્ષાવિધિનિરૂપણ ચાલુ.

**શ્રી નારાયણ મુનિ**–કહે છે કે જે માણસ વિધુર હોય અને અનાશ્રમી હોય તેણે પોતાને માટે કહેલી એવી મહાદીક્ષા નિષ્કામપણે લેવી ૧. દીક્ષા લેવામાં એ જ વિધિ માનેલો છે અને બીજો વિશેષ દૈહિક વિધિ કહ્યો છે તે પણ હું તમને કહીશ ૨. તેણે મૂછ ન રાખવી તથા કેશ ન રાખવા તથા અંગરખું ન રાખવું તથા બીજાનું પહેરેલું વસ્ત્ર પણ ધારણ ન કરવું ૩. તેણે બ્રહ્મચારીની પેઠેજ સ્ત્રીનો ત્યાગ કરવો તથા દ્રવ્યનું રક્ષણ ન કરવું અને ગૃહસ્થોમાં અગ્રેસર થઇને સાધુની સેવા કરનારા થવું ૪. મહાદીક્ષાવાળા બ્રહ્મચારી અગર ત્યાગીએ આપત્તિ ન હોય તો જીવન પર્યન્ત એક વખત જમનાર થવું ૫. દિવસે કે રાત્રે દીક્ષાવાળાએ એક વખત ભોજન કરવું; જો રાત્રે કરવું હોય તો પહેલા પહોરે અને દિવસે કરવું હોય તો મધ્યાન પછી ૬. જો અનુકૂળતા હોય તો મુખ્યત્વે કરીને હમેશાં એક ટંક ખાનારા થવું તેથી દિવસે કરેલાં પાપો સર્વ રીતે બળી જાય છે ૭. જે ભકત હરિની પ્રસાદીનું અન્ન એક વખત જમનારો હોય તેણે અન્નાદિકને પવિત્ર સ્થળે રાખવું ને તેણે દિવસે તો પ્રભુની પ્રસાદી હોય તો પણ કાંઈ ખાવું નહીં કેમકે તેથી તેનું એક વખત જમવાનું વ્રત ભંગ થાય છે ૯. એકવાર ખાનારની આગળ પ્રસાદીનું શાક વગેરે આવે તો તેની અવજ્ઞા ન કરવી પણ તેને નમસ્કાર કરીને જવા દેવું ૧૦. જે એક

વખત જમનાર હોય તેની આગળ પ્રસાદીનું અન્ન આવે તો તેનું રક્ષણ કરવું ૧૧. વૈષ્ણવે પ્રસાદીના ફળાદિકનું સન્માન પણ પ્રણામ વડે જ કરવું પણ તેનું અપમાન કદિ ન કરવું ૧૨. ઉપવાસના દિવસે જેને હરિની પ્રસાદી પ્રાપ્ત થાય તો તેને નમસ્કાર કરવા પણ તેનું કોઈ રીતે ભક્ષણ ન કરવું ૧૩. કદાચ ભોજન વખતે પ્રસાદી આવી જાય અને તે જો પોતાને ખાવા યોગ્ય ન હોય તો તેનો સર્વ રીતે ત્યાગ કરવો ૧૪. જેને નિયમથી પોતે ત્યજેલું હોય અને જે પોતાને પીડા કરનારૂં હોય તેને પ્રભુની પ્રસાદી છતાં પણ ખાવું નહી ૧૫. ગ્રામ્યવાર્તાની નિવૃત્તિ માટે દિવસ તથા રાત્રે શ્રી હરિનું નામ લેવું તથા તેનાં ગુણ કીર્તન કરવાં, જે તેમના ભકતોનાં મનનું હરણ કરનારા છે ૧૬. જેઓએ આવી સામાન્ય અગર વિશેષ દીક્ષા લીધી હોય તેમણે પોતાના ભાઇની રાંધેલી રસોઇ પણ જમવી નહીં ૧૭. વળી જેની સાથે ભોજનનો વ્યવહાર ન હોય અને તે દીક્ષા પામેલો હોય તોપણ તેનું રાંધેલું ય કોઇ રીતે ખાવું નહીં ૧૮. બ્રાહ્મણે રાંધેલું અન્ન ક્ષત્રીઆદિકે ખાવું પણ બ્રાહ્મણે તો તે વૈષ્ણવ છતાં તે ન ખાવું ૧૯. તે પુરૂષે પોતાના શરીરનો અન્ન વડે નિર્વાહ થાય ત્યાં સુધી ઉદ્યમ કરવો, એથી વિશેષ ન કરવો ૨૦. સર્વે પ્રવૃત્તિનાં કર્મોમાં પણ નિવૃત્તિ ધર્મ પરાયણ રહેવું અને પોતાના અનર્થની બાબતોમાં ઉદાસીન રહેવું ૨૧. તેણે બ્રહ્મચારીની પેઠે ધોતીયાની અંદર કૌપીન રાખવું અને ગૃહસ્થાશ્રમી ભકતો કરતાં પણ વધારે ભક્તિ તેમણે કરવી ૨૨. તેણે દરરોજ શાલગ્રામનું પૂજન પણ કરવું અને સદ્‌ગુરૂની પાસેથી વિષ્ણુસૂક્તના અર્થો શિખવા તથા તેનું ચિંતવન કરવું ૨૩. પાદુકાઓ પહેરવી અને જળથી ભરેલું પાત્ર રાખવું અને જીતેન્દ્રિય થઇને પોતાના વર્ણના ધર્મનું પાલન કરવું ૨૪. આશ્રમ વિનાના અને વિધૂર અને મહાદીક્ષા નહીં લીધેલી એવાની વિધિ કહી ૨૫. ગૃહસ્થાશ્રમમાં રહેલાને સચ્છાસ્ત્રના અભ્યાસથી તીવ્ર વૈરાગ્ય થયો હોય તેવાને વૈરાગ્ય થયો હોય અને બીજા આશ્રમમાં જવાની ઇચ્છા હોય તેમણે પણ આશ્રમ વિનાના માટે કહેલી દીક્ષાનો આશ્રય કરવો; કેમકે કલિયુગમાં વનમાં રહી યતિ ધર્મ પાળવાનો નિષેધ કરેલો છે ૨૭. તેણે વાસુદેવ ભગવાનની મહાદીક્ષાનો આશ્રય કરીને નિર્ભય રહી અનન્ય ભક્તિવડે શ્રી કૃષ્ણનું ભજન કરવું ૨૮. જો તેને મહાદીક્ષા અગાઉ જ પ્રાપ્ત થયેલી હોય અને તે ગૃહસ્થાશ્રમી થાય તો તેણે દૈહિક સંબંધી વિશેષ વિધિનો આશ્રય કરવો ૨૯. ગૃહસ્થાશ્રમમાં જેને સ્ત્રીની પ્રાપ્તિ થઇ ન હોય, જેની સ્ત્રી મરણ

પામી હોય અથવાતો જેને સ્ત્રીનું સુખ ન હોય તેમણે પણ આવી દીક્ષા લેવી હોય તો તેનો દીક્ષાવિધિ આ પ્રમાણે છે. ૩૦

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં આશ્રમ વિનાનાની મહાદીક્ષાના વિશેષ વિધિનું નિરૂપણ કર્યું એ નામે ઓગણપચાસમો અધ્યાય થયો ૪૯.**

---

## અધ્યાય ૫૦ મો.

### દીક્ષાવિધિનિરૂપણ ચાલુ

**શ્રી નારાયણ મુનિ કહે છે**—યજ્ઞોપવિત ધારણ કરેલો અને વેદાભ્યાસમાં તત્પર એવા બ્રાહ્મણને તીવ્ર વૈરાગ્ય થાય તો તેણે પણ નૈષ્ટિક વ્રતવાળા થવું ૧.તેણે પછી ઉદ્ધવ સંપ્રદાયના આચાર્યના શરણે જવું અને તે શરણે આવેલાને આચાર્યે અભય આપવું ૨.પછી ગુરૂએ વિધિને જાણનાર એવા બ્રાહ્મણને બોલાવીને તે પોતાના આશરે આવેલા બ્રાહ્મણને નૈષ્ટિક વ્રતની દીક્ષા આપવી ૨. સર્વતો ભદ્ર મંડળ કાઢાવી તેમાં રાધા કૃષ્ણનું પૂજન કરાવી પછી મુંજની મેખલા ધારણ કરાવવી ૪. બે કૌપીન પર પહેરવાનું કપડું, મૃગ ચર્મ અને વૈસ્ણવ હોય તો પણ પલાશનો દંડ અને તાંબાનું કમંડળ રાખવું ૫. આચાર્યે તેને વૈષ્ણવી ગાયત્રીનો ઉપદેશ કરવો; છંદ ગાયત્રીના દૃષ્ટા નારદ છે અને તેના દેવતા શ્રીહરિ છે. તેણે જમણા કાનમાં આ મંત્ર ત્રણવાર આપીને આનંદથી ગુરૂએ પછી શિષ્યનું નામ પાડવું ૭. પછી ધર્મશાસ્ત્રમાં કહેલા ધર્મોનો ઉપદેશ કરવો તે ધર્મો આઠે પ્રકારના નૈષ્ઠિક બ્રહ્મચર્યના છે. ૮. શિષ્યે પણ ગંધાદિક વડે ગુરૂનું પૂજન કરી તેમને દંડવત્ કરવા અને ગુરૂએ કહેલા પોતાના ધર્મમાં સદાય વર્તવું ૯. તે જ્યારે શાસ્ત્રમાં કહેલા નૈષ્ઠિક ધર્મમાં વર્તીને પાકો થાય ત્યારે આચાર્યે તેને મહાદીક્ષા આપવી ૧૦. ગુરૂએ બ્રહ્મચારીની પરીક્ષા પહેલેથી જ કરવી; તે પ્રથમતો તેનું ધર્મમાં રહેવાપણું અને પછી સદ્ ગ્રંથોનો અભ્યાસ એ બેમાં પરીક્ષા લેવી ૧૧. એક તો સેવકના સગા અને જ્ઞાતિ તરફથી ઉપદ્રવ ન થવો તથા તેનામાં વ્યંગપણું નથી તે જોઇને પછી તેનો દીક્ષા આપવી ૧૨. દેહની શુદ્ધિ માટે આપે પહેલા દિવસે ઉપવાસ કરાવીને પછી એકાદશી કે બારસને દિવસે વિધિ મુજબ દીક્ષા આપવી ૧૩. પ્રથમ બ્રાહ્મણ પાસે મંડળ ભરાવીને પછી વાસુદેવ પૂજન તથા વિધિ પૂર્વપ્રમાણે કરાવવો ૧૪. પછી ગુરૂએ તેને

બે શ્વેત અને સારાં વસ્ત્રો આપવાં તથા તુળસીની બે માળાઓ પણ આપવી પછી નમસ્કાર અને પૂર્વાભિમુખે બેઠેલા તે બ્રહ્મચારીને ઉત્તર મુખે બેસીને અષ્ટાક્ષર મહા મંત્રનો ઉપદેશ કરવો ૧૫-૧૬. તે જમણા કાનમાં ત્રણ વાર મંત્ર ભણી પછી ધર્મનો ઉપદેશ આપવો પણ માતા કે ગુરૂપત્ની થકી ક્યારેય પણ શિષ્યપણું લેવું નહીં ૧૭. સ્ત્રી માત્રના આકારને પણ પણ જોવો નહીં અને અજ્ઞાનથી જો સ્ત્રીનું મુખ દેખાઇ જાય તો ઉપવાસ કરવો ૧૮. જેવી રીતે આ મહાન્ વ્રતનો ભંગ ન થાય તે રીતે તારે વર્તવું અને સ્ત્રીની પેઠેજ ધનનો સ્પર્શ ન કરવો ૧૯. મોટા વ્રત વાળાએ દરરોજ નિયમથી પોતાની શક્તિને અનુસરીને દરરોજ સચ્છાસ્ત્રોનો પાઠ કરવો ૨૦. ગુરૂએ એ પ્રમાણે કહ્યા પછી શિષ્યને સારૂ એમ કરીશ એ પ્રમાણે કહીને પછી નમસ્કાર કરી તે પોતાના ગુરૂના વચનમાં સ્થિતિ રાખવી ૨૧. એ પ્રકારનો વિધિ વિશેષ છે. વળી બીજી બાબત પહેલાની પેઠે છે તે પણ હે પુત્રો ! મહાદીક્ષા લેવામાં બધી જાણવી ૨૨. દ્વિજ પુરૂષ એ પ્રકારે મહાદીક્ષા લે છે તેથી તેનું બ્રહ્મચર્ય અતિ પુષ્ટ બને છે માટે એ પ્રમાણે દીક્ષા લઇને કહેલા નિયમો પાળવા ૨૩.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં દીક્ષાવિધિમાં બ્રહ્મચારીઓને મહાદીક્ષા આપવાના વધિનું નિરૂપણ કર્યું એ નામે પચાસમો અધ્યાય થયો ૫૦.**

---

## અધ્યાય ૫૧ મો.

---

### ત્યાગીઓની મહાદીક્ષાનો વિધિ.

**શ્રી નારાયણ મુનિ કહે છે**—હવે હું ત્યાગીઓને મહાદીક્ષા આપવાનો વિધિ કહું છું અને પુત્રો ! ગુરૂએ તે જ પ્રમાણે આપવાની પણ બીજી રીતે નહીં ૧. જે વિવેકી, ધીર, મુમુક્ષુ તથા શ્રદ્ધાવાળો થઇને તીવ્ર વૈરાગ્યના વેગને લીધે ગૃહસ્થાશ્રમને છોડી દેવા ઇચ્છે છે તેણે પ્રથમ પોતાના દૈહિક સંબંધનાં કર્મો યથાવિધિ પતાવીને પછી પોતાની જ્ઞાતિનાં માણસોની આજ્ઞા લઇ આચાર્યના શરણે જવું ૩. પછી ગુરૂએ એ સારા શિષ્યને કેટલોક સમય પોતાની પાસે રાખીને સત્પુરૂષોએ અગાઉ કહેલાં લક્ષણો તેનામાં છે કે કેમ તે જોવું તેમજ અંધત્વ, કાંણાપણું, જડપણું તથા રોગ વગેરેથી રહિત

પણું એ જોઈને પછી તેનામાં વૈરાગ્યની તીવ્રતા છે કે કેમ તેની પરીક્ષા કરવી, તથા સાધુના મંડળમાં ભળી જવાનો તેનો સ્વભાવ છે કે કેમ તે પણ તત્ત્વે કરીને જોવો ૪-૫-૬. તે પછી તેના બંધવો તરફથી કાંઇ વિક્ષેપ છે કે નથી તે બાબતની તપાસ ગુરૂએ પોતે કરવી ૭. જો વિક્ષેપ હોય તો તેને ઘેર મોકલવો: વિક્ષેપ ન હોય તો અને વૈરાગ્યની મંદતા જણાય તો પણ તેને ઘેર મોકલવો ૮. તીવ્ર વૈરાગ્ય હોય છતાં પણ તેનામાં ધર્મ પાળવાની રૂચિ છે કે કેમ તેનો પણ નિશ્ચય કરીને પછી પોતાના આશ્રિત ત્યાગીને દીક્ષા આપવી ૯. તે દીક્ષા એકાદશી તેમજ બારસે આપવાનું શાસ્ત્ર સંમત છે અને તે અગાઉના દિવસે નિરાહાર ઉપવાસ કરવાનો ૧૦. ચોટલી વિના કંઠની પાસેથી માત્ર તમામ મુંડન કરાવવું અને પ્રથમ કહ્યા મુજબ મંડળ પણ ભરવાનું ૧૧. પછી સ્નાન કરીને શ્વેત વસ્ત્ર ધારણ કરાવવાં અને તેની પાસે ઉત્તમ એવા બ્રાહ્મણે રાધાકૃષ્ણની પૂજા કરાવવી ૧૨. પછી તે શરણે આવેલા સાધુને રાખવાની કૌપીન ઉપર પહેરવાનાં કપડાં અને રાતી માટીથી રંગેલી ગોદડી આપવાં ૧૩. ભિક્ષાનું પાત્ર જળપાત્ર આપવાં તથા તેને ચાર ઊર્ધ્વપુંડ્ર તિલક કરીને બે તુલસીની માલાઓ આપવી ૧૪. હે પુત્રો! આચાર્યે પછી પૂર્વમુખે બેઠેલા શિષ્યને હર્ષથી છંદોવડે વૈષ્ણવની ગાયત્રીનો ઉપદેશ કરવો ૧૫. પછી તેને આચાર્યે પ્રવર ગ્રંથિત એવું યજ્ઞોપવિત આપવું ૧૬. અને તે પછી તેનું નામ દાસ શબ્દવાળું પાડવું અને ત્યારબાદ તેને ધર્મશાસ્ત્રમાં કહેલા એવા ત્યાગીના ધર્મો કહેવા ૧૭. દરરોજ પોતાની શક્તિ મુજબ ભગવદ્ગીતાનો પાઠ કરવો અને બીજો જે વિધિ આગળ કહ્યો છે તેનો તેને ઉપદેશ કરવો ૧૮. એ પ્રમાણે ત્યાગીની દીક્ષા પામેલાએ ગુરૂને દંડવત્ નમસ્કાર કરવા તેમજ બીજા જે વૈષ્ણવો, સાધુઓ તેમને પણ નમવું ૧૯. તે બ્રહ્મચારીએ પછી ગુરૂકુળમાં નિત્ય વસતા થકા એકાંતિક ધર્મ પાળવા અને ગુરૂની સેવા કરતાં બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરવો દરરોજ આળસ રાખ્યા વિના ગુરૂની પાસેથી પોતાના કર્મનો વિધિ શિખવો અને તેજ પ્રકારે બીજા દિવસે તેણે કરવું ૨૦-૨૧. તે શિષ્યે કાયા, વચન અને મનવડે ગુરૂના હિતનું આચરણ કરીને ઇંદ્રિયોની પેઠે ગુરૂને વશ થવું ૨૨. પોતે બ્રહ્મ સ્વરૂપ હોય તો પણ ભગવાનનું દાસપણું દૃઢ રાખવું અને તે ગુરૂની સેવાનો કયારેય ત્યાગ ન કરવો ૨૩. તેણે સત્પુરૂષનું દાસપણું યથા ઘટે તેમ શુદ્ધ મન વડે કરવું અને તેની નિંદા વગેરેનો વિષની પેઠે ત્યાગ કરવો ૨૪. સત્પુરૂષમાં નારાયણની બુદ્ધિ કરીને ભક્તિવડે

તેમને પ્રસન્ન કરવા તથા હમેશાં સંતની સેવામાં આળસ છાંડીને રહેવું ૨૫. સંત પુરૂષો હેતથી કદાચ કઠોર વચન કહે તો પણ પોતાનાં સગાં તથા પુત્રો દુર્વચન કહે તેની પેઠે સહન કરવાં ૨૬. જે પુરૂષ સ્વતંત્રતા છોડીને સત્પુરૂષને અધીન થાય છે તે એકાંતિક થઇ હરિનો ભક્ત થઇ મોક્ષને પામે છે ૨૭. જે આ પ્રમાણેના ત્યાગીઓ ઇશ્વરના ભક્ત હોય અને તેઓ જો મહાદીક્ષા લેવાની ઇચ્છાવાળા હોય તો તેમની પણ વિધિ કહેવામાં આવે છે ૨૮. તેમાં જેઓમાં જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ તથા સ્વધર્મની પક્વતા થોડાજ કાળમાં થઇ હોય તથા બ્રહ્મચર્ય, થોડો આહાર કરવો. સ્વાદનો ત્યાગ કર્યો હોય, અહિંસા, ગુરૂભકિત વગેરે ધર્મો જેમાં વધારે હોય તથા અનુકૂળતા ન હોય ત્યારે જે સેવા કરે તેવા હોય તથા જેમણે શાસ્ત્રનો અભ્યાસ કરેલો હોય તેઓ મહાદીક્ષાના અધિકારી છે ૨૯–૩૦. જેઓ શાસ્ત્ર ભણ્યા ન હોય પણ જેઓએ યોગસાધના કરી હોય અને અષ્ટાંગ યોગ સાધ્યો હોય તે પણ મહાદીક્ષાના અધિકારી છે ૩૧–૩૨. એવા જેને મહાદીક્ષાની બહુ ઇચ્છા હોય તેણે આચાર્યની પાસે જવું અને આચાર્યે તેની પરીક્ષા કરીને તેને દીક્ષા આપવી ૩૩. તેમાં પણ કાળની પવિત્રતા માટે હોમ વગેરે બ્રહ્મચારીઓએ જેમ કર્યું છે તેમ સઘળું કરવું ૩૪. ગુરૂએ તેને કૌપીન ઉપર ઢાંકવાનું ધોળું વસ્ત્ર આપવું તથા ઉત્તરીય વસ્ત્ર માટે પણ સફેદ વસ્ત્ર આપવું ૩૫. પછી કંઠમાં ધારણ કરવાને તુલસીની બે માળાઓ આપવી તથા બે ભુજાઓએ પહેલાની પેઠેજ શંખ ચક્ર વગેરેની છાપો આપવી ૩૬. ગુરૂએ હૃદયમાં શ્રી કૃષ્ણનું ધ્યાન કરીને પછી પોતે તે બે હાથ જોડેલા શિષ્યને મહામંત્રનો ઉપદેશ આપવો ૩૭. પછી ગુરૂએ આનંદ છેડે આવે તથા ભગવાનનું નામ પ્રથમ આવે એ રીતનું તેનું નામ પાડવું અને શિષ્યે ગુરૂને નમસ્કાર કરવા ૩૮. પછી તે નામના એવા શિષ્યને અષ્ટાંગ બ્રહ્મચર્ય પાળવાનો તથા ધર્મોનો ઉપદેશ કરવો ૩૯. મનુષ્ય જાતિમાં સ્ત્રીના આકારને જોવો નહીં અને અજાણે જો સ્ત્રીનું મુખ દેખાઇ જાય તો એક ઉપવાસ કરવો ૪૦. તથા દરરોજ શાલગ્રામનું યથાશકિત મળેલાં સાધનથી પૂજન કરવું ૪૧. તથા શકિત હોય તો શ્રીમદ્ ભાગવતમાં રહેલો પંચમ સ્કંધ ભોજન પહેલાં દરરોજ પ્રયત્ન કરીને વાંચવો. રીતસર આહાર કરવો, નિંદ્રા થોડી લેવી ૪૨. અને ભક્તિનિષ્ઠાનો આશ્રય કરવો. વિરકત રહેવું, આત્મનિષ્ઠા રાખવી અને મોટા વ્રતમાં દૃઢ રહેવું ૪૩. એ અને ત્યાગીના બીજા ધર્મો શાસ્ત્રમાં કહેલા હોય તે

બધા મારી આજ્ઞાથી દેહ રહે ત્યાંસુધી પાળવાના છે ૪૪. આચાર્યે આત્મનિવેદી સાધુને આ પ્રમાણે શિક્ષા આપવાની છે એ પ્રમાણેનો આમાં વિશેષ વિધિ છે, બાકીનો પૂર્વ પ્રમાણે છે ૪૫. એ પ્રમાણે શાસ્ત્ર મુજબ ત્યાગીઓની દીક્ષાનો વિધિ પોતાના પુત્રોને સ્વામીએ કહ્યો છે અને તે ત્યાગીઓ તથા બ્રહ્મચારીઓએ દીક્ષા પામીને પછી શ્રી દ્વારકાનાથની યાત્રા કરવી ૪૬.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં દીક્ષાવિધિમાં ત્યાગીઓની મહાદીક્ષાના વિધિનું નિરૂપણ કર્યું એ નામે એકાવનમો અધ્યાય થયો ૫૧.**

---

## અધ્યાય પર મો.

---

### દિક્ષીતોના નિયમો.

**શ્રી નારાયણ મુનિ**–કહે છે: ઉદ્ધવ સંપ્રદાયમાં જેમણે સામાન્ય તથા વિશેષ દીક્ષા પ્રાપ્ત કરી હોય તેમણે દરરોજ શ્રી કૃષ્ણનું પૂજન કરવું ૧. સમગ્ર દીક્ષા પામેલાએ શ્રી ઉદ્ધવ સંપ્રદાયના આચાર્યની પાસેથી દરરોજ પૂજા કરવા સારૂ શ્રી કૃષ્ણની પ્રતિમા ગ્રહણ કરવી ૨. દીક્ષા પામેલા ત્રણ વર્ણના લોકોએ તેમજ શદ્રોએ તથા ચારે આશ્રમવાસીઓએ તેમજ ત્યાગીઓએ પણ શ્રી કૃષ્ણનીજ મૂર્તિનું પૂજન કરવું પણ બીજાનું નહીં ૩. આચાર્યે જે પ્રતિમાની પ્રતિષ્ઠા કરી હોય અને તે ચીતરેલી હોય કે ધાતુ વગેરેમાંથી થયેલી હોય તોપણ તેની પૂજા કરવી; બીજાની નહીં ૪. પૂજન કરીને પછી તે ભગવાનના ચરણની પ્રસાદીરૂપ અમૃતનું પાન કરવું તે હાથમાં ધારણ કરીને નીચેના મંત્રથી તેનું હમેશ પાન કરવું ૫. **अकाल मृत्यु-हरणं सर्व व्याधि विनाशनम्। विष्णोर्पादोदकं तीर्थं जठरे धारयाम्यहम्॥** ૬. એ પ્રમાણે વિષ્ણુના પગના ચરણામૃતનું પાન કર્યાથી કોટિ જન્મનાં પાપ નાશ પામે છે તો તેમાંનું એક ટીંપું પણ નીચે પડે તો આઠ ગણું પાપ લાગે ૭. તમામ દીક્ષીતોએ સર્વ રીતે પ્રમાદનો ત્યાગ કરીને કૃષ્ણની નવ પ્રકારની ભક્તિ દૃઢ રીતે કરવી ૮. ભગવાનની ભક્તિ કરનારા પુરૂષોએ હરિનો અપરાધ કોઇ રીતે ન થાય એમ વર્તવું ૯. ભગવાનના મંદિરમાં જોડા કે પાદુકા પહેરીને જવું નહીં તથા જન્મોત્સવ વગેરેમાં સેવા કરવી અને આગળ જઇને પ્રણામ કરવા ૧૦. ભગવાનના મંદિરમાં ઉંચા

આસન ઉપર ચડીને બેસવું નહીં તથા એકલી સ્ત્રીની સાથે એકાંતમાં ન રહેવું ૧૧. ભગવાનનો સ્પર્શ વગેરે અશુદ્ધ હાથે કરવો નહીં, એક હાથે નમન કરવું નહીં અને અપશબ્દ બોલવા નહીં ૧૨. ભગવાનની આગળ પગ પહોળા કરીને કે ઢીંચણ બાંધીને બેસવું નહીં તથા મિથ્યા ભાષણ કરવું નહીં ૧૩. મોટેથી બોલવું નહીં, રડવું નહીં તથા કજીઓ કરવો નહીં તેમજ સ્ત્રીને નિરખવી નહીં, તેનો સ્પર્શ ન કરવો તથા તેની સાથે કઠોર ભાષણ ન કરવું ૧૪. શકિત છતાં ગૌણ ઉપવાસ કરવા, આત્મનિવેદીનું અન્ન જમવું, અધોવાયુ કાઢવો, ઉંચા પગ કરીને બેસવું, ૧૫. ગ્રામ્યવાર્તા સાંભળવાની આસકિત, આત્મપ્રશંસા તથા પૂર્વમુખે બેસવું એ બધું શ્રી હરિની નવધા ભકિતમાં અપરાધ રૂપ માનેલું છે ૧૬. માટે આપત્તિ વિના એટલાં વાનાં પ્રયત્નથી કરવાં જ નહીં તેમાં પણ ભગવાનના ભકતે તો ભગવાનની પ્રીતિને અર્થે તે વિશેષપણે ન કરવાં ૧૭. કદાચ તેમાંથી પ્રમાદવશાત્ એકાદ અપરાધ થઇ જાય તો ભગવાનના ભકતે એક દિવસનો ઉપવાસ કરવો ૧૮. દંડવત્ પ્રણામથી તથા સ્તુતિથી તથા વિનયથી નીચેના મંત્રથી ભગવાનની ક્ષમા માંગવી ૧૯. **अपराध सहस्राणि क्रियते अहर्निशं मया । दासोऽयमिति मांमत्वा क्षमस्व पुरुषोत्तम** ॥ ૨૦. દીક્ષા પામેલા સર્વજનોએ કેવળ પોતાના આચાર્યનાજ ચરણનું પાણી તથા પ્રસાદીનું અન્ન લેવું પણ બીજાનું નહીં ૨૧. જેવી રીતે વર્ણાશ્રમના ધર્મની સંકરતા ન થાય તથા લોકનો અપવાદ ન આવે એ રીતે વર્તવું ૨૨. વર્ણાશ્રમની મર્યાદામાં રહેલા ઉદ્ધવ સંપ્રદાયના ભકતોએ આચાર્યે દાંત વડે કરડેલાં ફળાદિક ન ખાવાં ૨૩. આ પ્રકારે જે ભકતોએ દીક્ષા લીધેલી હોય અને પોતાના ધર્મમાં રહેલા હોય તથા જ્ઞાન અને વૈરાગ્યથી સંપન્ન હોય તેમને એકાંતિક કહે છે ૨૪. તેઓ દેહ પડયા બાદ ગોલોક નામના વિષ્ણુના પરમધામમાં સૂર્યના સરખા તેજસ્વી વિમાનમાં દિવ્ય દેહ વડે બેસીને જાય છે ૨૫. ત્યાં શ્રીદામા તથા નંદાદિક પાર્ષદો તેમની સેવા કરે છે તથા ત્યાં શ્રી રાધિકાજી તથા કૃષ્ણની પ્રાપ્તિ થાય છે અને તેમને ઇચ્છિત સુખ મળે છે ૨૬. એ પ્રમાણે ગુરૂએ એ પ્રકારના પુરૂષોને દીક્ષા આપવી પણ સ્ત્રીને તો ક્યારેય દીક્ષા ન આપવી કેમકે સ્ત્રીઓને આપવામાંથી આપત્તિ આવે છે ૨૭. સ્ત્રીઓને દીક્ષા આપવામાં ગુરૂને તેનો અતિપ્રસંગ થાય છે તેથી તે ધર્મભ્રષ્ટ થાય છે અને તેથી આચાર્યનો વિનાશ થાય છે ૨૮. ઉદ્ધવ માર્ગ પ્રવર્તાવનાર જો ભ્રષ્ટ થાય તો તે પૂર્વના આચાર્યનો ગુરૂદ્રોહી થાય છે માટે તેણે તે માર્ગ લેવો

નહીં ૨૯. એ પ્રમાણે, હે પુત્રો ! દીક્ષાનો વિધિ કહ્યો અને એના સેવનથી બધા મનોરથો પાર પડે છે ૩૦. આ વિધિનો ઉપદેશ મારા ગુરૂ રામાનંદે કૃપા કરીને મને કર્યો હતો તે, મેં તમને બે જણને કહ્યો ૩૧. હે પુત્રો ! તમારા જ્ઞાનને માટે મેં આ દીક્ષાવિધિ રૂડી રીતે કહ્યો તે ચિત્તમાં ધારણ કરજો અને પોતાના આશ્રિતોને અધિકાર મુજબ દીક્ષા આપજો ૩૨.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં દિક્ષાવિધિમાં દીક્ષિત પુરૂષના સાધારણ ધર્મનું નિરૂપણ કર્યું એ નામે બાવનમો અધ્યાય થયો ૫૨.**

---

**અધ્યાય ૫૩ મો.**

---

## સ્ત્રીઓનો દિક્ષાવિધિ.

**શ્રી નારાયણ મુનિ કહે છે**—હે પુત્રો ! હવે તમને હું સ્ત્રીઓને દિક્ષા આપવાનો વિધિ કહું છું, તે સાંભળીને તમારે તે વિધિનો ઉપદેશ પોતાની સ્ત્રીઓને કરવો ૧. કર્મવડે કરીને પશુ આદિ યોનિમાં ભમતી એવી સ્ત્રીઓને શ્રી કૃષ્ણ એકજ શરણ રૂપ છે ૨. રાધા, લક્ષ્મીજી વગેરેની પેઠે શ્રી કૃષ્ણની અનન્ય ભક્તિ કરવી કેમકે ભક્તિથી જ સંસારથી મુક્ત થવાય છે અને ઇચ્છિત સુખ મળે છે ૩. માટે બુદ્ધિમાન્ સ્ત્રીઓએ ધર્મ-વંશની ગુરૂપત્ની પાસેથી દીક્ષા લઇને શ્રી કૃષ્ણનું આદરથી ભજન કરવું ૪. સ્ત્રીઓએ ધર્મવંશના પુરૂષો પાસેથી કોઈ દિવસ દીક્ષા ન લેવી કેમકે તેથી પતિવ્રત ધર્મનો ભંગ થાય છે ૫. આ કલિયુગમાં જે સ્ત્રીઓ પુરૂષો પાસેથી દીક્ષાનું ગ્રહણ કરે છે તેઓ અવશ્ય ભ્રષ્ટ થાય છે ૬. સ્ત્રી જો પુરૂષની આકૃતિને ક્ષણ-પણ નિહાળે છે અથવા પુરૂષ સ્ત્રીની આકૃતિ નિહાળે છે તો અવશ્ય તેના મનમાં ક્ષોભ થાય છે. ૭ માટે કળિયુગમાં પુરૂષની પાસેથી સ્ત્રીએ દીક્ષા લેવી નહી; તેને દીક્ષા લેવાનો વિધિ ગુરૂના મુખથી મેં જે સાંભળ્યો છે તે હું કહું છું ૮. જે સ્ત્રી સંસારના તથા યમના ભયથી બીની હોય અને પોતાનું કલ્યાણ ઇચ્છતી હોય, જે સાધ્વી હોય, ધર્મપરાયણ, શ્રદ્ધાળું હોય તથા મુમુક્ષુ હોય તેણે ગુરૂપત્નીના શરણે જવું અને ઉદ્ધવસંપ્રદાયના ધર્મ માર્ગમાં દઢ સ્થિતિ રાખવી ૯-૧૦ તે ગરૂસ્ત્રી વાસુદેવની અનન્ય ભક્ત અને સતી હોવી જોઇએ તથા પોતાની નિકટના સંબંધવિનાના પુરૂષની સાથે બોલવાનું

તથા તેનો સ્પર્શ કરવાનું છોડી દેવું જોઈએ ૧૧. તે એકાદશી વગેરે વ્રતો તથા ભગવાનના વ્રતો કરનારી એવી તેણે શરણે આવેલી સ્ત્રીને દીક્ષા આપવી ૧૨. સ્નાન કરેલી, ધોયેલાં વસ્ત્રો ધારણ કરનારી તથા કૃષ્ણનું પુજન કર્યું છે જેણે તેને ભોજનની પહેલાંજ સ્ત્રીને દીક્ષા આપવી ૧૩. તે ગુરૂસ્ત્રીએ જે સ્ત્રી પોતાના પતિની આજ્ઞા લઈને આવી હોય તેને જ મંત્રોપદેશ આપવો પણ સ્વતંત્ર રીતે નહીં ૧૪. દીક્ષામાં મહેમાનગીરી વગેરે નિયમો નથી હોતા જ્યારે જેને મુમુક્ષુપણું આવે ત્યારે તેને દીક્ષા આપવી ૧૫. દીક્ષા લેનાર સ્ત્રીએ સ્નાન કરી ધોએલાં વસ્ત્રો પહેરી તથા હાથમાં શ્રીફળ લઈ ગુરૂની પાસે જઈને શ્રીફળ ધરવું ૧૬. પછી બે હાથ જોડીને ગુરૂપત્નીને પ્રણામ કરવા અને કહેવું કે હે સ્વામિનિ! મારૂ પાખંડી ગુરૂથી રક્ષણ કરો ૧૭. ગુરૂપત્નીએ તેને આશ્વાસન આપીને કહેવું કે મારૂ તથા તારૂ બન્નેનું રક્ષણ વાસુદેવ ભગવાન કરશે ૧૮. એમ કહીને પછી તેને બેસાડીને જમણા હાથમાં પાણી આપીને સંકલ્પ કરાવવો અને નીચેનો મંત્ર બોલાવવો ૧૯. **कालमाया पापकर्म यमदुत भयावहम् । श्रीकृष्ण वासुदेव शरणं प्रपन्नोस्मि स पातु माम् ॥** ૨૦. પછી તેના કંઠને વિષે બે ઝીણી તુલસીની કંઠીઓ ધારણ કરાવવી અને તેના કપાળમાં કંકુનો ચાંલ્લો કરવો ૨૧. જો એ સ્ત્રી વિધવા હોય તો તેના કંઠમાં ચંદનનો ચાંદલો કરીને તેના ડાબા કાનમાં આઠ અક્ષરના મંત્રનો ઉપદેશ કરવો ૨૨. પછી તેને સર્વ કાળમાં જપવા માટે મંત્રનો ઉપદેશ કરવો અને તે સદાય જપવો ૨૩. ત્રણ વર્ણની તથા સચ્છુદ્રોની સ્ત્રીઓની વિધિ આ પ્રમાણે કહયો અને હવે બીજી વર્ણોની સ્ત્રીઓની દીક્ષાનો વિધિ કહુંછું ૨૪. બીજી વર્ણની સ્ત્રીઓ સ્નાન કરીને આવે એટલે ગુરૂપત્નીએ તેમને ગુણાક્ષરના નામનો મંત્ર આપવો ૨૫. એ પછી મંત્ર લીધેલી એ શિષ્યા સ્ત્રીઓને નિયમો કહી બતાવવા અને તે તેણે સાંભળીને હૃદયમાં ધારણ કરવા ૨૬. તેણે માંસ ન ખાવું, દારૂ ન પીવો, બીજાની હિંસા ન કરવી તથા આત્મઘાત પણ ન કરવો ૨૭. પોતાની જાતિથી ભ્રષ્ટ થવાય એવું કર્મ પણ ન કરવું તથા ચોરીનું કામ ન કરવું તથા પર પુરૂષનો સંગ ન કરવો ૨૮. હરિની કથા વાર્તા પણ કુસંગીની પાસેથી ન સાંભળવી તથા કોઈના દેવના ઉચ્છેદને આચરવો નહીં ૨૯. કશી પણ માદક વસ્તુ ખાવી નહીં તથા તમાકુ ન ખાવી તથા ગળ્યા વિનાનું દૂધ તથા પાણી પીવાં નહીં ૩૦. કદિ પણ અપશબ્દ બોલવો નહીં અને વિષ્ણુની માનસી પૂજા

આળસ રહિત થઇને કરવી. ૩૧. દરરોજ પ્રીતિવડે શ્રી રાધાકૃષ્ણનું પુજન કરવું અને દરરોજ શક્તિ પ્રમાણે તેમના નામનો નિયમથી જપ કરવો. ૩૨. વસ્ત્ર વડે માળાને ઢાંકીને તથા શુદ્ધ થઇ સ્થિર આસને બેસીને, દૃષ્ટિ સ્થિર રાખી સંયમવાળા થઇને જપ કરવો ૩૩. એકાદશી, જન્માષ્ટમી વગેરે વ્રતો કરવા પણ અધર્મી એવી સ્ત્રીઓ અને પુરૂષોનો સંગ ન કરવો ૩૪. હરિની નવ પ્રકારની ભકિત કરવી અને તેનો ક્યારેય ત્યાગ ન કરવો અને વિધવા સ્ત્રીએ આઠ પ્રકારે પુરૂષનો ત્યાગ કરીને હરિને ભજવા ૩૫. તે તત્કાળ સદ્ધર્મ વાળી અને ભગવાનને પ્રાપ્ત થયેલી તથા સત્સંગિની એ પ્રકારે આ લોકમાં પ્રસિદ્ધ થશે ૩૬. હવે તું નિર્ભય થઇ છે માટે ધર્મમાં રહીને કૃષ્ણને ભજ તેથી તું પરમ ધામ જે ગોલોક તેને પામીશ તથા સતી કહેવાઇશ ૩૭. વાસુદેવ તારા પતિ થઇને તને એ કૃપાસિંધુ વાંછિત સુખ આપશે તેમાં સંશય નથી ૩૮. એમ કહીને તે ગુરૂએ રાધાકૃષ્ણની પ્રતિમા ચાતુવર્ણની સ્ત્રીને આપવી અને તે સીવાયની સ્ત્રીને આ પ્રમાણે આજ્ઞા કરવી ૩૯. તારે કદિ પણ પ્રતિમાનો સ્પર્શ ન કરવો પણ પોતાના ગામમાં ઉદ્ધવ સંપ્રદાયના મંદિરમાં જઇને તે પ્રતિમાનું દર્શન કરવું ૪૦. જો એવી મૂર્તિ ગામમાં ન હોય ત્યારે કૃષ્ણની પ્રસાદી એવું પુષ્પાદિક સ્થાપન કરીને દરરોજ તેનું દર્શન કરવું ૪૧. દરરોજ તેનું આદરથી માનસી પૂજન કરવું તેથીજ બાહ્ય પૂજનનું સર્વ ફળ મળશે ૪૨. પછી ચારે વર્ણની સ્ત્રીઓએ ગુરૂ સ્ત્રીનું પૂજન કરવું તે કંદ, ચોખા, ફુલ તથા શકિત પ્રમાણે વસ્ત્ર, ધન વગેરેથી કરવું ૪૩. ગુરૂપત્નીને નમસ્કાર કરી પછી તેમની આજ્ઞા લઇને પોતાને ઘેર જવું અને ત્યાં તેમનાં વચન પ્રમાણે રહેવું ૪૪. એ પ્રમાણે સામાન્ય દીક્ષાનો વિધિ મેં કહ્યો; હવે તેનો વિશેષ વિધિ પુરેપુરો હું તમને કહીશ ૪૫. તે વિશેષ પ્રકારની દીક્ષામાં ત્રણે વર્ણની સ્ત્રીઓનો અધિકાર છે તેમજ સત્શૂદ્ર જાતિની હોય અને સામાન્ય દીક્ષા લીધેલી હોય તેને પણ તેનો અધિકાર છે ૪૬. અતિશય માની હોય, જૂઠું બોલનારી, બહુ હસનારી, બહુ જમનારી, તથા કામ કરવામાં બહુ આળસુ હોય તે દીક્ષા પામે નહી ૪૭. જેનાં અંગો વિકૃત હોય અને જે મહારોગી હોય તથા જે બહુ ઘર્ઘર બોલનારી હોય તથા જેની આંખો સારી ન હોય તથા જે તુચ્છ બોલનારી તથા જે ભટકનારી હોય તથા રાજાદિકની વાતો જેને પુછવાની તથા કહેવાની પ્રકૃતિ હોય તેવીને પણ દીક્ષા ન આપવી ૪૮-૪૯. જેનો હેતુ ક્રયવિક્રય કરવાનો ન હોય, જે આડે માર્ગે જનારી ન હોય તથા જેને અધર્મી સ્ત્રીઓના

સંગમાં રૂચિ ન હોય, સ્વધર્મ પાળવામાં ઉત્સાહવાળી, પતિની આજ્ઞામાં રહેનાર સધવા અને પિતાપુત્ર વગેરેની આજ્ઞામાં રહેનાર વિધવા પણ દીક્ષાની અધિકારી છે પર. ગુરૂપત્નીએ એવી શિષ્યની પરીક્ષા કરીને એકાદશી કે બારશની પૂર્વે ભોજનનો ત્યાગ કરેલી હોય એવી સ્ત્રીને દીક્ષા આપવી ૫૩. આગલે દિવસે કેળના થાંભલાઓથી શોભિત તથા વિચિત્ર વસ્ત્રોથી અને તોરણથી મંડપ બંધાવવો ૫૪. તેના મધ્યમાં સર્વતો ભદ્ર મંડળ કરવું અને તે રંગીત ચોખાથી ત્રણ કૃષ્ણનાં ભજનથી કરવાં ૫૫. દીક્ષા આપવાના દિવસે સવારમાં સ્નાન કરી, ધોએલું વસ્ત્ર પહેરી શુદ્ધ થઇ મંડળની આગળ નાના પ્રકારની વસ્તુઓ મુકવી ૫૬. મંડપના મધ્યમાં પીઠની સ્થાપના કરી તેના ઉપર શ્વેત વસ્ત્ર ઢાંકીને તેમાં આઠ દળવાળું કમળ સુંદર કરવું ૫૭. ત્યાં ચિત્ર વિચિત્ર રંગવડે તથા ચોખા અને કપડાંઓ સાથે રાધા અને લક્ષ્મી સાથેની વાસુદેવની મૂર્તિ કરવી ૫૮. તે સ્થાપના વખતે પણ સ્ત્રીઓ પાસે કૃષ્ણનાં ગીતો ગવરાવવાં તથા પૂજનના ઉત્સવમાં પણ ચિત્ર વિચિત્ર વાજીંત્રો વગડાવવાં ૫૯. પછી તે સ્ત્રીએ સ્નાન કરી તથા રેશમી વસ્ત્રો અગર તો સુતરનાં ધોએલાં વસ્ત્રો પહેરીને ગુરૂની સમીપે બેસવું ૬૦. પછી પૂર્વ મુખે બેઠેલા ગુરૂએ તેની પાસે 'શ્રી રાધાકૃષ્ણાય નમઃ' એ પ્રમાણે બોલાવીને તેની પાસે હરિની પુજા કરાવવી ૬૧. ગુરૂપત્નીએ પૂર્વ મુખે બેસવું અને શિષ્યાને ઉત્તરાભિમુખે બેસાડવી અને પછી તેને કંઠમાં ધારણ કરવા માટે તુલસીની બે માળાઓ આપવી ૬૨. સધવા સ્ત્રીએ ભાલમાં અને વિધવાએ ગાલે, પ્રસાદીના ચંદન તથા કુમકુમથી ચાંલો કરવો ૬૩. અથવા તો ગોપીચંદનથી કંઠમાં કરવો અને પછી તે શિષ્ય થયેલી સ્ત્રીએ બે હાથ જોડીને કૃષ્ણની નીચે મુજબ સ્તુતિ કરવી ૬૪. હે કૃષ્ણનારાયણ! હે હાથમાં વાંસળી ધારણ કરનારા, રાધિકાનાં નેત્રો રૂપ ચકોરના ચંદ્ર સમાન, વૃંદાવનનાં ગોપ ગોપીઓને આનંદ પમાડનાર, હે ગોકુળના ઇશ્વર, હે હરિપ્રસાદ, શ્રી દેવકીના પુત્ર, દેવના પણ દેવ, શ્રી દ્વારિકાના ઇશ્વર, અર્જુનના સારથી, લક્ષ્મીજીના મનને રંજન કરે એવા સુંદર હાસ્ય કરનારા હે પ્રભો! હે પરમેશ્વર તમને નમસ્કાર છે ૬૫–૬૬. જેમ આપની મોટી દીક્ષા મેં ધારણ કરી છે તે મુજબ તેવી રક્ષા પણ આપેજ કરવાની છે તે રક્ષા હે પ્રભો! ક્રોધથી, લોભથી, રસથી, કામથી, તથા અધર્મી મનુષ્યોથી કરવાની છે ૬૭. માટે જેવી રીતે આપનાં ચરણારવિંદમાં મારે નિશ્ચે ભારે પ્રીતિ થાય તે મુજબનો અનુગ્રહ કરવાને તમે હે ઇશ! યોગ્ય છો ૬૮. હે પ્રભો! જેવી રીતે મારો પતિવ્રતાનો ધર્મ બીલકુલ ભંગ ન

થાય તેજ પ્રમાણે હે દયાળો ! તમારે આ દાસી ઉપર કૃપા કરવાની છે ૬૯. ગુરૂની આજ્ઞાથી વાસુદેવને પ્રણામ કરીને પછી ગુરૂને પૂર્વાભિમુખે બેસાડી શિષ્યે ઉત્તરમુખે બેસવું ૭૦. પછી વાસુદેવ એવા ભગવાનનું પોતાના હૃદયમાં ધ્યાન કરીને પછી ગુરૂએ તેના ડાબા કાનમાં ધીમેથી કૃષ્ણનો મંત્ર આપવો ૭૧. એ પ્રમાણે મંત્ર આપ્યા બાદ તેને ધર્મોનો ઉપદેશ કરવો કે હે ભદ્રે ! સાંભળ, હવે તું મારી પુત્રી થઈ છે ૭૨. શ્રી કૃષ્ણનું હરહમેશ પૂજન કરવા માટે મેં તને નિશ્ચે યોજેલી છે માટે તું હમેશાં પ્રયત્નો કરીને એક મન વડે તેમનું ભજન કર ૭૩. અનેક પતિ સાથે સંબંધ કરવાથી તથા સંસારના ભ્રમણથી પણ તે તારૂં રક્ષણ કરશે અને ભગવાનના પ્રત્યે તારૂં પાંતિવ્રત્ય થશે ૭૪. તારે નિત્ય ભગવાનની સેવા કરવી અને રાત્ર દિવસે હરિની પ્રસાદીનુંજ ભોજન જમવું ૭૫. દિવસમાં બે વખત જમવું નહીં તેમજ આપત્તિ વિના રાત્રે પણ બે વખત જમવું નહીં; વિધવાએ તો દિવસ કે રાત્રે એકજ વખત જમવું ૭૬. રોગ હોય ત્યારે, પ્રસવમાં, જ્ઞાતિના જમણ-વારમાં સધવા સ્ત્રી જો ત્રણ વખત જમે તો પણ તેને દોષ નથી ૭૭. તે વખતે શ્રી હરિનું નૈવેદ્ય કરી લેવું અને હૃદયમાં રહેલા કૃષ્ણને માનસિક અન્ન વડેજ જમાડવા ૭૮. બ્રાહ્મ મુહૂર્તમાં નિદ્રાનો ત્યાગ કરીને સદા કૃષ્ણનું સ્મરણ કરવું અને રાત્રીનો પહેલો પહોર વીત્યાબાદ હમેશ શયન કરવું ૭૯. બધી દશમો તથા બારસોમાં તથા વ્રતના ઉપવાસના દિવસોએ દિવસે નિદ્રા ન લેવી ૮૦. વિધવાએ તો દિવસે કયારેય નિદ્રા ન લેવી માત્ર આપત્કાળ હોય તો દિવસની નિદ્રાથી અને બીજીવાર ખાવાથી દોષ નથી ૮૧. સર્વે સ્ત્રીઓએ શ્રી હરિની નવધા ભક્તિ કરવી તથા માન અને ઇર્ષ્યાથી ભક્તોની સાથે કદી વિવાદ ન કરવો ૮૨. દીક્ષા પામેલી સ્ત્રીઓએ હમેશાં કૃષ્ણનો પાઠ કરવો અને જ્યાં સુધી દેહની સ્મૃતિ રહે ત્યાં સુધી ધર્મનું પાલન કરવું ૮૩. કૃષ્ણની સેવાનો આશ્રય કરનારી એવી તું સર્વે પ્રકારે પ્રભુને ભજવાથી પૃથ્વીમાં આત્મનિવેદી તરીકે પ્રખ્યાત થઇશ ૮૪. નિત્યે પોતાના ધર્મમાં રહેવાથી દેહ પડયા પછી રાધિકાના જેવું સુખ પામીશ અને ગોલોકમાં પોતાના ઇષ્ટદેવને નિશ્ચે પામીશ ૮૫. તારા પુણ્યથી તારો પતિ પણ ભગવા-નનો પાર્ષદ થશે તથા તારા માતપિતાનાં કુળો પણ સદ્‌ગતિ પામશે ૮૬. ગુરૂપત્ની એ પ્રમાણે બોલે તેનાં વચનો શિરે ધારણ કરીને તેને પ્રણામ કરવા અને ગુરૂપત્નીએ પછી તેને શુભ આશિષ આપવી ૮૭. હે શુભે ! તું પતિવ્રતા થઇશ, ધર્મમાં નિષ્ઠાવાળી થઇશ અને વાસુદેવના દાસપણામાં તું લક્ષ્મીજી

જેવી થઇશ ૮૮. પછી તે સ્ત્રીએ પોતાની શક્તિ મુજબ ગુરૂની પૂજા પહેલા-ની પેઠે કરવી અને તેને તથા બીજાઓને નમસ્કાર કરવા તથા ભક્તિવડે કરીને તેના વચનમાં વર્તવું ૮૯. જે સ્ત્રી સામાન્ય અગર તો વિશેષ ગમે તે, ઉદ્ધવ સંપ્રદાયની દીક્ષા ગ્રહણ કરે તેણે પોતાની શક્તિ મુજબ હરિના ભક્તોને જમાડવા ૯૦. હે પુત્રો ! જેઓ ઉદ્ધવ સંપ્રદાયમાં રહીને કૃષ્ણની ભક્તિ કરવા માંગતા હોય તેમને માટે સામાન્ય તથા વિશેષ એવી બે પ્રકાર-ની દીક્ષાનો વિધિ મેં તને કહ્યો ૯૧. અને એ પ્રમાણે તમારે પણ તમારી પત્નીઓને તે વિધિ જુદો જુદો કરી સંભળાવવો ૯૨.

સુવ્રત મુનિ કહે છે—એ પ્રકારે હરિએ બન્ને ભાઇઓને કહ્યું એટલે તે બન્ને પ્રસન્ન થઈ હરિને પ્રણામ કરીને પછી તેમને જ આચાર્ય ધારી તેમનું હૃદયમાં ધ્યાન કરીને પોતાના ઉતારે પધાર્યા ૯૩.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં દીક્ષા વિધિમાં સ્ત્રીઓના ઉદ્ધવી દીક્ષાના વિધિનું નિરૂપણ કર્યું એ નામે ત્રેપનમો અધ્યાય થયો ૫૩.**

---

## અધ્યાય ૫૪ મો.

---

### દીક્ષાનું ફળ.

સુવ્રત મુનિ કહે છે—હે રાજન્ ! તે નારાયણ મુનિયે નિર્જળા એકા-દશીના દિવસે પોતે જ બે પુત્રોને બે પ્રકારની દીક્ષા આપી ૧. દીક્ષા પામેલા તે બે ભાઇઓએ પછી પોતાની બે પત્નીઓને પણ સામાન્ય તથા વિશેષ એવી બે પ્રકારની દીક્ષાઓ આપી ૨. તે વખતે શ્રી હરિએ કૃષ્ણ પૂજાનો મોટો ઉત્સવ કર્યો અને સાધુ તથા બ્રાહ્મણોને યથેષ્ટ ભોજન કરાવ્યાં. ત્યાં દેશાંતરથી હજારો ભક્તો આવ્યા તેમાં સ્ત્રી, પુરૂષ, બ્રહ્મચારીઓ તથા સાધુઓ આવ્યા ૪. સ્નાનયાત્રાનો ઉત્સવ થયા પછી ત્યાં મોટી સભા થઇ તેમાં સર્વે ભક્તજનો મર્યાદાથી બેઠા ૫. તેના મધ્યમાં નારાયણ મુનિ ઉંચા આસન ઉપર વિરાજમાન થયા અને તેમના મુખારવિંદની સામે જોતા થકા તે ભક્તો બેઠા ૬. શ્રી હરિ તે ભક્તોની પ્રત્યે બોલ્યા કે હે હરિજનો ! મારૂં વચન સાંભળો; દીક્ષા પામેલાઓને ભક્તિનું ફળ તત્કાળ મળે છે ૭.

માટે ઉદ્ધવ સંપ્રદાયમાં દરેક સ્ત્રી પુરૂષે સામાન્ય તથા વિશેષ બન્ને દીક્ષાઓ લેવી જોઇએ ૮. જે ભક્તો લક્ષ્મીનારાયણના દેશમાં રહેતા હોય તેમણે રઘુવીરજી પાસેથી દીક્ષા બે પ્રકારની લેવી ૯. તેમની સ્ત્રીઓએ રઘુવીરજીની પત્ની પાસેથી દીક્ષા ગ્રહણ કરવી પણ તેમણે પુરૂષની પાસેથી તો કોઇ દીક્ષા ગ્રહણ કરવી નહીં ૧૦. જેઓ નરનારાયણ દેવના દેશમાં રહેતા હોય તેવા પુરૂષોએ બન્ને પ્રકારની દીક્ષા અયોધ્યાપ્રસાદજીની પાસેથી લેવી ૧૧. અને તેમની સ્ત્રીઓએ તે આચાર્યની પત્ની પાસેથી દીક્ષા લેવી પણ બીજા કોઇ પાસેથી તેવી દીક્ષા ગ્રહણ કરવી નહીં ૧૨. વાસુદેવ ભગવાનની આ પ્રમાણે દીક્ષા લીધા બાદ બીજે દહાડે પોત પોતાના ગુરૂજન પાસેથી કૃષ્ણની પ્રતિમા પૂજન કરવા માટે લેવી ૧૩. તે પૂજન પોતાના અધિકાર મુજબ કરવું અને દરેકે પોતાના ધર્મમાં રહેવું પણ મારા આશ્રિતોએ બીજી રીતે ન રહેવું ૧૪. જો ધર્મને વિષે કાંઇ સંશય થાય તો અવકાશ જોઇને મને સુખેથી પુછજો ૧૫. શ્રી નારાયણ મુનિ કહે છે—ભગવાને એમ કહ્યું એટલે ભક્તોએ પણ તથાસ્તુ કહ્યું અને શ્રી હરિ પોતાના ઉતારે પધાર્યા ૧૬. પછી શ્રી હરિએ અધિકાર મુજબ પોતાના જનોને પુત્રોની પાસે દીક્ષા અપાવી ૧૭. પછી શ્રી હરિએ રઘુવીરજી પાસે તેમના શિષ્યોને રાધાકૃષ્ણની તથા પોતાની મૂર્તિ પૂજા માટે અપાવી અને અયોધ્યાજીપ્રસાદજીની પાસે તેમના શિષ્યોને નરનારાયણની તથા પોતાની મૂર્તિ પૂજા માટે અપાવી ૧૯. પછી તે બન્નેની પત્નીઓની પાસે ઘટે તેમ સ્ત્રીઓને દીક્ષા અપાવી તે દીક્ષા બે પ્રકારની સર્વને અપાવી ૨૦. પછી દેશવાર દરરોજ પૂજા માટે તેમને જુદી જુદી બે પ્રતિમાઓ આપી ૨૧. હે રાજન્! શ્રી સ્વામીનારાયણે આ કલિયુગમાં મનુષ્યોનાં કલ્યાણ માટે આ ઉદ્ધવ સંપ્રદાય પ્રવર્તાવ્યો ૨૨. પછી રઘુવીર તથા અયોધ્યાપ્રસાદ બન્નેએ તેમની પાસે આવીને નમસ્કાર કરીને તેમની પાસે બેઠા ૨૩. પછી શ્રી હરિ તે બે પુત્રો પ્રત્યે બોલ્યા કે તમારે જે કાંઇ પુછવાનું હોય તે પુછો એટલે હે રાજન્! તે બે પુત્રો પુછતા હવા ૨૪. હે સ્વામિન્! આ સંપ્રદાયમાં જે કોઇ ધાર્મિક વ્રતોત્સવ કરવા હોય તે વિધિપૂર્વક કહેવાને તમે યોગ્ય છો ૨૫. હે પ્રભો! અમે બન્ને જણ તે વ્રતોત્સવ ભગવાનના મંદિરમાં સમયને ઘટે તેમ બન્ને દેશમાં કરીશું ૨૬.

સુવ્રત મુનિ કહે છે—પુત્રોએ એમ પુછ્યું એટલે પ્રસન્ન થયેલા તે નારાયણ મુનિ પોતાના સંપ્રદાયના ધાર્મિક વ્રતોત્સવો કરવા લાગ્યા ૨૭.

**ઈતિ શ્રી સત્સંગીજીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં ઉદ્ધવ સંપ્રદાયમાં દીક્ષાવિધિ પ્રવર્તનનું નિરૂપણ કર્યું એ નામે ચોપનમો અધ્યાય થયો ૫૪.**

---

## અધ્યાય ૫૫ મો.

---

### કૃષ્ણજન્માષ્ટમીના ઉત્સવનો વિધિ.

શ્રી નારાયણ મુનિ કહે છે–સર્વે વ્રતના ઉત્સવોનો વિધિ જે વિઠ્ઠલનાથજીએ ઉત્તમ રીતે કહેલો છે તેના વિશેષ સાથે હું તમને કહું છું ૧. આપણા ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ ભગવાન્ છે તેમના જન્મદિવસનો વિધિ હું તમને કહું છું ૨. શ્રાવણ માસમાં જે કૃષ્ણજન્માષ્ટમી આવે છે તેના ઉત્સવનો વિધિ—જ્યારે સાતમને દહાડે રોહિણી નક્ષત્ર બુધ સાથે હોય અને સાતમ રાત્રી પછી પણ પહોંચતી હોય તો આઠમનું વ્રત સાતમે કરવું અને એ વ્રત કરનારાઓએ પારણાં બીજા દહાડે કરવાં ૩–૪. ઉપર કહેલો યોગ વિશેષ હોય અને સાતમ સાથે આઠમ હોય તો પુરાણો વગેરે પ્રમાણે સાતમ લેવી પણ એકલી આઠમ હોય તો તેમ ન કરવું ૫. આગલા દિવસે કહ્યો તેવો યોગ ન હોય તો અને રાત્રીએ કેવળ આઠમ આવે તો શક્તિમાન્ પુરુષે બે ઉપવાસ કરવા અને શક્તિ ન હોય તો બીજા દહાડે એક ઉપવાસ કરવો ૭. બુધનો અને રોહીણી નક્ષત્રનો યોગ રાત્રીએ ન હોય તો આગલા દિવસે કયારેય ન કરવી ૮. જો બુધવાર ન હોય અને રોહીણી સહિત હોય તો સાતમ સાથે હોવા છતાં તેને છોડી બીજે દહાડે આઠમ કરવી ૯. એકાકી હોય તો નોમ સાથેની આઠમ કરવી અને એકલી હોય તોપણ સાતમ સાથેની આઠમ ન કરવી ૧૦. જો આઠમ પળ ઘડી કે મુહુર્ત પણ પછીથી પહોંચતી હોય તો નોમને દહાડેજ તે લેવી પણ સાતમ સાથેની ન લેવી. ૧૧. કેટલાક વૈષ્ણવો એમ કહે છે કે સાતમ સાથેની હોય અને તિથિનો ક્ષય હોય તો વ્રતવાળાઓએ સાતમેજ આઠમ કરવી ૧૨. શ્રી વિઠ્ઠલનાથજીનો મત એવો છે કે સાતમ સાથેની આઠમનો ક્ષય હોય તો નોમને દહાડે ઉપવાસ કરવો અને તે નિર્ણય ગ્રહણ કરવો. ૧૩. જો આઠમના સૂર્યોદયના દિવસે સાતમ પહોંચતી ન હોય તો શુભ એવા વ્રતના ઉત્સવના વિધિમાં તેજ દહાડે આઠમ કરવી ૧૪. જો આઠમ

શુદ્ધ હોય અને તે વધારે પહોંચતી હોય તો બહુ કાલને લીધે તે, પૂર્વની આઠમજ લેવી ૧૫. તે દહાડે ઉપવાસ કરવો તથા લક્ષ્મી અને કૃષ્ણની પૂજા કરવી. તે પૂજા ચળ અથવા અચળ મૂર્તિની શકિત મુજબ કરવી ૧૬. જ્યાં જ્યાં રાધાજીની મૂર્તિ હોય ત્યાં તેમની પૂજા લક્ષ્મીજીની પેઠે કરવી ૧૭. જ્યાં એ બેમાંથી કોઇની પણ મૂર્તિ ન હોય ત્યાં તે બન્ને શ્રીકૃષ્ણના અંગમાંજ છે એમ માની લેવું ૧૮. બીજા બધા ઉત્સવોમાં પણ એ જ પ્રમાણેનો વિધિ જાણી લેવો. સઘળાં મંદિરોમાં તે મુજબ જાણવું અને અને વિશેષ અહીં કહેવામાં આવે છે ૧૯. **ઉત્સવવિધિ**—દરરોજ નિત્યે ભગવાનની મૂર્તિને સ્નાન કરાવીને તેની પૂજા કરવી અને મંદિરને છાણ માટીથી લીંપવું ૨૦. નાના પ્રકારનાં ચિત્ર વિચિત્ર રંગોથી સેવકે તેને સુ-શોભિત કરવું તથા નાના પ્રકારનાં વેલા અને તોરણો લટકાવવાં ૨૧. ભગવાનનું સિંહાસન તથા પૂજાનાં સાધનો તથા દીવી દરરોજ માંજવાં અને નવા નવા ઓછાડ પાથરવા ૨૨. પછી તે ભકતજને મહાનૈવેદ્યની સામગ્રી તથા મહાપૂજાને ઉપયોગી એવાં નવાં વસ્ત્રો તથા પુષ્પાદિક આણવાં ૨૩. એ ભકતે ભગવાનનાં વસ્ત્રો જાતે શીવવાં તથા તુણવાં અને દેવને ધારણ કરવા જેવાં શોભિતાં કરવાં ૨૪. પછી સભામંડપમાં અથવા મંદિરના આંગણામાં સારો મંડપ કેળના થાંભલાથી શોભિતો કરાવવો ૨૫. તે મંડપ ચિત્રવિચિત્ર પુષ્પોવડે તથા આંબાનાં પાંદડાંઓ વડે તથા નાના પ્રકારના રંગોથી તેને સારો બનાવવો ૨૬. વળી શ્વેત, પીળાં, રાતાં, કાબરચિતરાં, તથા લીલાં વસ્ત્રોવડે તથા કલશથી તે શોભાયમાન કરવાં ૨૭. અનેક પત્ર તથા ફળો તથા દીવાઓથી તથા ફૂલોના હાર તથા ચંદન, અગરના ધૂપ કરવા ૨૮. તેના વચ્ચે દેવકીજીનો સુવાવડનો વાસ કરાવવો તથા નાળના છેદન માટે ધાત્રી એટલે દાયણ કરવી ૨૯. તેના મધ્યમાં એક સુંદર ખાટલો મુકી તેમાં દેવકીને પધરાવવાં. તેના ખોળામાં સ્તન ધાવતા એવા બાળકૃષ્ણને પધરાવવા ૩૦. પછી તે સૂતિકાગૃહના એક પ્રદેશમાં, એક સુંદર કન્યાને જન્મ આપનાર એવાં યશોદાને ગોકુળ કલ્પીને સ્થાપવાં ૩૧. તથા નંદ, વસુદેવ, ગોપ, ગોપીયો ગાયો, વાછડાં વાછડીઓ વગેરે યથાયોગ્ય કલ્પવાં ૩૨. પછી કૃષ્ણ વગેરેની મૂર્તિઓ પોતાની શકિત મુજબ સુવર્ણ વગેરેની રાત્રે ભકિતથી કરવી ૩૩. અને બે દહાડા સુધી વખત પ્રમાણે દુંદુભી વગાડવાં તથા બીજાં પણ શરણાઇ વગેરે મંગળ વાદ્યો વગડાવવાં ૩૪. દિવસે ઘીથી કરેલા પદાર્થોનું નૈવેદ્ય ધરવું, અને રાત્રે દાળ શાક વગેરે પવિત્ર

જગાએ કરી મૂકવાં ૩૫. રાત્રીનો પહેલો પહોર ગયા બાદ હરિનું પૂજન શરૂ કરવું ૩૬. જો બને તો કૃષ્ણ તથા લક્ષ્મીની મૂર્તિઓને સ્નાન કરાવવું તે પંચામૃતવડે તથા પછી ઉના પાણીથી સ્નાન કરાવવું ૩૭. જો ન બને તો ભિના વસ્ત્રથી મંત્ર સહિત મૂર્તિને લૂંછી નાખવી અને શોભિતાં તથા નવાં વસ્ત્રો પહેરાવવાં ૩૮. હરિની નાની મૂર્તિને પણ પંચામૃત સ્નાન કરાવવું તથા બીજા વ્રતના ઉત્સવોમાં પણ આ જ વિધિ જાણવો ૩૯. જો મૂર્તિ શ્યામ હોય તો કપડાંથી શ્વેત, પીળાં અને રાતાં જેમ ઘટે તેવાં પહેરાવવાં ૪૦. જો મૂર્તિ શ્વેત હોય તો લીલાં, લાલ તથા કાળાં વસ્ત્રો ધારણ કરાવવાં. એ પ્રમાણે લક્ષ્મીજીને શોભે તેવાં વસ્ત્રો ધારણ કરાવવાં ૪૧. ઘરેણાં પણ સોનાનાં તથા મોતીની માળાઓ તથા તોરાઓ પહેરાવવા અને નાના પ્રકારના રત્નથી જડિત એવો રમ્ય મુકુટ પહેરાવવો ૪૨. એ ઘરેણાં પોતાના વૈભવને અનુસરીને પહેરાવવાં, જેની પાસે ધન ન હોય તેણે પુષ્પનાં ઘરેણાંથી પ્રભુની પૂજા કરવી ૪૩. રાત્રી પછી આઠમા મુહુર્તે દેવકીના સુતિકાગૃહમાં જઇને સુત એવા કૃષ્ણને એક પાત્રમાં બેસાડી ગોકુલમાં લઈ જવા ૪૪ અને ત્યાં ક્ષણવાર યશોદાની પથારીમાં સ્થાપવા પછી ત્યાં સ્નાન કરાવીને પછી દરરોજ પુજા કરવાની મૂર્તિની નજીક તેમને લાવવા ૪૫. પછી નાના પ્રકારનાં વાજીંત્રો વગાડવા તથા શ્રી કૃષ્ણના જન્મ સમયમાં મંગળ પદ્યો ગવરાવવાં ૪૬. પછી શાસ્ત્રમાં કહેલા વિધિથી વાસુદેવ સાથે પંચામૃત વગેરેથી બાલ કૃષ્ણનું પૂજન કરવું ૪૭. તેમને પારણામાં પધરાવીને પછી વસ્ત્ર તથા ઘરેણાં અર્પણ કરવાં અને નાની તેમજ મોટી મૂર્તિનું પુજન કરવું ૪૮. પછી એ બાલકૃષ્ણના શરીરનું રક્ષણ થાય એવું અંગરખું, ટોપી તથા કચ્છણી ધારણ કરાવવાં ૪૯. જ્યાં જ્યાં કપડાં તથા ઘરેણાં પહેરાવવાનું સારૂં જણાય તથા શોભા થાય ત્યાં ત્યાં પહેરાવવાં ૫૦. તથા કંકુ સાથે કેસર મલયાગરૂ ચંદન, સુગંધી એવા માલતી વગેરેનાં પુષ્પો અર્પણ કરવાં ૫૧. ફુલની સુગંધીવાળા તેલથી ત્યાં સુગંધ કરવી તથા ગુલાબજળથી મંદિરમાં છંટકાવ કરવો. ૫૨. પુષ્પની માળાઓ તથા તુલસીની માળાઓ તથા દશાંગ ધૂપ તથા દશ કરતાં વધારે દીવાઓ કરવા. ૫૩. પછી ધોઈને સાફ કરેલી ઘોડી ઉપર શ્રીહરિને મહાનૈવેદ્ય ધરાવવું તેમાં પુરી, દુધ પાક, શિરો એ બધું ઘીનું, પકવેલું મુકવું. ૫૪. તથા સૂંઠ, ધાણા, ગોળ ઘી વગેરે મેળવેલી અને પીંજરી વગેરે સૂતિકાની આગળના વાસણમાં ધરવાં. ૫૫. પછી ઘંટ વગાડીને ભોજન વખતે ગાવાનો થાળ બોલવો. અને તે

બધું કૃષ્ણને અર્પણ કરવું અને વચ્ચે પાણી આપવું. ૫૬. પછી એ બધું નૈવેદ્ય પાકશાળામાં લાવીને પછી તે ભોજનવાળા સ્થાનને તત્કાળ પવિત્ર કરવું. ૫૭. પછી પાન બીડી આપી, તેને ઋતુમાં થયેલાં ફળો—નાળીએર વગેરે તથા બીજી દક્ષિણા પોતાની શક્તિ મુજબ આપવી. ૫૮ પછી પ્રભુજીની આગળનો પડદો ઉઘાડીને મોટી આરતી કરવી તથા વાદ્ય, તાલી તથા ગીત-ના અવાજ વડે કરીને મંત્રો પણ બોલવા. ૫૯. પછી સ્તુતિ તથા પ્રાર્થના કરીને શ્રી કૃષ્ણને નમસ્કાર કરી લોકો તેમનાં દર્શન કરે તે બાદ તેમનું સ્થાપન કરી તેમની કથા સાંભળવી. ૬૦. એ લક્ષ્મીના પતિના સૂવાના સમયે મોટાં ઘરેણાં તથા વસ્ત્રો ભરીને ઝીણાં તથા નાનાં વસ્ત્રો ધારણ કરાવવાં ૬૧ તેમનું ચરણામૃત સુદ્ધાં સ્ત્રીએ પીવું પણ બીજે વખતે નહીં અને ભકતે જાગરણ કરવું તેમાં તેમનાં ગુણ સાંભળવાં અને કીર્તન કરવાં. ૬૨. સવારે ફરી સ્નાન કરાફી હરિની પુજા કરીને તેમને ખીર તથા સાકર ધરાવવાં ૬૩. પછી મોટી આરતી ઉતરાવીને પોતાના પ્રભુને સુવાડી દેવા અને તે ભકતે બીજા ભકતોની સાથે ક્રીડા કરવી. ૬૪ તેમાં પુરૂષોએ પરસ્પર દહીં, દુધ, ઘી, તથા પાણી વગેરે ચોપડી, તથા ફેંકી ક્રીડા કરવી. ૬૫ સ્ત્રીઓએ હલધર, તેલ, ગાયનું દુધ તથા કંકુ અને માંખણવડે એ પ્રમાણે રમવું, ૬૬ તેમાં વિધવા સ્ત્રીઓ તથા સાધુઓ તથા બ્રહ્મચારીઓ અમંગળ હોવાથી તેમણે એવી ક્રીડા ન કરવી ૬૭ કદાચ બીજાઓ રમતા હોય અને તેથી તેમના ઉપર દહીં વગેરે પડી જાય તો સ્નાન કરીને અષ્ટાક્ષર મંત્રનો સો વાર જપ કરવો. ૬૮ તે રમત થઇ રહ્યા પછી સ્નાન કરીને ભકતજનો પારણાં કરવાં એ પ્રમાણે મેં તમને વાર્ષિક જન્માષ્ટમીનો વિધિ કહ્યો. ૭૦.

પૂજન થયા પછી સવારે તથા સાંજે બાળકૃષ્ણને અર્જુનોત્સવ આવે ત્યાં સુધી પારણામાં હિંચોળવા ૭૧ મોટા આચાર્યોએ ઉદ્ધવ સંપ્રદાયમાં ઇષ્ટદેવ શ્રી કૃષ્ણનાં મંદિરો પાંચ પ્રકારનાં કહેલાં છે ૭૨ એક શ્રીકૃષ્ણની જ સ્થાન વગેરેના ભેદથી પાંચ પ્રકારની મૂર્તિઓ થાય છે જો કે તે ભેદ ખરા નથી ૭૩ પહેલાં તો તે ભગવાન્ પોતાના ગોલોક ધામથી આવીને મથુરામાં દેવકી વસુદેવ થકી અવતર્યા ૭૪ તે અદ્‌ભુત સુંદર આકૃતિ એવા કૃષ્ણ વાસુદેવ નામથી અવતરે છે તથા તે બાળમુકુંદ અને નવનીતધર કહે-વાય છે ૭૫ તેજ ભગવાન્ ગોકુળને પામીને નંદજીના ઘેર મોટા થયા અને યશોદાનાં લાડ પામીને અલૌકિક બાળલીલા કરી ૭૬ તેમાં રાધાકૃષ્ણ, ગોપી-નાથ રાધાપતિ, વૃંદાવન વિહારી તથા મદન મોહન કહેવાયા ૭૭ તેઓની

મૂર્તિ રાધાએ સહિત તથા હાથમાં વાંસળી ધારણ કરેલી એવી મંદિરોમાં હોય છે ૭૮. પછી વૃંદાવનથી મથુરાં જઇ યાદવો સાથે રહ્યા અને બળરામ સાથે હોવાથી રામકૃષ્ણ કહેવાય છે ૭૯. વળી મથુરાનાથ, તેમજ યાદવ ભૂષણ પણ કહેવાય છે અને મંદિરમાં તેમની મૂર્તિ બળરામની સાથે હોય છે ૮૦. દ્વારિકામાં આવીને તે પ્રભુ રૂક્મિણીજીને પરણ્યા એટલે રાજાધિરાજ થયા તથા લક્ષ્મીનારાયણ કહેવાયા ૮૧. દ્વારિકાનાથ તથા યદુપતિ પણ કહેવાય છે અને મંદિરમાં તેમની મૂર્તિ લક્ષ્મીજી સાથે હોય છે ૮૨. વળી પાંડવનું ભલું કરતા થકા તે ભગવાન તેમની પુરીને વિષે વસતા હવા અને અર્જુનના મિત્ર તથા દ્રૌપદીનું માન વધારતા હવા ૮૩. તે પાંડવોના પ્રિયને નરનારાયણ કહે છે અને મંદિરોમાં પણ તેમની મૂર્તિ અર્જુન સાથે હોય છે ૮૪. કેટલાંક મંદિરોમાં એ પાંચ પ્રકારની મૂર્તિઓ હોય છે તેમાં કેટલાકમાં ચાર ભુજાવાળી અને કેટલાકમાં બે ભુજાવાળી મૂર્તિ પણ હોય છે ૮૫. ક્યારેક તે પાર્ષદ સાથે હોય છે, ક્યારેક પાર્ષદ વિનાની હોય છે, ક્યારેક આયુધ સાથે અને ક્યારેક આયુધ વિનાની હોય છે ૮૬. એ પાંચે પ્રકારનાં મંદિરોમાં પણ સર્વે ઉત્સવોમાં જે પૂજાનું દ્રવ્ય નિવેદન કરવું તેનો વિધિ એક જ સમજવો ૮૭. તેમાં જેમાં જેમાં વિશેષતા છે તેનો ઉત્સવ હું કહું છું અને ડાહ્યા પુરૂષોએ તે મુજબ જાણવું ૮૮. આ પ્રમાણે તે શ્રીહરિએ જન્માષ્ટમીના ઉત્સવનો વિધિ પોતાના બે પુત્રોને કહ્યો અને તે મુજબ બન્ને ભાઇઓએ કરવાનો ૮૯. **ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં વાર્ષિકોત્સવ વિધિમાં જન્માષ્ટમીના ઉત્સવના વિધિનું નિરૂપણ કર્યું તે નામે ૫૫ મો અધ્યાય થયો.**

---

## અધ્યાય ૫૬ મો.

---

### અર્જુન જન્મ તથા બીજા ઉત્સવો.

**શ્રીનારાયણ મુનિ** કહે છે—હે પુત્રો! હવે ભાદરવા માસમાં જે જે ઉત્સવો થાય છે તે સઘળાનો વિધિ હું તમને કહું છું. ૧ ભાદરવા સુદ બીજનો અર્જુન જન્મોત્સવ–ભાદરવ: સુદ બીજના દિવસે મધ્યાન્હે ગુરૂવારે અર્યમદેવતા વાળા અભિજીત નક્ષત્રમાં હિમાલયના પૃષ્ઠ ભાગમાં ઇંદ્ર થકી

કુંતાજીને વિષે અર્જુન નામના સાક્ષાત્ નર નામના ઋષિ પ્રકટ થયા અને દેવોએ પણ તેમનો ઉત્સવ કર્યો ૩. તે બીજ પૂર્વની એટલે એકમ સાથેની તથા મધ્યાન્હે પહોંચતી હોય તે આગળ લેવી અને જો નક્ષત્રનો યોગ હોય તો બીજા દિવસની લેવી ૪. તેના ઉત્સવનો વિધિ–તે અર્જુન પ્રભુને મહાન્ ઉજ્વળ એવો મુકુટ ધારણ કરાવવો તથા ધનુષ્ય, બાણ તથા ખડ્ગ સો ચંદ્રના જેવું સોનાનું ધારણ કરાવવું ૫. તથા વસ્ત્ર ઘરેણાં વગેરે રાજરીતિથી ધારણ કરાવવાં અને પુરીઓ, દુધપાક તથા ઘીના ખંડનું નૈવેદ્ય ધરવું ૬. એટલું આમાં વિશેષ છે બાકીનો વિધિ પહેલાની પેઠે સમજવો. એ પ્રમાણે પુરૂષે ભગવાનની મૂર્તિની પૂજા કરવી ૭. પછી અર્જુન નામના નર ભગવાનની પ્રતિમાનું પૂજન કરવું અને જો તે ન હોય તો કૃષ્ણની મૂર્તિમાંજ અર્જુનની મૂર્તિ ધારીને તેનું પૂજન કરવું. ૮. જો એ કૃષ્ણની મૂર્તિ પણ ન હોય તો પછી મુકુટવાળી તથા ધનુષ્ય અને બાણ ધારણ કરેલી અર્જુનની સોનાની મૂર્તિ કરીને તેનું પૂજન કરવું ૯. મંદિરની આગળ શુભ મંડપ કરાવીને પછી સર્વતોભદ્ર મંડળમાં તેની મોટી પૂજા કરવી ૧૦. વળી તે સાથે પાંડુ, કુંતિ, માદ્રી, યુધિષ્ઠિર, ભીમ વગેરે શતશૃંગમાં વસનારાઓની પૂજા પણ કરવી ૧૧. તેમને પણ શિરો ખીર તથા પુરીઓનું નૈવેદ્ય ધરાવવું તથા કપુર અને ઘી વડે તેમની આરતી ઉતારવી ૧૨. વળી હિમાચલના જ પર થયેલી તેમની કથાનું ગાન કરવું અને બાળકૃષ્ણના પારણામાં તેમને બેસાડીને હીંચાળવા ૧૩. બન્ને કૃષ્ણની આરતી કરીને પછી તેમને ઉતારવા અને તે દહાડે હવિષ્યનું અન્ન ખાઇનેજ રહેવું ૧૪. એ પ્રમાણેના જન્મનો ઉત્સવ થયો. હવે ભાદરવા સુદ ચોથના ગણપતિનો જન્મોત્સવ કહે છે–ભાદરવા માસમાં શુક્લ પક્ષમાં અભિજીત નક્ષત્રમાં રવિવારે ચંદ્ર જ્યારે સિદ્ધિયોગનો હોય અને કન્યા રાશિનો સૂર્ય હોય ત્યારે શંકરના મંદિરમાં ગોલોકના અધિપતિ એવા કૃષ્ણનો જન્મ થયો અને તે વખતે સર્વ દેવોના સમૂહે તેનો મોટો ઉત્સવ કર્યો ૧૫–૧૬. તે વખતે તે દેવના પૂજનનો મહાન ઉત્સવ કરાવવો એ ગણપતિની ચોથ જો માતૃવિદ્ધા હોય તો સારી ગણાય છે ૧૭. જો આગલા દિવસે અડધી પહોંચતી હોય અને અભિજીત નક્ષત્ર હોય તો તે લેવી અને બીજે દહાડે જો મધ્યાન્હે પહોચતી હોય તો તે લેવી ૧૮. ઉત્સવનો વિધિ–તેમાં શ્રી કૃષ્ણને રાતાં વસ્ત્રો ધારણ કરાવવાં અને નૈવેદ્યમાં લાડુ બનાવવા બાકીનો વિધિ નિત્યપ્રમાણે સમજવો ૧૯. આમાં ગણપતીની મૂર્તિ માટીની અને ચાર ભૂજાવાળી અને એક દાંતવાળી હાથીના મુખવાળી કરી શાસ્ત્ર પ્રમાણે મધ્યાન્હે તેનું પૂજન કરવું ૨૦. તેની

પૂજા સિંદૂર દુર્વા તથા શમીપત્રોથી કરવી તથા એકવિશ લાડુઓનું નિવેદ ધરવું ૨૧. આખા વર્ષમાં એજ દહાડે તેમની પુજામાં તુલસી લેવાનું પુરાણમાં છે, બીજે કોઇ દહાડે નહી ૨૨. તે રાત્રે કોઇએ પણ ગણપતિનું દર્શન કરવું નહીં. જો કરે તો તેને નિશ્ચે મિથ્યાપવાદની પ્રાપ્તિ થાય તેમાં સંશય નહીં ૨૩. જો અજાણે કદાચ દર્શન થાય તો ભગવાનની કહેલી એવી સ્યમંતકમણિની કથા સાંભળવી ૨૪. અથવા તો તે કથાનો પાઠ કરવો અને જો તે બન્નેમાંથી એકે ન બને તો વિષ્ણુ પુરાણમાં કહેલા મંત્રનો પાઠ આદરથી કરવો ૨૫. પ્રસેનજીત એવા સિંહે જાંબુવાનને માર્યો તેને લગતી કથા સ્યમંતકની સમજવી ૨૬. જે પવિત્ર પુરૂષ આ મંત્ર દશ વાર ભણે છે તે ચંદ્રદર્શનના દોષથી તત્કાળ મુક્ત થઇ જાય છે ૨૭ એ પ્રમાણે ગણપતિના જન્મોત્સવનો વિધિ છે. હવે ભાદરવા સુદ આઠમનો રાધિકાના જન્મનો ઉત્સવ—ભાદરવા માસમાં સુદ ૮ ને રવિવારે અનુરાધા નક્ષત્રમાં વૃષભાનુના ઘેર સાક્ષાત્ રાધિકાજીનો જન્મ થયો ૨૮. રાધિકાષ્ટમીનું વ્રત કરનારાઓએ તે જે દિવસે બપોરની પહોચતી હોય તે લેવી પણ જો એ દિવસે મધ્યાન્હની હોય અગર તો એકે દહાડે મધ્યાન્હે ન આવતી હોય તો પછી તે બીજા દિવસની લેવી ૨૯. પણ સાતમના વેધવાળી રાધા આઠમ ક્યારેય ન લેવી પણ જો આઠમનો ક્ષય હોય તો તે સાતમ સાથેની પણ લેવી ૩૦. હવે તેનો વિધિ નીચે મુજબ—તે દિવસે ભગવાનને રાતુ વસ્ત્ર તથા શિરે રાતો ફટકો બંધાવવો અને તેના ઉપર ફુલના તોરાની શોભા કરવી ૩૧. તથા અંગરક્ષા માટે કેસરી રંગનું ઝીણું અંગરખુ પહેરાવવું અને બાકીનાં વસ્ત્રો તથા ઘરેણાં પહેલાંની પેઠેજ ધરાવવાં ૩૨. બપોરે કૃષ્ણનાં પડખામાં રહેલાં એવાં રાધિકાજીની પુજા કરવી અને જો મંદિરમાં રાધિકાજીની પ્રતિમા ન હોય ૩૩ તો રાધારૂપ એવાં લક્ષ્મીજીનું તે પૂજકે પૂજન કરવું તથા તેમને કેસરી રંગની ઝીણી તથા લાંબી સાડી ધારણ કરાવવી ૩૪. અને અંદરનું તેમજ ખભે નાંખવાનું વસ્ત્રાદિ રાતુ પહેરાવવું અને બાકીનાં ઘરેણાં પહેલાંની પેઠે ધરાવવાં ૩૫. તેમને નૈવેદ્યમાં લાડુ મોતીયાના ખાસ કરીને ધરાવવા અને બાકીનો વિધિ પહેલાના જેવોજ કરવો ૩૬ જો લક્ષ્મીજીની મુર્તિ પણ ન હોય તો પછી રાધિકાની પ્રતિમા સોનાની કરાવી ગોપીઓની સાથે તેમની પૂજા કરવી ૩૭. તે પૂજા વખતે રાધિકાના જન્મ સમયનાં ગીતો ગાવાં અને હરિના પૂજન પછી તેમનો પ્રસાદ જમવો ૩૮. એ પ્રકારે રાધાષ્ટમીનો ઉત્સવ સમજવો—હવે ભાદરવા સુદની પદ્મા નામની એકાદશીની દાનલીલાના ઉત્સવનો વિધિ—

આ એકાદશીને દહાડે ભગવાને અગાઉ ગોકુલમાં દાનલીલા કરી હતી ૩૯. પ્રભુએ ગોપનો વેષ ધારીને કાલીંદી નદીમાં નૌકામાં બેસતા મથુરાંની ગોપી પાસેથી ગોરસ માંગી પછી તે ગ્રહણ કર્યું હતું ૪૦. તે દિવસે કૃષ્ણને ગોપ વેષ ધારણ કરાવવો અને ગીત, વાજીંત્રનાં અવાજ કરતા કરતા પાલખીમાં બેસાડીને તેમને નદીએ લઇ જવા ૪૧. ત્યાં તેમની પૂજા કરી નાવમાં તેમને બેસાડીને પછી થોડીવાર જળક્રીડા કરાવી પછી તે નંદના કુમારને તેમના સ્થાન પર પાછા લઇ જવા ૪૨. ભગવાને રાધિકા સાથે જે દાણ લીલા કરી હોય તે ભકતે ગાવી તથા સાંભળવી અને તે દહાડે ઉપવાસ કરવો ૪૩. એ દહાડે નૈવેદ્યમાં વિશેષે કરી દહીં ભાત વધારે મુકવું એ પ્રમાણે એકાદશીનો વિધિ જાણવો ૪૪.

એ પ્રમાણે દાણલીલાનો ઉત્સવ સમજવો. હવે ભાદરવા સુદની બારસનો વામનજીનો ઉત્સવ નીચે મુજબ—બારસના દિવસે શ્રવણ નક્ષત્રમાં બપોરના સમયે વામનજીનો જન્મ થયો તે વામનોત્સવની દ્વાદશી મધ્યાન્હ સમયની લેવી. તેમાં પણ જો શ્રવણ નક્ષત્ર સાથેની હોય તો તે પ્રશંસા-પાત્ર છે. જો એકાદશી તથા બારસના દહાડે શ્રવણ નક્ષત્ર હોય તો તે વિષ્ણુશૃંખલ નામનો યોગ કહેવાય અને તેથી વિષ્ણુસાયુજ્ય થવાય છે ૪૭. જો કદાચ દ્વાદશીએ એ નક્ષત્ર ન હોય પણ દ્વાદશી એકલી હોય તો તે દહાડે ઉત્સવ કરવો ૪૮. જો શ્રવણ નક્ષત્રમાં એકાદશી દ્વાદશી યુક્ત ન હોય તો શક્તિમાન પુરૂષે બે દહાડાના ઉપવાસ કરવા ૪૯. અશકત હોય તેણે એકાદશીને દિવસે ફળાહાર કરવો અને દ્વાદશીના દિવસે ઉપવાસ કરવો અગર રાત્રે ખાવું ૫૦. જો શ્રવણ નક્ષત્ર તેરસના દિવસે હોય તો પછી વામનોત્સવ દ્વાદશીના દિવસે કરવો ૫૧. હવે તેના ઉત્સવનો વિધિ-સુંદર એવું પીતાંબર જે તે કૃષ્ણને પહેરાવવું અને બીજાં વસ્ત્રો આગળની પેઠેજ ધારણ કરાવવાં ૫૨. જો વાસુદેવ ભગવાનની ચળ મૂર્તિ હોય તો તેમાંજ વાસુદેવ ભગવાનની પૂજા કરવી ૫૩. જો એવી ચળ મૂર્તિ ન હોય તો વામનજીની સોનાની મૂર્તિ કરીને તેનું પૂજન કરવું. તે મૂર્તિ બાળકના જેવી બે બાહુની તથા છત્ર, દંડ અને કમંડલુવાળી કરવી ૫૪. મધ્યાન્હે મંડપમાં સર્વતોભદ્ર મંડળ કરીને પછી પોતાની શક્તિ મુજબ મળતા ઉપચારોથી અને પંચામૃતાદિક વડે પૂજન કરવું ૫૫. તથા તેના અંગના દેવતા અદિતિ તથા કશ્યપ અને મહેન્દ્ર વગેરે દેવોને તેમની સ્ત્રીઓ તથા ગણો સાથે પૂજવા ૫૬. ઘણાં ઘી તથા સાકર વડે ચુરમાના લાડુનું નૈવેદ્ય

કરવું અને વામનજીના અવતારનાં ચરિત્રો ગાવવાં ૫૭. હરિના પૂજનમાં એટલો વિધિ વિશેષ જાણવો અને બીજો સામાન્ય વિધિ તો સર્વે ઉત્સવોના જેવોજ સમજવો ૫૮. એ પ્રમાણે વામનજીનો ઉત્સવ થયો એ પ્રકારે **ભાદરવા માસના ઉત્સવો મેં તમને કહ્યા; હવે આસો માસમાં આવનારા ઉત્સવો ઉદ્ધવ સંપ્રદાયમાં જે માનેલા છે તે તમને કહું છું ૫૯.**

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં વાર્ષિક વ્રતોત્સવની વિધિમાં ભાદરવા માસના ઉત્સવોના વિધિઓનું નિરૂપણ કર્યું એ નામે છપ્પનમો અધ્યાય થયો ૫૬.**

---

## અધ્યાય ૫૭ મો.

---

### આસોમાસના ઉત્સવો.

**શ્રી નારાયણ મુનિ** બોલ્યા—હવે આસો માસના શુકલ પક્ષની દશમીએ જે વિજયનો ઉત્સવ આવે છે તે કહું છું. થોડોક સંધ્યાકાળ વીત્યા પછી તારાઓ દેખાય તે વિજય નામનો કાળ તે સર્વે કાર્યના અર્થને સાધનારો છે ૧. દશમી બે દિવસે વ્યાપ્ત હોય તો નવમીના વેધવાળી દશમના દિવસે તે કાળે શ્રી કૃષ્ણનું સેવન કરીને ઉત્સવ કરવો. ૨. દશમના દિવસે શ્રવણ નક્ષત્રમાં રામચંદ્રજી નિકળ્યા હતા અને માત્ર સીમાડો ઓળંગ્યો હતો પણ તેથી આગળ જવું નહીં ૩. તેના ઉત્સવનો વિધિ નીચે મુજબ–તે વખતે ભગવાનને રાજાનાં જેવાં વસ્ત્રો ધરાવવાં તથા સુગંધી પુષ્પના હાર તથા તોરા અને સુંદર ચંદન ચડાવવું ૪. દુધપાક તથા માલપુવાનું નૈવદ્ય ખાસ કરીને ધરાવવું અને સાંજે શુદ્ધ એવા યવનાં અંકુરો તોરાની પેઠે ધારણ કરાવવા. ૫. એ મોટો ઉત્સવ ભક્તિપૂર્વક અને ગીત તથા વાજીંત્રોવડે કરવો તથા પ્રભુનાં વિજયનાં કીર્તનો ગાવાં ૬. એ પ્રમાણે વિજયાદશમીનો ઉત્સવ સમજવો. હવે આસો સુદ પુર્ણીમાએ રાસનો ઉત્સવ કરવાનો તેનો વિધિ–પુર્ણ ચંદ્રનો ઉદય થયો હોય એવી આસો માસની પુનમથી આરંભીને ભગવાને રાસલીલા કરી હતી ૭. માટે કૃષ્ણના ભકતે તેનો વિધિ સર્વ રીતે આદરવો અને તે ઉત્સવ ચંદ્રમાના પ્રકાશમાં રાત્રીએ

કરવો ૮. એ રાસોત્સવ પૂર્ણચંદ્રોદયમાં કરવો પણ ઓછા ચંદ્રોદયમાં ન કરવો: જ્યારે ચંદ્ર પુરો ઉગે તે રાકા કહેવાય અને પુરો ન હોય તો તે અનુમતિ કહેવાય ૯.

હવે ઉત્સવ વિધિ—ગોપીઓની સાથેની રાધાની મુર્તિની અતિ શોભા કરવી અને તે મુર્તિની પાસે આ વિધિ કલ્પવો ૧૦. લક્ષ્મીજીને વિષે રાધિકાજી તથા ગોપીઓનું આવાહન કરતી સમયે ભકતે તેમને સારા શૃંગાર ધરાવવા ૧૧. તેમાં એક તો ઉત્તરીય વસ્ત્ર કુસુંબી રંગનું ધરાવવું તથા પીળા રંગની કંચુકી અને કપાળમાં કંકુની આડ કરવી ૧૨. શ્રી કૃષ્ણની પૂજા કરીને તેમને પીતાંબર ધારણ કરાવવું તથા નાના પ્રકારનાં મુકુટ અને કુંડલ પણ ધરાવવાં ૧૩. હાથમાં રત્નથી જડેલી સોનાની મોરલી ધારણ કરવી. નૈવેદ્યમાં પાપડ તથા પીંડા વિશેષમાં ધરાવવાં ૧૪. સુગંધી એવાં પુષ્પના તેલથી તથા ગુલાબ જળથી રૂકિમણી પતિના મંદિરને તથા વસ્ત્રોને સુગંધીમાન કરવાં ૧૫. પછી બાળકૃસ્ણને ચંદ્રશાળામાં સારા આસને સુવાડીને રાત્રીએ ગીત વાજીંત્ર સાથે તેમની પૂજા કરવી ૧૬. પછી નવી ડાંગેરના પૌવાં તથા સાકર સાથેના દુધનું નૈવેદ્ય ભકતજને ધરાવવું; બાકીનો વિધિ પૂર્વની પેઠે ૧૭. ભગવાને ગોપીની સાથે જે વૃંદાવનમાં રાસલીલા કરેલી તેના કીર્તનો ગાવાં ૧૮. એ પ્રમાણે રાસોત્સવ થયો. હવે આસો વદ તેરસના દિવસે ભગવાનનાં અલંકારો માંજવાના ઉત્સવનો વિધિ—આ કૃષ્ણ ધનતેરશના દહાડે લક્ષ્મીના પતિના અલંકારોને સાફ કરાવવાં તથા જે જે પૂજાનાં સાધનો હોય તે પણ યોગ્ય રીતે સાફ કરાવવાં. આખા મંદિરને લીંપાવવું ધોવરાવવું તથા ધોળાવવું અને કૃષ્ણને કુંકુનું શુભ તિલક કરાવવું ૨૦. સોનાના તારવાળા શેલાનો ફેંટો શિરે બંધાવવો અને લક્ષ્મીજીને લીલી સાડી તથા કસુંબી રંગની સુંદર કંચુકી ધારણ કરાવવી ૨૧. તથા જલેબી અને કોમળ ખાજાં નિવેદ્યમાં ધરવાં એટલું વિશેષ અને બાકીનું બધું પહેલાની પેઠે સમજવું ૨૨. આજથી આરંભીને ભકતોએ કીર્તન ગાવાં અને દીવાળીના ઉત્સવને આશરીને ત્રણ દહાડા દીવા કરવા ૨૩. એ પ્રમાણે ધનતેરસનો ઉત્સવ થયો. હવે આસો માસની કાળીચૌદશના અભ્યંગ સ્નાનનો ઉત્સવ—ચૌદશના દિને ચંદ્રના ઉદય વખતે અભ્યંગ સ્નાન એટલે તેલ વગેરે ચોળીને શ્રીકૃષ્ણ તેમજ લક્ષ્મીજીને અભ્યંગ સ્નાન કરાવવું સુગંધી એવાં પુષ્પના તેલથી અભ્યંગ સ્નાન કરાવવું અને પછી ઉનાપાણીથી સ્નાન કરાવવું ૨૫. તે દહાડે ભગવાનને બધાં વસ્ત્રો રાતાં ધારણ

કરાવવાં, તથા વડાં અને ભજીઆં તથા માલપુવાનું નૈવેદ્ય ધરાવવું ૨૬. તથા વિશેષમાં આરતી કરવીઃ એટલું એમાં વિશેષ છે. બાકીનો વિધિ પહેલાની પેઠે સમજવો ૨૭. આ દિવસે હનુમાનજીનું મોટું પૂજન કરવું તે તેલ, સિંદૂર, તથા આકડાનાં ફુલોની માળાથી કરવું અને અડદના વડાં વગેરે ધરાવવું ૨૮. આ હનુમાન પૂજનમાં જે દિવસે સંધ્યા સમયે ચૌદશ આવે તે દિવસ લેવો અને તેમાં બે ચૌદશ હોય તો તે કાલવાળી પ્રથમની લેવી. આ પ્રમાણે તેલથી સ્નાન કરવાનો ઉત્સવ થયો: હવે આસો માસની અમાવાસ્યાનો દીપોત્સવ તથા લક્ષ્મીપૂજનો ઉત્સવ આ પ્રમાણે–અમાસના દિવસે દીવાનું દાન આપવામાં તથા લક્ષ્મીપૂજનમાં સંધ્યા સમયની અને ચૌદશના વેધવાળી દીવાળી શુભ છે ૩૦. હવે તેના ઉત્સવનો વિધિ–તે દહાડે ભગવાનને ભારે ભારે સુંદર અને ઝીણાં વસ્ત્રો ધરાવવાં ૩૧. સંધ્યાકાળે રૂક્મિણીજી નામનાં લક્ષ્મીજીનું પૂજન કરવું અને જો લક્ષ્મીજીની મૂર્તિ ન હોય તો પછી રાધિકાજીની મૂર્તિનું પૂજન કરવું ૩૨. તેમનું ધ્યાન કરી પછી શાસ્ત્રમાં કહેલા સુંદર ઉપચારો વડે કરવું અને જો રાધાની મૂર્તિ પણ ન હોય તો પછી લક્ષ્મીજીની સોનાની મૂર્તિ કલ્પવી ૩૩. તે લક્ષ્મીજી કમળના આસનવાળાં અને ચારભૂજાવાળાં કરવાં તથા તેમના જમણા હાથમાં કમળની મોટી નાળ આપવી ૩૪. અને ડાબા હાથમાં અમૃતનો ભરેલો ઘડો આપવો અને બીજા બે હાથમાં સુંદર એવાં બીલું તથા શંખ આપવાં ૩૫. તેના બે પડખાંમાં, શુંઢમાં બે ઘડા રાખેલા એવા બે હાથીઓ રાખવા અને મસ્તક ઉપર મનોહર એવું કમળ કરવું ૩૬. કેળોના થાંભલાથી કરેલા એવા સુંદર મંડપમાં સર્વતોભદ્ર મંડળ કાઢીને પછી તેમાં લક્ષ્મીજીને પધરાવવાં અને તેમનું પૂજન કરવું ૩૭. તે દહાડે ચારેકોર પોતાની શક્તિ મુજબ દીવાઓની હાર કરવી તથા અલંકારો અને વસ્ત્રો પણ ભારે ભારે લક્ષ્મીજીને અર્પણ કરવાં ૩૮. જો લક્ષ્મીજીની મૂર્તિ શ્રીકૃષ્ણની પાસે હોય તો તેમને રાતાં વસ્ત્રો ધરાવવાં અને અને જો છુટી હોય તો નવાં વસ્ત્રો પહેરાવવાં ૩૯. તેમના ભાલમાં કંકુનો સુંદર ચાંલો કરવો અને તે ઉપર સુંદર ઝીણા આખા ચોખા ચોડવા ૪૦. પછી સુગંધી એવા પુષ્પના હારોવડે તથા પુષ્પના ઘરેણાં વડે તેમજ કમળથી અને ધૂપ તથા ઘીનાદીવાથી તેમનું પૂજન કરવું ૪૧. નૈવેદ્યમાં જલેબી તથા સો છિદ્રોવાળી સુતરફેણી ઘેબર, રેવડી તથા પાપડ, તથા પીંડા, સાકર તથા સાકરીયા ચણા તથા ભાત વગેરે ભક્તિવડે નિવેદ્યમાં ધરાવવાં. ૪૨–૪૩. પાનબીડી આપીને પછી

મોટી આરતી કરવી અને પૂજા વખતે લક્ષ્મીપૂજનનાં પદો ગાવવાં ૪૪. એ પ્રમાણે દીપાવળીનો ઉત્સવ થયો—એ પ્રકારે આસો માસમાં જે વિષ્ણુના ઉત્સવો આવે છે તે મેં તમને કહ્યા. હવે કાર્તિકમાં જે ઉત્સવો આવે છે તે તમને કહું છું ૪૫.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં વાર્ષિક વ્રતના ઉત્સવોના વિધિમાં આસોમાસના ઉત્સવના વિધિનું નિરૂપણ કર્યું એ સત્તાવનમો અધ્યાય થયો ૫૭.**

---

## અધ્યાય ૫૮ મો.

---

### કાર્તિકમાસના ઉત્સવો.

શ્રી નારાયણમુનિ કહે છે—હવે કાર્તિક સુદ પડવાના દિવસે ગોવર્ધન પર્વતની પૂજાના ઉત્સવનો વિધિ કહે છે. ગોવર્ધનના ઉત્સવમાં કારતિક પ્રતિપક્ષ સંધ્યાકાળ સમયની અને અમાસના વેધવાળી સુખદાયક માનેલી છે ૧. કેમકે તે દહાડે જો ગાયો રમે છે તો તથા રાત્રે ચંદ્રમાથી દેખાવાથી ઇંદ્રરાજા પશુઓને તથા ગાયો પૂજનારને પણ હણે છે. ૨. વળી દીવાઓ પણ જે કરવાના તે સંધ્યાકાળેજ કરવા અને તે ત્રણ દહાડા એટલે ચૌદશ, અમાસ અને પડવેના દિવસે કરવા પણ બીજા દહાડે નહીં ૩. હવે ઉત્સવનો વિધિ કહે છે. તે દહાડે શ્રીકૃષ્ણને રાતા પાલવવાળું પીતાંબર ધરાવવું તથા મોરના પીંછાવાળો મુકુટ અને કર્ણીકારનાં ફુલના હાર ધરાવવા ૪. તથા પાંચપ્રકારનાં ફુલોથી ગુંથેલી એવી સારી વૈજયંતી માળા તથા તોરાઓ અને મોરલીને ધરાવવા ૫. તથા વિચિત્ર વસ્ત્રો તથા તુલસીની માળા તથા એવડી જનોઇ ખભા સુધીની ત્રાંસી ધરાવવી ૬. પોતપોતાના પૈસા પ્રમાણે અન્નકુટની રચના કરવી તથા નાના પ્રકારનાં શાકો તથા ભજીઆં ધરાવવાં ૭. વળી ઘીનાં કરેલાં એવાં નાનાં પ્રકારનાં અન્નો તથા ભાતનું શ્રીકૃષ્ણને નૈવેદ્ય ધરાવવું ૮. પછી પાનબીડી આપી કૃષ્ણની મોટી આરતી ઉતારી બ્રાહ્મણો, વૈષ્ણવો તથા સાધુઓને પ્રીતિથી જમાડવા ૯. તે દહાડે સવારમાં ગાયો તથા વાછડાઓ અને બળદો તથા નાની વાછડીઓનું હળદર તથા કંકુથી પૂજન કરવું ૧૦. તેમને પુષ્પના હાર પહેરાવવા તથા તેમના શિંગડાં રંગવાં તથા તેમને નવું ઘાસ ખવરાવવું તથા કૃષ્ણના મંદિર આગળ તેમને ખેલવા દેવાં ૧૧. ગોવર્ધન પર્વતને છાણથી લીંપીને પછી તેની

પૂજા કરવી અને બપોરે કૃષ્ણની આગળ અન્નકુટ ભરવો ૧૨. પછી ગોવર્ધનના ઉત્સવની કથાનાં સુંદર એવાં પદ્ય કીર્તનો ગાવવાં અને વાજીત્રોના નાદ કરાવવા ૧૩. પછી વૈષ્ણવોને જમાડીને તે સેવકે જમવું એટલું એ વિધિમાં વિશેષ છે અને બાકિનો વિધિ હમેશ પ્રમાણે સમજવો ૧૪. એ પ્રમાણે ગોવર્ધનનો ઉત્સવ થયો. હવે કાર્તિક માસની શુકલાષ્ટમીના દહાડેનો ગોપોત્સવ–કાર્તિક માસમાં શુકલાષ્ટમીને દહાડે શ્રીકૃષ્ણે વૃંદાવનમાં અગાઉ સવારે ગોવાળોની સાથે ગાયો ચારી હતી ૧૫. એ આઠમ સૂર્યોદય સમયે હોય તે ગ્રહણ કરવી અને જો આઠમ વધુ હોય કે તેનો ક્ષય હોય તો તે સાતમના વેધવાળી લેવી પણ બીજી નહી. ૧૬. તે દહાડે કૃષ્ણને ઉત્તમ એવો ગોપવેષ ધરાવવો: તથા કચ્છ વળાવવો અને પીંછાનો મુકુટ તથા પીતાંબર ધારણ કરાવવાં ૧૭. વળી ચંદન વડે અંગને ચર્ચવું અને ફુલનાં ભારે ઘરેણાં ધરાવવાં તથા હાથમાં લાકડી તથા મનોહર એવી મોરલી ધરાવવાં ૧૮. નૈવેદ્યમાં દહીં ભાત તથા સાકર ધરાવવાં. અને કૃષ્ણે ગાયો ચારી એને લગતી કથાનાં પદો ગવરાવવાં ૧૯. એ પ્રકારનો ગોપાષ્ટમીનો ઉત્સવ સમજવો. હવે કારતિક સુદ એકાદશી–પ્રબોધની–નો ઉત્સવ–કારતક સુદ એકાદશીને દહાડે જગતના પ્રભુ અને શેષશાયી યોગેશ્વર એવા ભગવાન જાગ્યા તેથી તેને પ્રબોધની કહેલી છે. ૨૦. તેમાં પ્રથમ તો સામાન્ય રીતે વૈષ્ણવોએ ગ્રહણ કરવાની એકાદશીની તિથિનો નિર્ણય કહું છું. ઉત્સવમાં તથા વ્રતમાં દશમના વેધવિનાની એકાદશી લેવી પણ વેધવાળી કદિ લેવી નહીં ૨૧. જો દશમી ૫૫ ઘડી હોય તો તેથી દશમના વેધવાળી એકાદશી ન ગણાય પણ તેથી વધારે હોય તો વેધવાળી ગણાય ૨૨. જો એકાદશી કે દ્વાદશી અધિક હોય તો પહેલા દિવસનો ત્યાગ કરી બીજા દિવસનું ગ્રહણ કરવું એવો વૈષ્ણવોનો નિર્ણય છે ૨૩.

દશમીમાં નવમી એક પણ હોય તો પછી વ્રતોમાં તથા ઉત્સવોમાં દ્વાદશીજ લેવી ૨૪. તિથિનો એ પ્રમાણે નિર્ણય થયો. હવે ઉત્સવનો વિધિ કહે છે–રાત્રીની એક ઘડી રહે એટલે વૈષ્ણવે તત્કાળ ઉઠીને સ્નાન તથા ધ્યાન વિધિ કરીને પછી પૂજાનાં સાધનો આણવાં ૨૫ પછી યોગેશ્વર નામના શ્રી કૃષ્ણ પુરૂષોત્તમની પૂજા કરવી; અથવા તો યોગેશ્વરની સોનાની મૂર્તિ બનાવીને પૂજા કરવી તે વખતે પદ્માસન કરાવવું નેત્રો થોડાં મીચેલાં રાખવાં: અને નાસીકના અગ્ર ભાગે, દૃષ્ટિ કરાવવી અને કમળ ઉપર બેસાડવાં ૨૭. ડાબાં તથા જમણા હાથો બે સાથળ અને તે બન્ને

કરમાં કમળ તથા મોટી ગદા અપાવવાં ૨૮. તેમના બે ઉર્ધ્વકરમાં પાંચજન્ય શંખ અને સુદર્શન ચક્ર અપાવવાં અને તેમના ડાબા પડખામાં લક્ષ્મીજીને સ્થાપન કરાવવાં ૨૯. એ પ્રમાણે યોગેશ્વરની મહાપૂજા કરવી તે સોળ પ્રકારના ઉપચારો સાથે અને ગીત તથા વાજીંત્રના ઘોષ સાથે કરવી ૩૦. નૈવેદ્યમાં સાકર સાથે દુધ ધરાવવું અને ઘણો કોમળ એવો ભાત આપવો તથા દ્રાક્ષ વગેરે ફળો ધરાવવાં ૩૧. આમાં વળી મધ્યાન્હ સમયે ધર્મદેવની પૂજાનો ઉત્સવ કરવો અને જો ધર્મની મૂર્તિ ન હોય તો તેમની સોનાની મૂર્તિ કરાવવી ૩૨. તેમાં મંદિરના અગ્રભાગમાં પહેલાની પેઠે શુભ મંડપ કરાવવો અને પછી સર્વતોભદ્ર મંડળ કરીને શાસ્ત્ર પ્રમાણે તેમની પૂજા કરવી ૩૩. તે ધર્મની મૂર્તિ ચાર મુખવાળી ચાર ભુજવાળી અને ચાર પાદવાળી કરવી. તેને સ્વેત વસ્ત્રો પહેરાવવાં અને સર્વે ઘરેણાં પહેરાવવાં તે ધર્મ સારાં લક્ષણવાળા છે ૩૪. તેમના જમણા હાથમાં અક્ષ માળા અને ડાબા હાથમાં પુસ્તક આપવું અને તેમના જમણા પડખા તરફ વ્યવસાયની મૂર્તિ કરવી ૩૫. ડાબા પડખામાં સુખની પરમ રૂપવાળી મૂર્તિ કરવી તથા બે હાથમાં કમળ આપીને તે મસ્તકે લગડાવવાં ૩૬. અગર તો ધર્મની મૂર્તિ મનુષ્યના જેવી કરવી એટલે કે એક મુખવાલી બે હાથ વાળી અને બે પગવાળી અને સારાં વસ્ત્રો વાળી કરવી ૩૭. તેના ડાબા પડખામાં પરમ રૂપવાળી ભક્તિ કરવી તથા બે હાથ વાળી અને ભારે ઘરેણાવાળી અને કસુંબી રંગના સ્વચ્છ કપડાં વાળી કરવી ૩૮. તેમના ડાબા હાથમાં સોનાની ઝારી આપવી અને જમણા હાથમાં મોતીની માલાઓ તથા સુગંધી પુષ્પો વગેરેથી પુજાપાત્ર આપવું ૩૯. તે બન્નેની આ પ્રકારની મૂર્તિ કરીને પછી પોતાની શક્તિ મુજબ સનકાદિક તથા સપ્તર્ષિ અને અરૂંધતિની સાથે તેમનું પૂજન કરવું ૪૦. એ કશ્યપ વગેરે તથા સપ્તર્ષિ અને અરૂંધતિની મૂર્તિઓ દર્ભના પીંડની કરવી અને તેમની ચંદનથી પૂજા કરવી ૪૧. વળી શ્રદ્ધા, મૈત્રી, દયા, શાંતિ વગેરે જે ધર્મની બાર સ્ત્રીઓ છે તેમની પણ પૂજા કરવી ૪૨. તે દહાડે સર્વે જણે વાજાં વગડાવવા અને વિષ્ણુનું નામ કીર્તન કરવું તથા તેમના ગુણો ગાવવા ૪૩. દરરોજ ભગવાનની પૂજા કરવી અને શૃંગાર ધરાવવા તથા મોટા મુકટ તથા ઉત્તમ પીતાંબર ધરાવવાં ૪૪. મોંઘા એવાં લાલ વસ્ત્રો તથા નાના પ્રકારનાં રત્નો વાળાં ઘરેણાં લક્ષ્મીજીને ધરાવવાં ૪૫. એમના નૈવેદ્યમાં વિશેષ કરીને ઘીની પુરીઓ ધરાવવી અને આરતીમાં કપુર મુકવું. બાકીનો વિધિ નિત્ય

પ્રમાણે ૪૬. વળી તેમની આગળ સાંજે બજારના જેવી રચના કરી ને ત્યાં પાત્રમાં જુદુ જુદુ અન્ન મુકવું ૪૭. તેમાં નાના પ્રકારનાં શાકો તથા વિવિધ પ્રકારનાં ફળો તથા શેલડીના સાંઠા અને પેંડાઓ પણ જુદા જુદા મુકવાં ૪૮. એ દહાડે ઉદ્ધવ મતાનુયાયીઓએ તથા એકાદસી કરવાના અધિકારીઓએ આપત્તિવિના જળ સીવાય બીજુ કાંઇ ભક્ષણ કરવું નહીં ૪૯. એકાદશીના અધિપતિ રાધા દામોદર નામના છે તેમની પૂજા કુંભી પુષ્પો અગર કમળ વડે કરવી ૫૦. તેમના નૈવેદ્યમાં મગદળ નામના લાડવા મુકવા. એ પ્રમાણે પ્રબોધનીનો વિધિ સંક્ષેપમાં મેં આ પ્રમાણે કહ્યો ૫૧. દરેક એકાદશીએ શ્રી કૃષ્ણનું તો મહાપૂજન કરવું તે વ્રતના ગ્રંથમાં કહેલી રીતથી કરવું એ પ્રમાણે એકાદશિનો વિધિ જાણવો ૫૨. સર્વે એકાદશીમાં જે જે કથાઓ હોય તે આશ્રિતોએ પ્રીતિથી ગાવી તથા સાંભળવી તથા કરવી ૫૩. એ પ્રમાણે પ્રબોધનીનો ઉત્સવ થાય. હવે કાર્તિક શુકલ પક્ષની દ્વાદશીએ તુલસી વિવાહ કરવાનો ઉત્સવ–કાર્તિક માસમાં શુકલ પક્ષમાં જે દ્વાદશી સંધ્યા કાળની હોય તે જ તુલસી વિવાહમાં લેવો ૫૪. હવે તેનો વિધિ તે બારસના દહાડે કસુંબી રંગની પાઘડી કૃષ્ણને બંધાવવી તથા મનોહર મોતી અને પુષ્પો ના તોરા ધરાવવા ૫૫. સોનાના તાર વાળું એવું રાતું અંગરખું પહેરાવાવવું તથા સોનેરી રંગની સાડી લક્ષ્મીજીને ધરાવવી ૫૬. નૈવેદ્યમાં વિશેષ કરીને ગોળ તથા ચોખા ધરાવવાં અને સુંદર મંડપમાં સાયંકાળે વિષ્ણુ તથા તુલસીની પૂજા કરવી ૫૭. તેમજ સંધ્યા સમયે શાલિગ્રામ, કૃષ્ણની પ્રતિમા તથા તુલસીજીની સોળ પ્રકારના ઉપચારોથી પૂજા કરવી ૫૮ પીતાંબર, કંઠસૂત્ર, નાકની વાળી તથા કંકણો તથા હળદર અને કંકુ વગેરે તુલસીજીને ચડાવવાં ૫૯. તે તે રૂતુમાં થયેલાં ફળો તથા શેલડી અર્પણ કરવાં તથા વિશેષે કરીને પીળાં ખાજાં પણ ધરાવવાં ૬૦. વચમાં તુલસી તથા કૃષ્ણની આરતિ કરીને પછી મંગળ શ્લોક બોલીને પછી વિષ્ણુને નૈવેદ્ય ધર્યાનો સંકલ્પ કરવો ૬૧. પછી બ્રાહ્મણોને જમાડવા તથા શક્તિ પ્રમાણે દાનો આપવાં અને તુલસી વિવાહનાં પદો એ ઉત્સવમાં ગાવાં ૬૨. એ પ્રમાણે તુલસી વિવાહનો ઉત્સવ સમજવો. હવે કાર્તિક સુદ પુનમ–એટલે દેવદીવાળીનો ઉત્સવ–કારતક માસમાં શુકલ પક્ષમાં સૂર્યનો ઉદય થતો પુનમને દહાડે લક્ષ્મીપતિને સારો મુકુટ ધરાવવો ૬૩. તથા શિરો, પુરી, ભાત, કઢી, દાળ તથા સુરણ, વંતાકનું શાક વિશેષ કરીને નિવેદ્યમાં ધરાવવાં ૬૪. તે દહાડે મંદિરમાં રાત્રે ચારે કોર દીવા કરવા ૬૫. ચંદ્રનો ઉદય થાય ત્યારે ભક્તિમાતાનું પૂજન કરવું તે ધર્મની સાથે અને ગીત તથા વાજીંત્રના

નાદ સાથે કરવું ૬૬. જો ભક્તિમાતાની પ્રતિમા ન હોય તો તેમની સોનાની મૂર્તિ શક્તિમુજબ કરીને તેમનું પૂજન કરવું. ૬૭. તે રાત્રે બળરામ તથા કૃષ્ણે જે ક્રીડા કરી હોય તેનાં કીર્તનો ગાવવાં તથા ગવરાવવાં ૬૮. આજથી આરંભીને શ્રીહરિને દરરોજ રૂની ભરેલી ડગલી પહેરાવવી અને લક્ષ્મીજીને પણ એવીજ રૂની ડગલી સુંવાળી ભક્તિવડે ધરાવવી ૬૯. રાત્રે શ્રીકૃષ્ણના શયનાગારમાં મચ્છરદાની જેવું કરવું તે જ્યાં સુધી ફાગણની પુનમ આવે ત્યા સુધી કરવું ૭૦. વળી વૈષ્ણવોએ પણ તે દિવસથી ટાઢના નિવારણ અર્થે મચ્છરદાની રાખવી ૭૧. એ પ્રમાણે દેવદીવાળીનો ઉત્સવ થયો. એ પ્રમાણે કાર્તિક માસમાં જે વિષ્ણુના ઉત્સવો આવે તે મેં તમને કહ્યા અને હવે માગશર માસમાં જે ઉત્સવો આવે તેની વિધિઓ હું તમને કહુંછું ૭૨.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં વાર્ષિક વ્રતોત્સવના વિધિમાં કાર્તિકના ઉત્સવોના વિધિનું નિરૂપણ કર્યું એ નામે અઠાવનમો અધ્યાય થયો ૫૮.**

---

## અધ્યાય ૫૯ મો.

### માગશિર માસના ઉત્સવો.

**શ્રી નારાયણ મુનિ** કહે છે કે–હવે માગસર માસમાં ધન સંક્રાતિના ધનુર્માસનો ઉત્સવ: સૂર્યનારાયણ ધન રાશિમાં જાય અને ધન લગ્ન થાય એટલે રમાપતિ એવા ભગવાનને તેલ વગેરે ચોળીને પછી ઉના જળથી નવરાવવા ૧. પછી તેમને વસ્ત્રો પહેરાવીને તેમની આગળ દેવતાની સગડી મુકવી અને લક્ષ્મી સાથે પ્રભુને શણગાર ધરાવવા ૨. નૈવેદ્યમાં લાડુ તથા માખણ અને દહીં તથા ઘી તથા બાફેલાં કુંણા વંતાક સમર્પણ કરવાં ૩. ઉપર તથા નીચે ધોળા તલ તથા બાજરીનો રોટલો મુકવો અને તેમના ગુણો ગાવા ૪. એ પ્રમાણે ધનુર્માસ થયો હવે પોષમાસમાં મકરસંક્રાતિનો ઉત્સવ– સૂર્ય મકર રાશિમાં ચોવીસ ઘડી થાય એટલે તે સમયને મોટા રૂષિઓએ સ્નાન, પૂજા, તથા પુણ્યકર્મ માટે યોગ્ય કહેલો છે ૫. પણ જો એ કાળ સૂર્યાસ્ત વખતે કે સંધ્યા સમયે અગર અડધી રાત્રે હોય તો પછી બીજા દિવસનો કાળ ગ્રહણ કરવો ૬. સૂર્યનારાયણ મૃગરાશિમાં જાય ત્યારે લક્ષ્મીજીને નૈવેદ્યમાં તલના લાડુ વિશેષ ધરાવવા અને બાકીનો વિધિ નિત્ય

પ્રમાણે સમજવો ૭. એ પ્રમાણે સંક્રાતિનો ઉત્સવ થયો. હવે માઘ માસની શુક્લ પંચમીનો વસંતોત્સવ–માઘ માસમાં શુદ પક્ષમા પાચમના દહાડે શ્રી દ્વારિકાનાથ રથમા બેસીને ગિરનાર પરવતમાં ગયા હતા ૮. લક્ષ્મીજી તથા સત્યભામા વગેરે સ્ત્રીઓ તથા પાર્ષદો તથા યુયુધાન અને ઉદ્ધવ તેમજ સંકર્ષણ સાથે તથા નારદાદિક ભકતો, અન બીજા યાદવો સાથે પ્રભુએ ત્યાં બહુ ક્રીડા કરી ૯–૧૦. અબીલ, ગુલાલ, પીળા રંગ તથા લાલરંગથી ત્યાં પ્રભુએ જળ વડે જળક્રીડા કરી ૧૧. તેઓની એ ક્રીડાથી ગુલાલ વગેરે ઉડવાથી ત્યાંના વૃક્ષો તથા રૈવત ગિરિ પણ લાલ થઈ ગયાં. એ વસંતોત્સવની પંચમી સૂર્યના ઉદયથી લેવી અને ૧૨ જો બે પંચમી હોયતો પહેલી વેધવાલી ગ્રહણ કરવી ૧૩. હવે તેના ઉત્સવનો વિધિ–તે દહાડે પ્રભુને સ્વેત વસ્ત્રો ધારણ કરાવવા અને આસ્તરણ એટલે ઓછાડ વગેરે પણ ધોળાંજ કરાવવાં ૧૪. પછી રૂક્ષ્મણી તથા કૃષ્ણનાં વસ્ત્રોમાં રંગ નાંખવો તથા તે પછી ગુલાલ તથા ગુલાબજળ વારે વારે છાંટવાં ૧૫.બાદ આંબાના મહોરનો તોરો ધરાવવો અને નૈવેદ્યમા વિશેષે કરીને જલેબી ધરાવવી ૧૬. પછી ત્યારથી આરંભીને ગુલાલ વગેરે રંગ દરરોજ નાંખવો અને હોળી સુધી કેસરી વસ્ત્રો ધરાવવાં ૧૭. એ પ્રમાણે પુનમ સુધી ભગવાનની વસંત ઋતુની ક્રીડા ગાવવી અને તે પછી એક મહિનો દરરોજ ફાગણ માસની લીલા ગાવી ૧૮. તે દહાડે ઘઉં તથા ડાંગરોવડે ગિરનાર પર્વત બનાવવો અને તેને શક્તિ મુજબ પીળાં વસ્ત્રોથી ઢાંકી દેવો ૧૯. તેની ચારે તરફ આંબાનાં પાદડાં વડે વૃક્ષો કરવાં તથા દુધ અથવા ઘીની ગોમુખી ગંગા કરવી ૨૦. તે ગિરિના મધ્ય શિખરમાં પછી રૂક્ષ્મિણી તથા કૃષ્ણની સોનાની મૂર્તિઓ સ્થાપવી અને તેની ચારે પાસ તેના દેવતાઓ સ્થાપવા ૨૧. તેમાં કૃષ્ણને શંખ તથા ચક્ર ધારણ કરેલા એવા બે ભુજાવાળા બનાવવા અને લક્ષ્મીજી પણ બે ભુજાવાળાં બનાવવાં અને તેમના હાથમાં કમળ તથા ઝારી આપવાં. ૨૨. સત્યભામા વગેરે સ્ત્રીઓ, રામ, અર્જુન, સાત્યકી ઉદ્ધવ, વગેરે પાર્ષદો તથા નારદ વગેરે મહર્ષીઓ તથા સ્ત્રીઓ સાથે બીજા યાદવો, સોપારીના સંકલ્પથી સ્થાપન કરવા અને પછી કૃષ્ણનું આવાહન કરીને તેમને વિધિપૂર્વક અંગ સાથે પૂજવા. ૨૩–૨૪. તેમની આગળ નિવેદ્ય તરીકે ખજૂર, ખારેક, તથા નાળિયેર, સાકર, ધાણા તથા ચણા મૂકવા ૨૫. વળી દ્રાક્ષ તથા પીસ્તા અને પેડા પણ ધરાવવાં અને પછી આરતી કર્યા બાદ ગુલાબનો રંગ છાંટવો ૨૬. બાદ ભકતોમાં પણ પુરૂષોએ પરસ્પર ગુલાલ વગેરે રંગથી ક્રીડા કરવી તથા સ્ત્રીઓ એ પણ પરસ્પર

ક્રીયા કરવી ૨૭. પણ વિધવા સ્ત્રીઓ, સાધુઓ તથા બ્રહ્મચારીઓએ ક્યારેય ગુલાલના રંગથી ક્રીડા કરવી નહીં ૨૮. કદાચ તેમના ઉપર કોઇ ગુલાલ કે રંગ નાંખે તો તેમણે વસ્ત્ર સહિત સ્નાન કરીને પછી શ્રી હરિનું નામ સો વાર લેવું ૨૯. જો પ્રમાદથી વખતે તે પોતે ક્રીડા કરે તો તે દહાડે તેણે સ્નાન કરીને ઉપવાસ કરવો અને હૃદયમાં શ્રી હરિનું ધ્યાન કરવું ૩૦. હરિના ભક્તોએ ક્રીડા કર્યા બાદ સ્નાન કરી બપોર પછી ભોજન કરવું અને બાકીનો વિધિ નિત્ય પ્રમાણે ૩૧. એ પ્રમાણે વસંતોત્સવ થયો હવે માઘ માસના કૃષ્ણપક્ષની ચૌદશનો શિવરાત્રિનો ઉત્સવ–મહા માસની શિવ ચતુર્દશી રાત્રીએ હોય એવી ગ્રહણ કરવી અને જો બે ચૌદશો હોય તો પહેલીને ત્યાગ કરી બીજી લેવી ૩૨. તે દહાડે વાસુદેવ ભગવાનને ચિત્ર વિચિત્ર વસ્ત્રો ધરાવવાં તથા લક્ષ્મીજીને કાબરચિત્રા રંગની સાડી અને સોનાનાં ઘરેણાં ધરાવવાં ૩૩. રાત્રે શ્રી શંકરનું પૂજન મહાભિષેક વિધિથી અને રૂદ્રસુક્ત મુજબ નાળીયેર, મલ્લિકા તથા કુંદનાં ફૂલો તથા ધંતુરો તથા કરવીરથી પૂજન કરવું અને નૈવેદ્યમાં દહીંવડાં પાસે મુકવાં ૩૪–૩૫. પછી હરિ અને રૂદ્રના એકાત્મ્યનાં પદો ગાવાં. આટલો વિધિ નિત્ય પ્રમાણે સમજવો ૩૬. એ પ્રમાણે શિવરાત્રીનો ઉત્સવ થયો. હે પુત્રો! મેં તમને માગશર પોષ, તથા માહા માસમાં આવતા ઉત્સવોને વિધિ સાથે કહ્યા. હવે હું તમને ફાગણ તથા ચૈત્ર માસમાં આવતા ઉત્સવોનો વિધિ કહું છું. ૩૭.

**એ પ્રમાણે શ્રી સત્સંગી જીવનના નારાયણ ચરિત્ર રૂપી ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં વાર્ષિક વ્રતોના ઉત્સવના વિધિમાં માગશીર, પોષ, તથા માઘ માસના ઉત્સવના વિધિનું નિરૂપણ કર્યું એ નામે ઓગણસાઠમો અધ્યાય થયો ૫૯.**

---

## અધ્યાય ૬૦ મો

---

### ફાગણ તથા ચૈત્ર માસના ઉત્સવો

---

શ્રી નારાયણ મુનિ કહે છેઃ હવે ફાગણવદ પડવાનો દોલોત્સવ–ફાગણ માસમાં ફાલ્ગુન નક્ષત્રમાં અર્જુનનો જન્મ હતો અને તે દહાડે શ્રી કૃષ્ણે અર્જુન તથા યાદવોની સાથે ગિરનાર પર્વતમાં ક્રીડા કરી હતી તથા અર્જુનને હિંડોળે હીંચકાવીને યાદવો રાજી થયા હતા. તેમની પૂજા કરી પછી

ત્યાં આગળ તેઓએ ક્રીડા કરી હતી ૧-૨. એ બન્ને કૃષ્ણોનો જન્મ અગાઉ ધર્મદેવ થકી થયો હતો અને તે બન્ને પુત્રો શ્રી નારાયણના નામથી પ્રસિદ્ધ થયા ૩. ધર્મના આશ્રમમાં અગાઉ દેવોએ હિંદોળો બાંધીને તેમનું પૂજન કર્યું હતું માટે આપણે પણ અહીં ઉત્સવ કરવો ૪. જો તે દહાડાના સૂર્યોદય વખતે અર્યમા નક્ષત્ર હોય તો તે દહાડે દોલોત્સવ કરવો અને જો ન હોય તો એ દહાડા કરવો ૫. હવે તેના ઉત્સવનો વિધિ—આ શ્રી કૃષ્ણના પૂજન વખતે પણ વસંતોત્સવની પેઠે ઉત્સવ કરવો અને નરનારાયણની પૂજામાં જે કાંઇ વિશેષ છે તે હું કાંઇક કહું છું ૬. સવારે શ્રી નારાયણ પ્રભુનું પૂજન કરવું તે સોળ પ્રકારના ઉપચારથી કરવું તથા આરતી કરવી ૭. શ્વેત અને સુંવાળાં વસ્ત્રો વડે શ્વેત સુગંધી ચંદનથી તથા શ્વેત એવાં સુગંધી પુષ્પો વડે તથા તુલસી વડે તેમની પૂજા કરવી ૮. નૈવેદ્યમાં દુધ-પાક મુકવો તથા બોર વગેરે ફળો મુકવાં અને હીંડોળામાં તેમને જમણી બાજુએ પધરાવીને પછી તેમને હીંચોળવા ૯. જો બાલકૃષ્ણની મૂર્તિ સ્થિર હોય તો સેવકે બાલકૃષ્ણને ત્યાંજ હીંદોળામાં પધરાવવા અને તે વખતે ગીત, વાજીંત્ર પણ ગવરાવવાં ૧૦. વળી વસંત ઋતુમાં ઉગતાં પુષ્પો વગેરેથી તેમનું પૂજન કરવું અને પછી ભગવાનના ભક્તોએ રંગ તથા ગુલાલથી ક્રીડા કરવી ૧૧. આમાં પણ જે ક્રીડા કરવાની તેમાં વસંતોત્સવના જેવીજ મર્યાદા સમજવી તથા દોલોત્સવનાં કીર્તનો ધર્મદેવને લગતાં ગાવવાં ૧૨. પછી આરતી ઉતારી હીંડોળેથી ઉતારી પ્રભુને પોઢાડી દેવા અને હરિના જનોને જમાડી પછી સેવકે પોતે જમવું ૧૩. પછી બીજે દહાડે મંદિરને ધોવરાવવું જેથી મંદિરમાં રંગ કે ગુલાલ કશાનો છાંટો સુદ્ધાં રહે નહીં ૧૪. પછી સઘળાં વસ્ત્રો તથા દીક્ષા અલંકારો વગેરે ધોઇ નાંખવાં અને બીજાં પહેરવાં એટલું આમાં વિશેષ છે બાકીનું બધું પ્રથમની પેઠે સમજવું ૧૫. એ પ્રમાણે દોલોત્સવ: હવે ચૈત્ર સુદી બીજના દિવસે મત્સ્ય જયંતિનો ઉત્સવ—ચૈત્ર શુક્લ તૃતીયાના દિવસે કૃતમાળા નદીના જળમાં સત્યવ્રત રાજાની આગળ મત્સ્ય નામના હરિનો જન્મ થયો ૧૬. ત્રીજને દહાડે મત્સ્ય પૂજામાં સૂર્યોદય સ્પષ્ટ થાય તે દહાડો લેવો પણ જો તૃતીયા બે દહાડા હોય તો પહેલીજ સારી છે ૧૭. તે દહાડે વાસુદેવ ભગવાનની પૂજા મત્સ્ય રૂપે કરવી અગરતો શક્તિ પ્રમાણે મત્સ્ય ભગવાનની મૂર્તિ સોનાની કરાવવી ૧૮. ડાબા હાથમાં શંખ, જમણા હાથમાં ગદા, અને માથે પાઘડી પહેરાવી અર્ધ મનુષ્ય જેવા કરવા અને નીચેના ભાગમાં મત્સ્યના જેવી આકૃતિ

કરીને પૂજવા ૧૯. નૈવેદ્યમાં દહીં ભાત તથા દહીંવડાં અર્પણ કરવાં અને ભક્તજનોએ મત્સ્ય ભગવાનના જન્મની કથા કરવી ૨૦. આમાં એટલો વિધિ વિશેષ છે. બાકીનો વિધિ નિત્યના જેવો; આમાં ભગવાનની આરતિ ઉતાર્યા બાદ ભોજન ઉત્તમ કહેલું છે ૨૧. આ પ્રમાણે મત્સ્ય જયંતિનો ઉત્સવ થયો. હવે ચૈત્ર સુદ નવમીનો રામ જન્મોત્સવ. ચૈત્ર માસમાં પહેલા પખવાડીઆમાં પુનર્વસુ નક્ષત્રમાં તથા ગુરૂ અને ચંદ્રનો અસ્ત નહોતો અને પાંચગ્રહો પોતાના ઉચ્ચ સ્થાને હતા ત્યારે તથા સૂર્ય મેષ રાશિમાં હતા ત્યારે દશરથ અને કૌશલ્યા થકી પરમ પુરૂષ એવા શ્રી રામચંદ્રજીનો આવિર્ભાવ થયો ૨૩. તે રામનવમી આઠમના વેધ વિનાની અને મધ્યાન્હ સમયની લેવી અને તેજ દહાડે રામચંદ્રજીનું પૂજન તથા ઉપવાસ કરવાં ૨૪. જો રામનવમી બપોરની બે દિવસ હોય અને આઠમના વેધ વિનાની હોય તો તેમાં પણ બીજો દિવસ લેવો ૨૫. નક્ષત્ર એ આવતુ હોય પણ જો તે આઠમના વેધ વાળી હોય અને નક્ષત્ર વિનાની કેવળ નોમ હોય તોપણ તેનો ત્યાગ કરવો. નવમી શબ્દથી માત્ર નોમ જ લેવી ૨૬. આઠમના વેધવાળી હોય અને તેનો ક્ષય હોય તો પ્રથમા લેવી અને ઉપવાસ તથા રામચંદ્રજીનું પૂજન તે દહાડે કરવાં ૨૭. હવે તેના ઉત્સવનો વિધિ–તે દહાડે લક્ષ્મીના પતિ એવા ભગવાનને મુકુટ ધરાવવો તથા પીતાંબર ધનુષ્ય બાણ તથા કેડે સોનાનો પટ્ટો ધારણ કરાવવો ૨૮. નૈવેદ્યમાં કેસરી ભાત તથા મોતૈયા લાડુ મુકવા તથા સાકર, દહિ, તેમજ દુધ ધરાવવાં; બાકીનો વિધિ નિત્ય પ્રમાણે ૨૯. તે દહાડે બપોરે કૃષ્ણની પૂજા રામચંદ્રજીના નામથી કરવી અથવા તો રાજાનાં જેવાં લક્ષણોવાળી રામચંદ્રજીની મૂર્તિ કરવી ૩૦. એ મૂર્તિ યુવાન્ બનાવી, મુખાર્વિંદ પ્રસન્ન, તેના સ્કંધો સિંહના જેવા બળવાન્ કરવા, બે લાંબી ભૂજાઓ કરવી એવા ધનુર્ધારી રામચંદ્રજીને બનાવવા ૩૧. ગીત તથા વાજીંત્ર પુર્વક તેમની મહાપૂજા કરવી તથા ભક્તે રામચંદ્રજીનાં જન્મ સમયનાં પદ્યો ગાવાં તથા ગવરાવવાં ૩૨. તે વ્રત કરનારાએ ઉપવાસના બીજા દહાડે શ્રી રામચંદ્રજીનું ફરી પૂજન કરીને પછી સાધુઓ તથા બ્રાહ્મણોને જમાડીને પોતે પારણાં કરવાં ૩૩. એ પ્રમાણે રામનવમીનો ઉત્સવ સમજવો–હવે ચૈત્ર સુદ એકાદશીનો દોલોત્સવ–ચૈત્ર સુદમાં વિમલા નામની એકાદશી પ્રસિદ્ધ છે તે દહાડે મહાપૂજા કરવી તથા પ્રભુને પારણામાં પધરાવવા ૩૪. બે ઘડી સુધી શ્રી રામચંદ્રજીને સુગંધીમાન એવી પુષ્પ શય્યામાં હીંડોળીને પછી આરતી ઉતારીને તે બાદ તેમને ત્યાંથી ઉતારી લેવા ૩૫. આ ઉત્સવમાં આટલુંજ વિશેષ સમજવું–બાકીનો વિધિ બીજી

એકાદશીઓના જેવો જાણવો એટલે કે વ્રતોના ગ્રંથમાં નિરૂપણ કર્યો છે તે મુજબ જાણવો ૩૬. એ પ્રમાણે વિમલા એકાદશીનો ઉત્સવ સમજવો. હવે વૈશાખ સુદ પડવાને દહાડે આવતો કૂર્મ ભગવાનના જન્મનો ઉત્સવ–વૈશાખ માસના શુક્લ પક્ષમાં પડવાને દહાડે સવારે દેવતા તથા દૈત્યોની સાથે સમુદ્રમંથન કરાવતા કૂર્મ ભગવાન પ્રકટ થયા ૩૭. એ પ્રતિપદા સૂર્યોદય સમયની હોય તે કૂર્મ ભગવાનની પૂજામાં લેવી; જો પ્રતિપદા બે દિવસની હોય તો બીજી લેવી ૩૮. હવે ઉત્સવ વિધિ–આ ઉત્સવમાં વાસુદેવ ભગવાનની પૂજા કૂર્મના સ્વરૂપથી કરવી અથવા તો ભક્તે કૂર્મ ભગવાનની મૂર્તિ શક્તિ મુજબ સોનાની કરવી ૩૯. નીચેનું અંગ મનુષ્ય જેવું અને ઉપરનું અંગ કાચબા જેવું કરવું તથા બે ભૂજાઓ કરવી અને તેમાં શંખ તથા ગદા ધરાવવાં ૪૦. પછી સર્વતોભદ્રમંડળની વચ્ચે તે કૂર્મ ભગવાનની પૂજા, મળી શકે તે ઉપચારો વડે કરવી અને નૈવેદ્યમાં લાડુ મૂકવા; બાકીનો વિધિ સામાન્ય જાણવો ૪૧. આજથી આરંભીને ગંગોત્સવ સુધી નિત્ય ભગવાનનું પૂજન કરવું તથા રોજ સાકર મિશ્રિત આંબલીનું પાણી પીવા માટે આપવું ૪૨. તથા નૈવેદ્યમાં હમેશ ઉત્તમ દાળ તથા સાકર આપવાં અને કૂર્મ ભગવાનની કથા ગાવી તથા પૂજન કરીને પછી ભોજન કરવું ૪૩. એ પ્રમાણે કૂર્મોત્સવ સમજવો. હવે વૈશાખ માસના શુક્લપક્ષની ત્રીજના દહાડે આવતો પરશુરામનો ઉત્સવ તથા ચંદન યાત્રાનો ઉત્સવ—વૈશાખ માસના શુક્લ પક્ષમાં ત્રીજને દહાડે પુનર્વસુ નક્ષત્રમાં તથા સાત પહોર વીત્યા બાદ તથા રાહુ મિથુન રાશિમાં ગયેલો હતો અને છએ ગ્રહો પોતાના ઉચ્ચ સ્થળોના હતા ત્યારે જમદગ્નિની સ્ત્રી રેણુકાથી વાસુદેવ ભગવાન્ આ પૃથ્વી ઉપર પ્રગટ થયા ૪૫. ડાહ્યા પુરૂષોએ એ તૃતીયા દિવસના પ્રથમ પહોરવાળી લેવી અને જો બે ત્રીજો હોય તો પહેલી લેવી અને રામ પૂજનમાં બીજી લેવી ૪૬. હવે તેમના ઉત્સવનો વિધિ–આ ઉત્સવમાં વાસુદેવ ભગવાનનું પરશુરામ જેવું સ્વરૂપ બનાવવું અને બપોરે તે ભગવાનની પૂજા કરવી અને પછી તેમનું પૂજન કરવું ૪૭. અથવા તો સેવકે પોતાની શક્તિ મુજબ પરશુરામની મૂર્તિ સોનાની અને ક્રોધથી રાતાં લોચન વાળી બનાવવી ૪૮. તે મૂર્તિના બે હાથમાં ફરસી આપવી તથા તેને જટા રખાવવી તથા પ્રથમ કહ્યું તે મુજબના મંડપમાં તેમની પૂજા કરવી તથા કથા કરવી ૪૯. એ દિવસથી માંડીને દરરોજ પ્રભુની સ્નાનયાત્રા કરવાની અને સુગંધીમાન્ એવાં શ્વેત વસ્ત્રો ધરાવવાં ૫૦. સુંદર નવીન ખસના

વીંજણાથી દરરોજ દેવને વા નાંખવો ૫૧. નૈવેદ્યમાં દરરોજ કેરીઓનો રસ તથા સાકર આપવાં એટલું વિશેષ સમજવું અને બીજો વિધિ અન્યના જેવો ૫૨. એ પ્રમાણે પરશુરામ જન્મોત્સવ સમજવો. હવે વૈશાખ સુદ ચૌદશને દહાડે નૃસિંહ ભગવાનના જન્મનો ઉત્સવ. વૈશાખની ચૌદશે સોમવારે વાયુના નક્ષત્રમાં દૈત્યોનો વધ કરવાને શ્રી નૃસિંહ ભગવાનનો અવતાર થયો ૫૩. એ ચૌદશ, તેરશના વેધ વિનાની શુદ્ધ હોય તે લેવી તથા બે ચૌદશો હોય તો પ્રથમની ચૌદશ લેવી અને ક્ષય હોય તો વિદ્ધા પણ લેવી ૫૪. હવે તેના ઉત્સવનો વિધિ કહે છે—એ દિવસે કૃષ્ણની પૂજા નરસિંહ ભગવાનના સ્વરૂપે અને સારા ઉપચારોવડે કરવી અને ત્યાં સુધી જમવું નહીં ૫૫. અથવા સંધ્યાકાળે પુરૂષે પોતાની શક્તિ મુજબ નરસિંહ ભગવાનની સોનાની ભયંકર મૂર્તિ કરાવવી ૫૬. તેમના સ્કંધ એટલે ખભા મોટા, કટિ એટલે કેડ અને ગ્રીવા એટલે ડોક તેનો મધ્યભાગ પાતળો કરવો તથા પેટ પણ પાતળું બનાવવું અને દેહ મનુષ્યનો કરવો જ્યારે મુખ સિંહનું કરવું અને તેને સઘળાં ઘરેણાં પહેરાવવાં ૫૭. મુખમાંથી જવાળાઓ નીકળતી હોય એવા મુખવાળા તથા જીભ્હા બહાર આવેલી હોય તેવા તથા ખોળામાં હિરણ્યકશિપુને લઇને નખ વડે વિદારતા એવા બનાવવા ૫૮. એ પ્રમાણે ઉત્તમ મંડપમાં નરસિંહ ભગવાનની પૂજા કરવી અને ખાજાં તથા ભારે વડાંઓ તેમને ધરાવવાં ૫૯. તેમની પૂજાના ઉત્સવ વખતે નરસિંહજીના જન્મને લગતાં પદો ગાવવાં આમાં એટલું વિશેષ અને બાકીનો વિધિ પહેલાંની પેઠે જાણવો ૬૦. એ પ્રમાણે નરસિંહજીનો ઉત્સવ સમજવો. હે પુત્રો ! એ પ્રમાણે મેં તમને ફાગણ તથા ચૈત્ર વૈશાખ માસમાં આવતા ઉત્સવોના વિધિઓ કહ્યા અને હવે જેઠ તથા પવિત્ર એવા શ્રાવણ માસમાં આવતા ઉત્સવના વિધિઓ તમને કહું છું ૬૦.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં વાર્ષિક વ્રતના ઉત્સવમાં ફાગણ ચૈત્ર તથા વૈશાખ માસના ઉત્સવોના વિધિઓનું નિરૂપણ કર્યું એ નામે સાઠમો અધ્યાય થયો ૬૦.**

# અધ્યાય ૬૧ મો.

## જેઠ તથા શ્રાવણના ઉત્સવો.

શ્રી નારાયણ મુનિ કહે છે—હવે જેઠ શુકલ પક્ષની દશમીનો ગંગોત્સવ કહું છું. જેઠ માસના શુકલ પક્ષની દશમના દહાડે મંગળવારે હસ્ત નક્ષત્રમાં શ્રેષ્ઠ એવાં ગંગાજી સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર ઉતર્યાં ૧. દશ પાપોનું હરણ કરે તે માટે તેને દશહરા કહે છે; જો ઉપર પ્રમાણેનો યોગ હોય તો પૂર્વની તિથિ લેવી અને જો યોગ ન હોય તો બીજી લેવી ૨. જો તે અધિક માસ હોય તો પૂર્વના દિવસેજ લેવી પણ બીજા દિવસે નહીં; તેમાં લક્ષ્મીજીની મૂર્તિનું ભારે ઉપચારોથી પૂજન કરવું. ૩. પૂજા કરનારે પુષ્પો સુગંધ તથા નૈવેદ્ય અને દશ ફળ વડે તેમજ દીવાઓ અને સોપારીઓથી શ્રદ્ધા વડે પૂજન કરવું. ૪. જો લક્ષ્મીજીની મૂર્તિ ન હોય તો તેમની સોનાની મૂર્તિ બનાવવી, તેને ચાર હાથ કરવા, શ્વેત ચંદ્ર કરવો તથા ઘડો અને કમળ આપવાં તેમજ વર અને અભયના ચિન્હો કરવાં. ૫. શ્વેત વસ્ત્રો શ્વેત ઘરેણાં અને પ્રસન્ન મુખ વાળી એવી ગંગાજીની મૂર્તિ કરીને બપોરે તેની પૂજા કરવી. ૬. આ મહોત્સવમાં ગંગાજીના જન્મનાં કીર્તનો ગાવવાં અને તેમનાં પૂજનને અંતે ભોજન કરવું; બાકીનો વિધિ નિત્ય મુજબ ૭. એ પ્રમાણે ગંગાપૂજનનો ઉત્સવ. હવે જેઠ સુદ પુનમની સ્નાનયાત્રાનો ઉત્સવ–શ્રી કૃષ્ણને અભિષેક વિધિથી સ્નાન કરાવવું ૮. ઉજ્જવળ એવા પાત્રમાં નિર્મળ જળ વડે તથા ચંદન સાથે શંખવડે શ્રી કૃષ્ણને વેદ તથા પુરાણોના મંત્રો વડે સ્નાન કરાવવું ૯. પછી શ્રી કૃષ્ણને પીળાં વસ્ત્રો ધરાવવાં તથા પાઘડી, દુપટો અને નાના પ્રકારનાં બીજાં વસ્ત્રો ધારણ કરાવવાં ૧૦. દાળ, ભાત, પુરણપોળી, વડાં, કઢી તથા શાક વગેરે જે પોતાની શકિત હોય તે મુજબનું નૈવેદ્ય ધરાવવું ૧૧. વળી શ્રી કૃષ્ણની જળક્રીડાનાં પદો ગાવવાં અને તેમનું પુજન કર્યા બાદ છેવટે ભોજન કરવું. બાકીનો વિધિ નિત્ય પ્રમાણેનો સમજવો ૧૨. એ પ્રમાણે સ્નાનયાત્રાનો ઉત્સવ થયો. હવે આષાઢ માસના શુકલ પક્ષની તૃતીયાનો ઉત્સવ–અસાઢના શુકલ પક્ષમાં પુષ્ય નક્ષત્રમાં જ્યારે સૂર્યોદય થયો હતો ત્યારે શ્રી કૃષ્ણની આગળ ઘોડા જોડેલો તથા શણગારેલો એવો રથ લાવવો ૧૩. પીળાં તથાં રાતાં વસ્ત્રો તેમજ ઘરેણાં ધારણ કરાવવાં; જો તેમાં શ્રી કૃષ્ણની મૂર્તિ ન હોય તો સોનાની કરાવવી ને તેને

તે મુજબ ધરાવવું ૧૪. નૈવેદ્યમાં દહીં, ભાત, સાકર અને ગોળના લાડુ આપવા અને પછી આરતી ઉતારીને બાળકૃષ્ણને રથમાં બેસાડવા; ચાર વાર ભોગ ધરાવીને પછી ઠાકોરજીની આરતી ઉતારી અને પછી રથયાત્રાનાં ગીતો ગાવાં; બાકીનો વિધિ નિત્ય મુજબ ૧૬. એ પ્રમાણે રથયાત્રાનો ઉત્સવ. હવે અષાઢ વદ બીજથી આરંભીને શ્રાવણ વદ ત્રીજ પર્યંત દરરોજ સાંજે ભગવાનને હિંડોળે હિંચોળવાનો ઉત્સવ—અસાડ માસમાં પડવે અગર બીજને દહાડે વૃષ રાશીમાં ચંદ્ર હોય ત્યારે શણગારેલા હિંડોળામાં શ્રી કૃષ્ણનું સ્થાપન કરવું ૧૭. દરરોજ સાંજે બાળકૃષ્ણને ત્યાં પધરાવવા અને પછી આરતી ઉતારીને બેવડી દોરીથી હિંડોળા નાંખવા ૧૮. પછી શ્રાવણ વદ ત્રીજના દહાડે આરતિ ઉતારીને તેમને હીંડોળેથી ઉતારવા તથા તે વખતે હીંડોળાનાં પદો ગાવાં બાકિનો વિધિ નિત્ય પ્રમાણે કરવો ૧૯. એ પ્રમાણે એક માસનો હિંડોળાનો ઉત્સવ. હવે શ્રાવણ માસના શુક્લ પક્ષની ચોથનો વરાહનો ઉત્સવ—શ્રાવણ માસના શુક્લ પક્ષમાં ચોથને મંગળવારે બપોરે બ્રહ્માના નસકોરાંમાંથી વરાહ નામના ઇશ્વરનો પ્રાદુર્ભાવ થયો ૨૦. જો એ મુજબની ચોથ બે દહાડે બપોરની આવતી હોય તો બીજા દિવસની ચોથ લેવી અને તે દહાડે વાસુદેવ ભગવાનની પૂજા વરાહના નામથી કરવી ૨૧. તેમાં ભગવાનને કસુંબી વસ્ત્રો ધરાવવાં અને નૈવેદ્યમાં દુધપાક તથા વડાં એટલું વિશેષ ધરવું ૨૨. આ ઉત્સવમાં વરાહના જન્મનાં પદો ગાવવાં અને પૂજા પણ મોટી કરવી તથા પૂજા પછી ભોજન કરવું ૨૩. અથવા તો વરાહ ભગવાનની મૂર્તિ શકિત મુજબ સોનાની કરવી તેમાં મુખ અને નાક વગેરે સુકરના જેવા મોટા અને બીજું શરીર મનુષ્યના જેવું કરવું ૨૪. તેમને ચાર હાથ કરવા; તેમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધરાવવાં અને મુનિજનો બે હાથ જોડી નમ્ર થકા તેમની સ્તુતિ કરતા હોય એમ કરવું ૨૫. તેમની ડાબી કોણીએ લક્ષ્મીજીને સ્થાપવાં અને પગની આગળ પૃથ્વી તથા શેષને સ્થાપવાં પછી બપોરે તેમની પૂજા કરવી ૨૬. એ પ્રમાણે વરાહ ભગવાનના પ્રાદુર્ભાવનો ઉત્સવ થયો. હવે શ્રાવણ માસમાં શુક્લ પક્ષની એકાદશીએ પવિત્રાંનો ઉત્સવ—શ્રાવણ માસમાં શુક્લ પક્ષમાં એકાદશીના દહાડે અથવા તો બારસના દહાડે ભગવાનને પવિત્રાં અર્પણ કરવાં ૨૭. તે પત્રિત્રું સોનાનું, રૂપાનું, શણનું, દર્ભનું અગર તો હીરનું કરવું અને જો બ્રાહ્મણીના હાથે કાંતેલા સુતરનું બનાવેલું હોય તો તે વળી સારૂં ૨૮. તેમાં જે ત્રણસો સાઠ તાંતણાનું હોય તે ઉત્તમ, બસો સીતેર તાંતણાનું મધ્યમ ૨૯. અને

એકસો એંસી તાંતણાનું હોય તે કનિષ્ઠ સમજવું; સામાન્ય પવિત્રું તો સામાન્ય ત્રણ તાંતણાના સુતરનું પણ ચાલે ૩૦ તેમાં સો ગાંઠોવાળું ઉત્તમ, પચાસ ગાંઠોવાળું મધ્યમ અને છત્રીસ ગાંઠોવાળું કનિષ્ઠ છે ૩૧. જે પવિત્રું નાભિ પર્યંત આવે તે અધમ સમજવું, સાથળ સુધી આવે તે મધ્યમ અને ઢીંચણ સુધી આવે તે શ્રેષ્ઠ સમજવું ૩૨. એટલું આમાં વિશેષ છે અને બાકીનો વિધિ નિત્ય મુજબ સમજવો; તેમાં કમળા અને રાધાના પતિનું પૂજન વગેરે કરવું ૩૩; એ પ્રમાણે પવિત્રાના આરોપણનો ઉત્સવ થયો. હવે શ્રાવણ કૃષ્ણાષ્ટમીએ શ્રી રામાનંદ સ્વામીનો પ્રાદુર્ભાવ થયો તેનો ઉત્સવ–શ્રાવણ માસમાં કૃષ્ણાષ્ટમીએ દિવસે સુમતિ થકી પૃથ્વી ઉપર સાક્ષાત્ ઉદ્ધવ સ્વામીનો પ્રાદુર્ભાવ થયો ૩૪. એટલે આ ઉત્સવમાં રામાનંદ સ્વામીની મૂર્તિ શકિત મુજબ સોનાની કરી હોય તેને સર્વતોભદ્ર મંડળ કરી વિધિ પૂર્વક પૂજા કરવી ૩૫. તે મૂર્તિ પુષ્ટ, બે ભૂજાવાળી, શ્વેત વસ્ત્રધારી, વિશાળ એવાં સુંદર નેત્રો વાળી અને મુખ કમળ પ્રસન્ન હોય ૩૬. તથા ભકતને અનુગ્રહ કરતા હોય તેવા શાંત અને કરમાં જપમાળા રાખેલી હોય તેવા કરવા તથા ભકતોએ ચંદન પુષ્પાદિક વડે પુજેલા અને મનોહર લાગે તેવા બનાવવા ૩૭. સ્વામીનાં જન્મકર્મો જે હોય તે પૂજા સમયે ગાવવાં અને પછી આગળ કહ્યું તે મુજબ જન્માષ્ટમીનો ઉત્સવ કરવો ૩૮. એ પ્રમાણે રામાનંદ સ્વામીના પ્રાદુર્ભાવનો ઉત્સવ એ પ્રમાણે મેં તમને શ્રી વિષ્ણુના વાર્ષિક ઉત્સવો કહ્યા અને ઉદ્ધવ સંપ્રદાયમાં રહેલા પુરૂષો માટે તે આવશ્યક છે ૩૯. તે ઉત્સવોમાં તે તે સમયે વસ્ત્ર ઘરેણાં તથા નૈવેદ્ય ધરાવવાનાં તેના ભેદ જે જુદા જુદા કહ્યા તે પોતાનો વૈભવ હોય તે પ્રમાણેના જાણવા ૪૦. જેમને દેશ, કાળ, ધન વગેરેની અનુકૂળતા ન હોય તેણે પોતાની શક્તિને અનુસરીને કરવું ૪૧. પણ પોતાની પાસે ધન હોય તો શ્રી વિષ્ણુના એ ઉત્સવોમાં પ્રસન્નતા કારણમાં ક્યારેય શઠતા કરવી નહીં ૪૨. પણ ભગવાનના ઉત્સવો કરવાને અર્થે ક્યારેય દેવું કરવું નહીં કેમકે ભકિતથી જો માત્ર પત્ર પણ અર્પણ કરવામાં આવે તો તેથી પણ ભગવાન પ્રસન્ન થાય છે ૪૩. જેની પાસે સ્થિર અથવા ચલ મૂર્તિ હોય તેણે કહેલા ધર્મ પાળીને પોતાની શકિત મુજબ તેની પૂજા કરવી ૪૪. આમાં જે શ્રી વિષ્ણુના ઉત્સવમાં પૂજા કહેલી છે તેમાં જે મંત્રો બોલવાના તે પોતપોતાના અધિકાર મુજબ સમજવા ૪૫. દ્વિજોએ વેદ અને પુ-રાણોના મંત્રો બોલીને પૂજા કરવી અને શૂદ્રો તથા સ્ત્રીઓએ ભગવાનની

પૂજા માત્ર શ્રીકૃષ્ણનું નામ લઇને કરવી ૪૬. અહિંસા, બ્રહ્મચર્ય વગેરેનું પ્રયત્નથી પાલન કરવું તથા વ્રતના અંગના જે નિયમો તે સર્વે પણ આ વ્રતમાં પાળવા ૪૭. જે વૈષ્ણવ માનવો આ પૃથ્વી ઉપર આ પ્રમાણે વર્તશે તેઓ લક્ષ્મીના પતિના ઘણા વહાલા થશે અને તેમના પદને પામશે ૪૮. સુવ્રત મુનિ કહે છે હે રાજન્! આ પ્રમાણે ભગવાને કહેલા વાર્ષિક વ્રતોત્સવ સાંભળી તેના સઘળા અર્થોને જાણીને તે બન્ને ભાઇઓ આનંદ પામ્યા અને શ્રી હરિનું વચન તેઓ માથે ચઢાવતા હવા અને પોતાના આશ્રિતોને પણ તે વિધિ કહેતા હવા ૪૯.

**ઈતિ શ્રી સત્સંગી જીવન નારાયણ ચરિત્ર રૂપી ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં વાર્ષિક વ્રતોત્સવના વિધિમાં જેઠ, અસાઢ અને શ્રાવણ માસના વિધિઓનું નિરૂપણ કર્યું એ નામે એકસઠમો અધ્યાય થયો ૬૧.**

---

## અધ્યાય ૬૨ મો.

---

### લોભરૂપ દોષ અને તેને જીતવાના ઉપાય.

સુવ્રત મુનિ કહે છે—હવે એક સમયને વિષે નિત્ય નિયમથી પરવારીને શ્રીહરિ જે તે બેઠા હતા તેમને નમસ્કાર કરીને ઉદાર બુદ્ધિવાળા એવા ગોપાળાનંદ મુનિ જે તે પુછતા હવા ૧. શ્રી ગોપાળાનંદ મુનિ બોલ્યા હે સ્વામિન્! અમે જે સર્વ ત્યાગી સાધુઓ આપના આશ્રિત છીએ એ સર્વેનાં ધર્મો વિસ્તારથી હું સાંભળવા ઇચ્છું છું ૨. સુવ્રત મુનિ કહે છે એ પ્રમાણે તે પ્રભુને જીજ્ઞાસુ એવા મુનિએ ધર્મો પુછ્યા એટલે પ્રસન્ન થયા થકા તે મુનિ ત્યાગીઓના ધર્મો સંપુર્ણ રીતે કહેતા હવા ૩. શ્રી નારાયણ મુનિ બોલ્યા હે મુને! મારા આશ્રિત એવા ત્યાગીઓના ધર્મો હું તમને કહું છું તે તમે સાંભળ્યા અને તે સંપ્રદાયને અનુસરી શાસ્ત્ર પ્રમાણે તથા તમારા હિતને કરનારા એવા કહીશ ૪. ત્યાગીઓનો પરમ ધર્મ તો એ છે કે શ્રી કૃષ્ણનું માહાત્મ્ય જાણીને અખિલ વિશ્વના કારણ એવા તેમની નિત્યે એકાંતિક ભક્તિ કરવી ૫. અધર્મના વંશ એવા જે દોષો હોય તે તમામ ત્યાગીએ ત્યાગ કરવાં યોગ્ય છે અને ધર્મવંશના જે ગુણો છે તે પ્રાપ્ત કરીને તે પ્રમાણે સાધુઓએ વર્તવું ૬. જે જે દોષો અવશ્ય જીતવા જેવા હોય તેમાં પણ જેને

જીતવાથી જીતાય બધા દોષો તે જીતવાથી સર્વ દોષો જીતાય એમાં સંશય નથી ૭. લોભ, કામ, રસાસ્વાદ, સ્નેહ અને પાંચમો માન એ પાંચ અંતઃશત્રુઓ છે તે વિદ્વાનોએ પણ જીતાય એવા નથી ૮. સઘળા દોષોને મુમુક્ષુ એવા ત્યાગીઓએ સાવધાન થઈને પ્રયત્ન વડે કરી જીતવા ૯. એ દોષો પરસ્પર એક બીજાને આશ્રીને જુદાજુદા રહેલા છે તે દોષોને પણ જીતવા માટેના સરળ ઉપાયો હોય છે ૧૦. તેમાં જે દોષો લોભને આશરીને અધર્મને અનુસરી રહેલા છે તે સઘળા ત્યજી દેવાના અને તે હું પ્રથમ કહું છું ૧૧. લોભમાં કહેલા દોષો મહાન્ અને નરકની પ્રાપ્તિ કરાવે તેવા હોય છે, લોભ એ પાપનું અધિષ્ઠાન છે અને પાપને પ્રવર્તાવનારો છે ૧૨. લોભમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે, લોભમાંથી જ કામ થાય છે, તથા મોહ પણ એમાંથી થાય છે તથા તેમાંથી માયા, માન અને પરતંત્રતા ઉદ્‌ભવે છે ૧૩. પોતાની કન્યાનો વિક્રય કરી નીચ પુરૂષોના ઘેર આપવી પડે છે એ પ્રમાણે મનુષ્યોનો વિક્રય પણ લોભથીજ થાય છે ૧૪. અક્ષમા, બુદ્ધિનો ત્યાગ, લક્ષ્મીનો વિનાશ, ધર્મનો નાશ, ચિંતા, અપકીર્તિ, દંભ, દ્રોહ, નિંદા, મચ્છર, અત્યાગ, અતિ તૃષ્ણા, ન બોલવાનું બોલવું, ન કરવાનું કરવું, અવિશ્વાસ, ચોરી, પરદારા સાથે સંબંધ, દૈન્ય તથા સાહસ કરવાનો વેગ, તથા દારૂણ એવો મૃત્યુનો વેગ, બળવાન એવો ઈર્ષ્યાનો વેગ તથા જીતાય નહીં એવો મિથ્યાવેગ, અનિવાર્ય એવો રસવેગ એ બધું લોભમાંથી થાય છે તેથી કરીને સર્વે પાપોનું મૂળ લોભ છે એ નિશ્ચે સમજવું ૧૫–૧૬–૧૭–૧૮. ડાહ્યા માણસે લોભમાં રહેલા એ બધા દોષો સ્વાર્થનો નાશ કરનાર છે, એવો હૃદયમાં નિશ્ચય કરીને સત્પુરૂષના સંગથી લોભનો ત્યાગ કરવો ૧૯. જનક, યુવનાશ્વ, વૃષાદર્ભી વગેરે રાજાઓ લોભના નાશથી મોટા સુખને પામતા હવા માટે લોભનો ત્યાગ કરવો ૨૦. એકલા લોભવડે કરીને જ શાસ્ત્ર જાણવા વગેરે જે ગુણો છે તે પણ દોષરૂપ થઈ જાય છે માટે બુદ્ધિમાન્ એવા વિદ્વાનોએ તે લોભનો આશ્રય શા માટે કરવો ૨૧ ? એ પ્રમાણેના તે લોભને જે ઉપાયો વડે મારા આશ્રિત એવા ત્યાગિઓએ જીતવો તે હું હવે તમને કહું છું. એ ઉપાયો શિષ્ટ પુરૂષોની પણ સંમતિ વાળા છે ૨૨. વસ્તુતા તો જેનો લોભ કરવામાં આવે છે તે વસ્તુ જ ખરેખર નાશવંત છે તેમજ જેને માટે એ લોભ કરવામાં આવે છે તે શરીર પણ ક્ષણભંગુર છે ૨૩. દેહ, દ્રવ્ય વગેરે અસત્ય છે તોપણ લોભને લીધે જે કાર્યો કરવામાં આવે છે તેતો સત્ય

થઇને મનુષ્યને વળગે છે ૨૪. માટે તે કાર્યો વડે નાના પ્રકારનાં નરકોની પ્રાપ્તિ થાય છે અને શ્વાન તથા ભુંડ વગેરેની યોનિયોની પ્રાપ્તિ ફરીફરી થાય છે ૨૫. માટે ગ્રામ્યવાર્તા સાંભળવાના રસિક ન થવું તથા સ્ત્રી, બાળક, સૂક્ષ્મવસ્ત્રો વગેરેના સ્પર્શમાં લોભાવું નહીં ૨૬. સ્ત્રી, સુવર્ણ, અલંકાર, સારાં વસ્ત્રો, મહેલ તથા ખેતીવાડી અને ગાય વગેરે તેમજ આંખોને પ્રિય લાગે તેવા નાના પ્રકારનાં રસવાળાં ભોજનો જમવામાં દોષની દૃષ્ટિવાળા ડાહ્યા માણસે લોભાવું નહીં ૨૮. સુગંધવાળું તેલ, પુષ્પ, ચંદન વગેરે જે નાસિકાને પ્રિય લાગે તેવા પદાર્થોમાં પણ બુદ્ધિમાંને કદિ લોભાવું નહીં ૨૯. ઈંદ્રિયોને ક્ષોભ પમાડવા ઇચ્છનારે તે પંચ ઇંદ્રિયોને તેના રમણીય વિષયમાં લુબ્ધ બનાવવી નહીં ૩૦. જે પુરૂષ ઇંદ્રિયોની વૃત્તિઓને વિષયમાંથી પાછી વાળે છે અને તેમાં આસક્તિ રાખતો નથી તેને ડાહ્યા પુરૂષો જીતેન્દ્રિય કહે છે ૩૧. પણ જે માસણનું મન ઇન્દ્રિયોને અનુસરીને જ સદા વર્તે છે તેને તે તે ઇંદ્રિયો લોભ વગેરે ને વશ થઇ શત્રુઓની પેઠે પીડે છે ૩૨. ત્યાગીઓને પોતાની ઇંદ્રિયોજ શત્રુ રૂપ છે એવો નિશ્ચય કરેલો છે માટે મુમુક્ષુઓએ પ્રયત્નથી તે ઇંદ્રિયોને જીતવી ૩૩ તે ઇન્દ્રિયોને જીતેન્દ્રિય પુરૂષોના સંગથી તથા હરિની ઉપાસનાથી તથા દરરોજ સારા વિચાર કરીને મુમુક્ષુઓએ જીતવી ૩૪. પ્રારબ્ધમાં જે વસ્તુ નિર્માણ કરેલી હોય છે તે સર્વે મનુષ્યોને અવસ્ય મળે તે માટે દેહની પુષ્ટિ માટે નાહક કલેશ ન કરવો ૩૫. જેટલા અન્ન અને વસ્ત્રાદિક વડે પોતાનો નિર્વાહ થાય તેમ હોય તેટલા માટે યત્ન કરવો કેમકે આ શરીર એ નિશ્ચે ધર્મસાધન છે ૩૬. પરંતુ ત્યાગીઓએ તો આવાજ વર્તનથી યત્ન કરવાનો છે પણ જો પોતાની મરજી મુજબ વર્તશે તો નિશ્ચે નરકની પ્રાપ્તિ થશે ૩૭. ગૃહસ્થની પાસેથી માંગેલાં અને છ માસ પહેરેલાં એવાં એવાં જીર્ણ વસ્ત્રો તથા ટાઢ ઉડાડવાની એક ગોદડી જે લુગડાંના કકડામાંથી કરેલી હોય તે ૩૮. તથા બે કોપીનો અને તેના ઉપર પહેરવાનાં બે વસ્ત્રો એક ચાદર તથા જળ ગાળવાનું ગરણું ૩૯. એક કાનટોપી, તથા ચોખંડો રૂમાલ એટલાં કપડાં વગરમાગે અને નવાં મળ્યાં હોય તો તેને રાખવાં ૪૦. રસોઇ કરતી વખતે પહેરવાને ઉનનું વસ્ત્ર તથા સ્નાન કર્યાબાદ ટાઢ ઉડાડવાને જીર્ણ ઉનનું વસ્ત્ર રાખવું ૪૧. ત્યાગીઓને માટે એટલાં વસ્ત્રોનો સંગ્રહ હિતાવહ છે માટે કહ્યા મુજબ ઉનનાં અને કપાસનાં વસ્ત્રો રાખવાં ૪૨. તે વસ્ત્રો પણ થોડા મૂલ્યવાળાં અને જાડાં રાખવાં અને તેમાં પણ કોઇ જાતના ધાતુના તાર

આવવા નહીં જોઇએ; વછી તે વસ્ત્રોની ગમે તેટલી આવશ્યકતા હોય ૪૩. ત્યાગીએ ઝીણાં, ધાતુના તાર વાળાં, શ્વેતવિનાનાં બીજાં વસ્ત્રો બીજાઓ આપે તોપણ તે ક્યારેય ગ્રહણ કરવાં નહીં ૪૪. કદાચ માંગ્યા વિના બીજાની ઇચ્છાથી નવાં વસ્ત્રોની પ્રાપ્તિ થાય તો જીર્ણ વસ્ત્રની પેઠે તે લેવામાં દોષ લાગતો નથી ૪૫. તે વસ્ત્રો રાતી માટીથી રંગવાં અને રાતાં વસ્ત્રો ત્યાગીએ ધારણ કરવાં પણ શ્વેત તો ક્યારેય ધારણ કરવાં નહીં ૪૬. શ્રી કૃષ્ણની પૂજાનાં સાધનો જે અવશ્ય હોય તે–સ્નાન વગેરે કરાવવાનાં પાત્રો ત્યાગીએ ધાતુ વિનાનાં રાખવાં ૪૭. વળી શુભ શાસ્ત્રનાં પુસ્તકો અને તેને લખવાનાં સાધનો તે જેટલાં ઘટે તેટલાં ત્યાગીએ પોતાની પાસે રાખવાં ૪૮. વળી પાણીનું વાસણ કાષ્ટનું કે તુંબડાનું રાખવું તેમજ ભોજન માટે પણ એમાંનાં જ પાત્રો વગર રંગેલાં રાખવાં ૪૯. ત્યાગીઓએ કોઇ પણ રીતે ધનસંગ્રહ કરવો નહીં તથા પોતાની વતી બીજા પાસે પણ કરાવવો નહીં ૫૦. જેજે પદાર્થ, વસ્ત્ર પાત્ર તથા ગાય વગેરેથી ધન ઉત્પન્ન થાય તેવાં પદાર્થ વગેરેનો સંગ્રહ કરવો નહીં ૫૧. ત્યાગીઓએ ચોરીનું કામ કરવું નહીં તથા કરાવવું પણ નહી, તેમજ ચોરોની સાથે વસવું નહીં તથા તેમને પોતાના આશ્રમમાં રાખવા નહીં ૫૨. ફળ, પુષ્પ, તથા ધાન્ય વગેરે જે બીજાની માલકીનું હોય તે, માગ્યાવિના, પાપથી બ્હીનાર ત્યાગીએ ક્યારેય ગ્રહણ કરવું નહીં ૫૩. ખેતર કે વાડી પણ કરવાં નહીં તેમજ કરાવવાં પણ નહીં અને બીજાની થાપણનું ધન હોય તેનું રક્ષણ પણ ન કરવું ૫૪. એ કહેલા નિયમોનો કદાચ ભંગ થાય તો ત્યાગી એ તેનું નિત્ય પ્રાયશ્ચિત્ત કરવું ૫૫. તથા પોતાથી કાંઇ નાનું મોટું કૃત્ય થઇ જાય તો તે પાપ ત્રણ ચતુર મોટા સાધુઓની આગળ કહેવું ૫૬. પછી તેઓ પોતાના પાપનું જે કાંઇ પ્રાયશ્ચિત બતાવે તે ત્યાગીએ દેશ તથા કાળને અનુસરીને પ્રયત્ન વડે આચરવું ૫૭. કહેલાં વસ્ત્રથી વધારે વસ્ત્રો ગ્રહણ કરે તથા નવાં વસ્ત્રોની યાચના કરે અગર ધાતુના તારવાળું કે જીર્ણ અગર તો વધારે મૂલ્ય વાળું વસ્ત્ર ગ્રહણ કરે તેમજ સર્વે શ્વેત વસ્ત્રો જે કહ્યાં છે તેથી વધારેનું ગ્રહણ કરે એ સર્વને માટે પાદકૃચ્છ વ્રત કરવું ૫૮–૫૯. ત્યાગી થઇને જો પોતાના કે પારકાના દ્રવ્યનું રક્ષણ કરે અગર તો કરાવે તો જેટલા દિવસ સુવર્ણ વગેરે રાખ્યું હોય તેટલા દહાડા પવિત્ર થઇને ઉપવાસ કરે ૬૦. અશ્વ વગેરે વાહન અથવા ગાય, ભેંસ વગેરે જેટલા દહાડા રાખે તેટલા દહાડા પોતે ઉપવાસ કરે ૬૧. ફળાદિકની ચોરી કરી હોય તો તે પ્રથમ

સત્પુરૂષની આગળ પ્રકાશ કરીને પછી તેમને સાષ્ટાંગ નમસ્કાર કરી એક દિવસ ઉપાસ કરવો ૬૨. જે ત્યાગી પોતાના નિયમથી ભ્રષ્ટ થયેલો હોય તેને બીજા ત્યાગીઓએ પોતાના હિતને માટે પંક્તિ બહાર કરવો ૬૩. જ્યારે તે પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થાય ત્યારેજ તેને મંડળમાં ધર્મવાળા ત્યાગીઓએ લેવો ૬૪. એ લોભ જો કે જીતી શકાય તેવો નથી તોપણ સત્સંગ અને વિષ્ણુ ભક્તિ વડે ત્યાગીઓ તેને તત્કાળ જીતી શકે છે ૬૫. હે મુનિવર્ય ! મેં તમને લોભ જીતવાના ઉપાયો કહ્યા અને તેમાં રહેલા દોષો પણ કહ્યા; હવે કામમાં રહેલા દોષ તથા તેને જીતવાના ઉપાય હું તમને કહું છું ૬૬.

**ઇતિ શ્રી સત્સંગીજીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં ત્યાગીઓના ધર્મમાં લોભરૂપ દોષ તથા તેને જીતવાના ઉપાયનું નિરૂપણ કર્યું તે નામે બાસઠમો અધ્યાય થયો ૬૨.**

---

## અધ્યાય ૬૩ મો.

---

### કામરૂપ દોષ અને તેને જીતવા ઉપાય.

શ્રી નારાયણ મુનિ કહે છે—જેવી રીતે જળમાત્રનું ધામ સમુદ્ર ગણાય છે તેજ પ્રમાણે સર્વ દોષોનો આશ્રય કામ કહેવાય છે ૧. જ્ઞાન શાસ્ત્રોના વિજ્ઞાનને જાણનાર, બ્રહ્મમાં સ્થિતિ થઇ હોય તેવાને તથા બ્રહ્મમાં આનંદ માનનારને પણ કામને લીધે સ્ત્રી સંબંધી સુખ વધારે લાગે છે. ૨. કામ વડે કરીને સ્ત્રીના સુખમાં લોભાયેલા એવા પંડિતો પણ દંભથી તથા ભક્તિનો આટાટોપ કરીને સ્ત્રીઓની સભામાં જ્ઞાનવાર્તા કરે છે ૩. સ્ત્રીઓ પણ કામ થકીજ પુરૂષના સંગના સુખની પ્રાપ્તિ માટે કૃષ્ણથી તેનો અભેદ માનીને તેમના ભકતોની સેવા પ્રીતિથી કરે છે ૪. શિષ્ય પણ સ્ત્રીના સુખની પ્રાપ્તિને માટે કામથીજ પોતાના ગુરૂને ઠગે છે ૫. કામને લીધેજ પોતાનાજ ગોત્રની સ્ત્રી સાથે, ગુરૂની સ્ત્રી સાથે વ્યભિચાર કરવામાં આવે છે તથા માતાની તેમજ પુત્રીની સાથે પણ કામથીજ ગમન થાય છે ૬. કામને લીધે પુરૂષો વિધવાની સાથે તથા કુલટાઓ સાથે તથા ઉત્તમ વર્ણની સ્ત્રીઓ સાથે તથા યવનની સ્ત્રી સાથે તથા ગધેડી સાથે પણ વ્યભિચાર કરે છે ૭. પુરૂષોમાં પશુઓની સાથે અને તેમાં પણ ગધેડી વગેરેની સાથે

પણ મૈથુન કરવાની પ્રવૃત્તિ થાય છે ૮. વળી મોટા એવા ત્યાગીઓ પણ ધીરજ ન હોય તો હાથની કુટેવથી વીર્યપાત કરે છે ૯. કામને લીધે આ પૃથ્વીમાં વર્ણસંકરતા સર્વ પ્રકારે થાય છે તથા ચારે વર્ણ અને આશ્રમના ધર્મોનો પણ નાશ થાય છે ૧૦. કામને લીધે સ્ત્રીઓ પતિ તથા પિતા વગેરેનું ખૂન કરવા પ્રવર્તે છે તેજ પ્રમાણે વધ નહીં કરવા યોગ્ય એવી સ્ત્રીઓનો વધ પુરૂષો કામને લીધે જ કરે છે ૧૧. કામને લીધે ભક્ષણ નહીં કરવા યોગ્ય એવા મત્સ્ય તથા માંસના ભક્ષણમાં પણ પ્રવૃત્તિ થાય છે તથા ઉત્તમ એવા પુરૂષો દારૂ પીએ છે તથા જુઠ્ઠુ બોલે છે ૧૨. કામ, ક્રોધ તથા મદ, મસત્ર, માન, ઇર્ષ્યા, દર્પ, દંભ, નિર્લજપણું તેમજ ચાડીખોરપણું એ બધું કામને આશરીને રહેલું છે ૧૩. અપકીર્તિ, સંમોહ, સ્મૃતિનો નાશ, અતિક્ષીણતા, કમોત તથા મોટા રોગો પણ કામને આશરીને જ રહેલા છે ૧૪. કુતરાની વગેરે નીચ યોનિની પ્રાપ્તિ તથા નાના પ્રકારના નરકનું દુઃખ તેમજ અસદ્ બુદ્ધિ તથા ફરી ફરીને સંસારમાં આવવાનું પણ કામથી જ થાયછે ૧૫. એ આદિક બહુ પ્રકારના દોષો કામના છે. હવે તે કામને જીતવાના ઉપાયો-ગુણ સંજ્ઞા વાળા-કહીએ છીએ ૧૬. પુરૂષો તેમજ સ્ત્રીઓને યૌવનમાં કામ એ બળવાન શત્રુ છે અને તે બહુ પીડા આપે છે માટે સારાં વ્રત વગેરે કરીને તેને જીતવો ૧૭. માટે દર વર્ષે ધારણા પારણા નામનું ચાતુર્માસનું શુભ વ્રત કહેલી વિધિથી કરવું ૧૮. અગર ચાંદ્રાયણ અગર પરાક વ્રત દેશ તથા કાળને અનુસરીને ચાતુર્માસમાં કરવું કેમકે તે કામના મૂળને ઉખેડનારૂં છે ૧૯. અગર તો કૃચ્છ્ર, અતિકૃચ્છ્ર તથા સાંતપન. ઉદ્દાલક, યાવક, સૌમ્યકૃચ્છ્ર, ફળ કૃચ્છ, પર્ણ કૃચ્છ અગર જળ કૃચ્છ્રનું વ્રત તથા ગાયનું વ્રત તથા માસના ઉપવાસ નામનું વ્રત ત્યાગીએ કરવું ૨૦-૨૧. મનની કામવાસના વ્રત વડે જ ક્ષય પામે છે માટે દર વર્ષે કામનો નાશ કરનારાં એ વ્રતો અવશ્ય કરવાં ૨૨. તેમજ વસ્તુનો વિચાર કરીને તથા સત્પુરૂષના સંગથી ત્યાગીઓ ન જીતાય એવા કામને પણ નિશ્ચે જીતે છે ૨૩. પુરૂષ જે સ્ત્રીની સાથે કામ વિલાસની આશા રાખે છે તે સ્ત્રી તો માંસ, હાડકાં, સ્નાયુ, મજ્જા થુંક, શ્લેષ્મ તથા વિષ્ટાથી ભરેલી છે ૨૪. કામને લીધે સ્ત્રીઓને પરવશ થઇને પુરૂષ જે જે કર્મો કરે છે તે બધાં તેને અનર્થ કરનારાં થાય છે ૨૫. તે કર્મોને લીધે પછી વિવિધ પ્રકારના નરકને પામે છે તથા કુતરાં વગેરે યોનિયોને ફરી ફરી પ્રાપ્ત થાય છે ૨૬. એ પ્રમાણે વિચાર કરીને સ્ત્રીનો

ત્યાગ કરીને દૂરથી જ ઉપર કહ્યા તેવા નિયમો મુજબ મુમુક્ષુઓએ વર્તવું ૨૭. ત્યાગીઓએ અસતને ચાહનાર એવી સ્ત્રીઓની કથા વાર્તા કયારેય સાંભળવી નહીં તથા તેનું કીર્તન કયારેય કરવું નહીં ૨૮. સ્ત્રીની સાથે ક્યારેય ક્રીડા કરવી નહીં તથા સ્ત્રીનું કદિ નિરીક્ષણ કરવું નહીં તથા તેની સાથે કદિ પણ ગુહ્ય ભાષણ કરવું નહીં ૨૯ તથા સ્ત્રી મેળવવાનો સંકલ્પ કે નિશ્ચય ક્યારેય કરવાં નહીં અને લાકડાની સ્ત્રીની પુતળીનો પણ સ્પર્શ કરવો નહીં ૩૦. અગ્નિની જ્વાળામાં પડીને બળવું સારૂં અથવા તો ઝેર ખાઇને મરવું સારૂં અથવા કૂવે પડીને મરવું સારૂં પણ સ્ત્રીની સાથે ગમન કયારેય ન કરવું ૩૧. સ્ત્રીનું ગુહ્ય અંગ ત્યાગીએ કયારેય જોવું નહીં તથા સ્ત્રીના વસ્ત્રનો સ્પર્શ ન કરવો ૩૨. સ્ત્રીનું વસ્ત્ર ધોએલું ભીનું હોય અથવા ધોયેલું સૂકાએલું હોય કે નવું હોય તે વિના સ્ત્રીના બીજા વસ્ત્રનો સ્પર્શ થયાથી દોષ લાગે છે; બીજી રીતે નહીં ૩૩. વળી તેમણે સ્ત્રીઓની સન્મુખ કયારેય બેસવું નહીં તથા સ્ત્રીઓનું ચિત્ર ન કરવું તથા તેનું અવલોકન પણ ન કરવું ૩૪. હરિના ઉત્સવમાં મનુષ્યોનો મોટો સમુદાય થયો હોય તેમાં પણ ત્યાગીઓએ સ્ત્રીઓથી એક ધનુષ્ય જેટલા અંતરે ચાલવું ૩૫. મંદિરમાં યજ્ઞ થતો હોય ત્યાં તથા માર્ગમાં ચાલતાં તથા ભિક્ષાટનમાં પણ સ્ત્રીના સ્પર્શથી પોતાના અંગનું રક્ષણ કરવું ૩૬. વળી જ્યાં સ્ત્રીઓની ક્રિયા થતી હોય ત્યાં એવી કોઇ ક્રિયા કરવી નહી તથા સ્ત્રીનો વેષ ધારણ કરનાર પુરૂષને જોઇને તેનો સ્પર્શ ન કરવો ૩૭. સ્ત્રીની સાથે કયારેય ભાષણ કરવું નહીં તેમજ તેમના ગુણ કે અવગુણ કશાનું વર્ણન કરવું નહીં ૩૮. સ્ત્રીઓને ઉદ્દેશીને ભગવાનનાં ગુણ કીર્તન કરવાં નહી તથા સ્ત્રીના મુખ થકી શ્રી હરિની કથા વાર્તા ક્યારેય સાંભળવી નહી ૩૯. જે શાલિગ્રામની પૂજનાર સ્ત્રીઓ હોય તેનાં દર્શને પણ ત્યાગીઓએ જવું નહીં ૪૦. ત્યાગીઓએ ભિક્ષા કે સભાના પ્રસંગ વિના ગૃહસ્થના ઘેર જવું નહીં તેમ એકલા જવું નહીં ૪૧. પોતાના પ્રાણ જતા હોય તોપણ બ્રહ્મચર્યનો ત્યાગ ન કરવો અને તેના ત્યાગનો બોધ કરનારૂં વાક્ય ગુરૂનું હોય તોપણ તે માનવું નહી ૪૨–૪૩. ત્યાગીએ પોતાની ઓરડીમાં વળાવવું અગર તો લીંપાવવાનું કામ પોતેજ કરવું અથવા તો કોઇ પુરૂષની પાસે કરાવવું પણ સ્ત્રીની પાસે તો કરાવવું નહી ૪૪. જે સ્થાનમાં પહેલા પણ સ્ત્રીઓના આવવા જવાનો સંચાર થયેલો હોય ત્યાં પણ પ્રથમ પુરૂષ પાસે લીંપાવીને કે પાણી છંટાવીને પછી ત્યાગીઓએ વસવાટ કરવો ૪૫. જેઓ શિશ્ન અગર ઉદરના સુખની આશા રાખતા હોય તેમનો સંગ કયારેય

ન કરવો તથા સ્ત્રીનો સંગ અગર તો સ્ત્રીના વેષવાળા પુરૂષનો સંગ મુમુક્ષુ-ઓએ દુરથીજ ત્યજી દેવો ૪૬. સ્ત્રીઓના તથા સ્ત્રીના વેષવાળા પુરૂષોના સંગથી પુરૂષોને જેવું દઢ બંધન થાય છે તેવું બીજા કશા પ્રસંગથી થતું નથી ૪૭. સ્ત્રીઓના વેષવાળા પુરૂષોના સંગથી પણ મુક્ત તથા મુમુક્ષુઓની સકળ સાધુના તથા ઐશ્વર્યનો નાશ થાય છે ૪૮. બ્રહ્મચર્ય, અહિંસા, અનીર્ષ્યા, શૌચ, ક્ષમા, દયા, સત્ય, મૌન, યશ, બુદ્ધિ, ચોરી ન કરવી શમ, દમ વગેરે ગુણોનો સ્ત્રૈણ પુરૂષોના સંગથી નાશ થાય છે માટે સ્ત્રીઓનો અગર સ્ત્રૈણોનો સંગ કોઇ રીતે કરવો નહીં ૪૯–૫૦. વિષ્ણુની ભક્તિ કરીને તથા સંતોના સંગથી અને એ નિયમોનું પાલન કરીને ત્યાગી પુરૂષો, દુર્જય એવા કાળને જીતીને મોટા સુખને પામે છે ૫૧. યયાતિ વગેરે રાજાઓ પણ અગાઉ કામનો ત્યાગ કરીનેજ પોતાના ઇચ્છિત ફળને પામ્યા હતા ૫૨. પોતાનું હિત ઇચ્છનારાઓએ નિયમોમાં કાંઇ ભંગ થાય તો તત્કાળ તેનું પ્રાયશ્ચિત્ત કરવું ૫૩. અજ્ઞાનથી જો સ્ત્રીની કથા અગર કીર્તન સંભળાય અથવા તો સ્ત્રીઓ જ્યાં વિહાર કરતી હોય તેના ક્રીડાસ્થાનમાં ઘડીભર સ્થિતિ થાય અગર સ્ત્રીની દૃષ્ટિની સામે તાકીને ક્ષણવાર જોવામાં આવે અથવા તો પુરૂષને ઉદ્દેશીને બોધ કરતાં અજાણ્યે સ્ત્રીને બોધ થઇ જાય અથવા પુરૂષની સાથે ગુપ્ત વાર્તા કરતાં સ્ત્રીની સાથે પણ થઇ જાય, અથવા મનવડે સ્ત્રીનો સંગ કરવાનો સંકલ્પ થઇ જાય અગર તે સંકલ્પને ક્ષણભર પોતે વશ થઇ જાય અગર સ્ત્રીના શરીર પરના વસ્ત્રનો સ્પર્શ અજ્ઞાનથી થઇ જાય અગર તો આપત્તિ વિના સ્ત્રીથી એક ધનુષ્યના અંતરે ચાલવામાં ફેર પડે અગર સ્ત્રીની સાથે એકાંતમાં ભાષણ થાય અથવા તો ક્ષણવાર સ્ત્રીનું ગુહ્ય અંગ જોવામાં આવે એમાંથી એક પણ કદાચ પ્રમાદને લીધે થઇ જાય તો વિષ્ણુના નામના જપ સાથે ઉપવાસ કરવો ૫૪ ૫૫–૫૬–૫૭–૫૮–૫૯. વળી કોઇ વખત પશુ પક્ષીનું મૈથુન જાણીને જ જોવામાં આવે તો પણ ત્યાગીએ એક દિવસ ઉપવાસ કરવો ૬૦. દીક્ષા લેનાર પુરૂષના સંબંધીજનો પુછવા આવે અગર ભિક્ષાને માટે અથવા પુસ્તક લાવવાના કારણથી અથવા તો યોગ્ય ઉતારો આપવા અગરતો જેની સ્ત્રી મરણ પામી હોય તેની પરીક્ષા વગેરે સંબંધના અવશ્યના કામ પ્રસંગે કદાચ સ્ત્રી સંબંધી વચન પુરૂષનું કહેલું સંભળાય તો પોત પોતાના મંડળના મુખ્ય ત્યાગીએ તે વચન સાંભળીને તેનો ઉત્તર આપવો પણ બીજા ત્યાગીએ ઉત્તર આપવો નહીં; તે વિના બીજો ત્યાગી ઉત્તર આપે તો તેણે તત્કાળ

સ્નાન કરીને ત્રણવાર ભગવાનના નામનો જપ કરવો તથા પછી શ્રી નારાયણને દશ પ્રણામ કરે, એમ કરવાથી ત્યાગીની વિશુદ્ધિ થાય છે એ નિશ્ચે ૬૧-૬૨-૬૩-૬૪-૬૫. એ મંડળના મોટેરાએ પણ બીજાની સાક્ષી વિનાં એનો ઉત્તર આપવો નહીં અને જો આપે તો તેણે પણ એ પ્રમાણે જ પ્રાયશ્ચિત્ત કરવાનું છે ૬૬. જો કદિ વાતના પ્રસંગમાં અવશ્ય કરતાં વધારે બોલી જાય તો હરિનું સ્મરણ કરીને એક દિવસનો ઉપવાસ કરે ૬૭. જો કોઇ ત્યાગી કરમન્થનથી વીર્યપાત કરે તો તેણે ચાર દિવસના ઉપવાસ કરવા ૬૮. જો કદાચ વિવશતાથી વીર્યસ્રાવ થાય તો સવારમાં સ્નાન કરીને એક દિવસનો ઉપવાસ કરવો ૬૯. ભિક્ષા માટે જતાં માર્ગમાં, સ્નાન કરતાં અથવા પાણી લાવવા વગેરેમાં બે ત્યાગીઓ એક બીજાને પરસ્પર દેખી ન શકે એવા છુટા પડી જાય તો બન્નેએ એક દિવસ ઉપવાસ કરવો પણ મળમૂત્રના ત્યાગ માટે કે આપત્તિ હોય ત્યારે જો છુટા પડાય તો ઉપવાસ કરવાનો નથી ૭૦-૭૧. જો ત્યાગી પુરૂષ સ્ત્રીની સાથે એકાંતમાં રહે અગર માર્ગમાં કે કોઇ વાહનમાં તેનો સહવાસ કરે તો તેણે પણ ત્રણ દિવસના ઉપવાસ કરવા ૭૨. ત્યાગીઓ જો કામના વિવશપણાથી કદાચ અષ્ટ બ્રહ્મચર્યથી પડે તો તે માટે શું પ્રાયશ્ચિત્ત કરવું તે હવે કહેવામાં આવે છે ૭૩. આ બાબતમાં ધર્મશાસ્ત્રમાં મોટું પ્રાયશ્ચિત્ત કહેલું છે. કલિયુગમાં તે પ્રાયશ્ચિત્ત કરવાની શક્તિ ન હોવાથી વાર્ષિક વ્રત કરવું ૭૪. એક દિવસે તથા બીજે દહાડે અનશન વ્રત એટલે બીલકુલ અન્ન ખાવું નહીં અને મીઠું નાંખ્યા વિનાનો સાથવો ખાવો અને આખો દહાડો મૌન સેવવું ૭૫. સાથવો પીવાને માટે જે અશક્ત હોય તેણે મીઠા સાથેનુ અન્ન ખાવું અને તે પણ જેનાથી ન બને તેણે બન્ને દિવસ મીઠાવાળું અન્ન ખાવું ૭૬. જે માણસ રોગથી ઘેરાયેલો હોય અથવા આપત્તિમાં આવેલો હોય તો તે ત્યાગીએ ઉપવાસ વિનાનું આ વ્રત કરવું ૭૭. પણ રોગ જ્યારે નાશ પામે ત્યારે અષ્ટાક્ષર મંત્રનો એક હજારવાર જપ કરવો અને આગળ કહ્યું છે તે પ્રમાણે વ્રત કરવું ૭૮. વર્ષ દહાડાનું વ્રત કરવાને જે અશક્ત હોય તેણે ચોથા ભાગનું વ્રત ઓછું કરવું અને તેથી પણ અશકત હોય તો તેણે અડધા વર્ષ એટલે ૭ માસનું વ્રત કરવું અને તે પણ ન બને તો માત્ર ત્રણ માસનું વ્રત કરવું ૭૯. એ વ્રત નિયમ સાથે અને એકાંતે બેસીને કરવું; એ વ્રત પરમ પવિત્ર અને મનમાં ઉત્પન્ન થતાં કામને બાળનારૂં છે ૮૦. જે ત્યાગીથી એ વ્રત ન થાય તેણે બદરિકાશ્રમની

યાત્રા કરવી તેથી શુદ્ધ થવાય છે ૮૧. અથવા તો તેણે એક માસ સુધી હોશિયારીથી સર્વે પાપોનો નાશ કરનાર એવું ચાંદ્રાયણ વ્રત કરવું ૮૨. જો માણસ અજાણતા એ પાપમાં પડયો હોય તો તેણે એક વર્ષ સુધી દરરોજ એક લાખવાર ચાર અક્ષરના મંત્રનો જપ કરવો ૮૩. તેણે મૌન રાખી, દઢ આસનવાળી, ત્રણે કાળમાં પોતાની શક્તિ મુજબ બેસીને મંત્રનો જાપ કરવો તે વડે શુદ્ધિ થાય છે ૮૪. એ પ્રકારનું વ્રત કરીને શુદ્ધ થયેલા પુરૂષને સત્પુરૂષોએ સાધુના મંડળમાં ગ્રહણ કરવો અને તેના દોષનો ફરીને કદિ ઉચ્ચાર કરવો નહીં ૮૫. જેની પ્રવૃત્તિ પુરૂષ અગર પશુ જાતિની સાથે મૈથુન કરવામાં થઇ હોય તેવા ત્યાગીએ પોતાની શુદ્ધિ માટે તપ્તકૃચ્છ વ્રત કરવું ૮૬. જે ત્યાગી દુષ્કર્મ કરીને પછી તેનું પ્રાયશ્ચિત્ત કરતો નથી તેને સાધુના મંડળમાંથી અંત્યજની પેઠે તત્કાળ દુર કરવો ૮૭. આ પ્રમાણે કામના દોષો કહ્યા તથા તેના ગુણો તથા કામને જીતવાનાં સાધનો કહ્યાં હવે હે મુને ! હું તમને રસના દોષો તથા તેને જીતવાના ગુણો પણ કહું છું ૮૮.

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં ત્યાગીઓના ધર્મોમાં કામ દોષ તથા તેને જીતવાના ઉપાયોનું નિરૂપણ કર્યું એ નામે ત્રેસઠમો અધ્યાય થયો ૬૩.**

---

## અધ્યાય ૬૪ મો.

---

### રસાસ્વાદ અને તેને જીતવાના ઉપાય.

શ્રી નારાયણ મુનિ કહે છે—સર્વે ઇંદ્રિયોના ક્ષોભનું કારણ રસાસ્વાદ છે અને બધા દોષોનું મૂળ પણ એ છે અને તેથી પાપની ઉત્પત્તિ થાય છે ૧. સર્વે અંગ સાથે કામની ઉત્પત્તિ રસમાંથી થાય છે અને લોકમાં તે રસ ક્ષુધાના નામથી પ્રત્યક્ષ જણાય છે ૨. મોટા રાજાઓ કે બ્રાહ્મણોને અને ધર્મવાળાને પણ રસની આસક્તિને લીધેજ માંસ ખાવાની મરજી થઇ છે ૩. દેવો તથા રાજા વગેરેની, હિંસામય યજ્ઞ કહેનારા વેદો છે એવું ખોટું ભાષણ કરવાની પ્રવૃત્તિ પણ રસાસ્વાદથીજ થઇ ૪. બ્રાહ્મણો પણ રસાસ્વાદથીજ અહિંસાવાળા યજ્ઞો, તપ તથા પોતાના સનાતન ધર્મથી તેમજ ઊંછ વૃત્તિથી ભ્રષ્ટ થયા છે ૫. સાંપ્રત કાળમાં આ પૃથ્વીને

વિષે બ્રાહ્મણો રસાસ્વાદને લીધેજ ખરેખર દારૂ તથા માંસનું ભક્ષણ કરવા લાગ્યા છે ૬. ચારે વર્ણના તથા ચારે આશ્રમના માણસોમાં પણ રસાસ્વાદને લીધેજ સંકરતા આવી ગઇ છે ૭. રાજાઓની તથા બીજાઓની પ્રવૃત્તિ પણ રસાસ્વાદને લીધેજ પશુ પંખીની હિંસામાં થઇ છે ૮. ડાહ્યા પુરૂષો પણ રસાસ્વાદથીજ પંક્તિભેદ કરવા માંડે છે, અને રસાસ્વાદથીજ બીજાઓને મુકીને એકલો પોતેજ સ્વાદિષ્ટ ભોજન જમે છે ૯. નહીં પીવાનું પીવામાં અને નહીં ખાવાનું ખાવામાં તથા નિશો ચડે એવી માદક વસ્તુ ખાવામાં ઉત્તમ પુરૂષોની જે પ્રવૃત્તિ થાય છે તે પણ રસાસ્વાદથીજ થાય છે ૧૦. હરિકીર્તન તથા સચ્છાસ્ત્રોની કથા તથા જીવિકા તથા હરિનું અર્ચન પૂજન એ વગેરેનું છેદન રસાસ્વાદથીજ થાય છે ૧૧. રસને લીધે શત્રુને વશ થવાય છે અને પછી તેમાંથી મૃત્યુ થાય છે તથા અતિશય આહાર કરવાથી મૃત્યુ થાય છે ૧૨. ક્રોધ, લોભ, વગેરે તથા ઇર્ષ્યા વગેરે દોષો પણ મનુષ્યોમાં રસને લીધેજ આવે છે તે દોષો મોટા અને પાપના હેતુ હોય છે ૧૩. એ પ્રમાણે રસને આશરીને રહેલા જે દોષો છે તે અમે કહ્યા; હવે ત્યાગીના હિતકારક એવા તે રસને જીતવાના ઉપાયો કહીએ છીએ ૧૪. ત્યાગીએ સારા સ્વાદવાળાં ભોજનને વિષે કયારેય આસક્તિ ન રાખવી કેમકે યોગને સિદ્ધ કરેલાઓ પણ રસને લીધે પશુ જેવા થઇ જાય છે ૧૫. જે ત્યાગીઓ આત્માને ઓળખનારા હોય છે અને રસાસ્વાદમાં આસક્તિ વિનાના હોય છે તેમણે પોતાના નિર્વાહ માટે ભિક્ષાનો આશ્રય કરવો ૧૬. દરરોજ તેણે ગૃહસ્થના ઘેરથી થોડામાં થોડું અને શુદ્ધ અનાજ માગવું જેથી દર વર્ષે તેને એ રસ મધુકર છતાં પીડા કરે નહીં ૧૭. ભિક્ષા માગીને ખાનારા એવા ત્યાગીઓએ માત્ર ચાર વર્ણના ગૃહસ્થો પાસેથી જ કાચા અન્નને માંગી લાવવું અને આપત્તિ વિના બીજાની પાસેથી માગવું નહીં ૧૮. જેના ઘેરથી સારૂં અન્ન વધારે મળે તેની પાસેથી રસના લોભથી દરરોજ અન્ન માંગવા જવું નહી ૧૯. "નારાયણ હરે, સચ્ચિદાનંદ પ્રભો" એ પ્રમાણે ગૃહસ્થના ઘરના આંગણામાં ઉભા રહીને ભિક્ષા માંગતા ઉચ્ચ સ્વરે બોલવું ૨૦. તે ભિક્ષાના અન્નને દળીને પછી આંગળી વડે બીજા બધાનું મિશ્રણ કરી પોતાની જાતે શુદ્ધ થઇ રસોઇ પકાવી હરિને તેનું નિવેદ ધરવું ૨૧. તે અન્નમાં તુલસીના મિશ્રણ વાળા વિષ્ણુના ચરણની પ્રસાદીનાં જળ વડે અગર તો એકલા પ્રસાદીના જળથી જમતી સમયે મિશ્રણ કરવું ૨૨. જો ભોજન સમયે કોઇ ભિક્ષુક

માંગવા આવે તો જરાય અકળાયા વિના આત્મબુદ્ધિથી તેને અન્ન આપવું ૨૩. ગૃહસ્થ, વૈષ્ણવ વિપ્ર જે પોતાના ધર્મમાં નિષ્ઠાવાળો હોય અને લોકમાં નિંદા થાય તેવાં પાપ કર્મો જે સુતક ન પાળવું તે વગેરેથી મુક્ત હોય તેવાઓ પોતાના ઘેર જમવા તેડે તેમને ત્યાં જવું અને ત્યાં અગાઉ જણાવ્યું છે તેમ વિષ્ણુને નૈવેદ્ય ધરાવેલું અન્ન જમવું ૨૫. જો તેના ઘેર કદાચ વિષ્ણુની પ્રતિમા ન હોય તો પોતાના ઇષ્ટદેવની મૂર્તિ ત્યાં લાવીને તેને નિવેદ ધરાવવું ૨૬. જો તેના ઘેર મૂર્તિ હોય તો પોતે પોતાના આશ્રમમાં પકાવેલા અન્નનું વિષ્ણુને નિવેદ ધરવું ૨૭. અને પછી ગૃહસ્થના ઘેર જમવા માટે ત્યાગીમંડળે જવું, બીજી રીતે કરવાથી સેવા ધર્મમાં દોષ આવે છે ૨૮. બ્રાહ્મણ વૈષ્ણવ હોવા છતાં રસોઇ કરવામાં અશક્ત હોય અથવા જેનું રાંધેલું અન્ન ખપે તેમ ન હોય અને તે જો જમવા માટે તેડે તો તેને ત્યાંથી કાચું અન્ન પોતાના આશ્રમે લાવીને અગર તો તેના ઘરમાંજ રાંધીને ત્યાગીએ જમવું અગર તો બીજા બ્રાહ્મણ પાસે રસોઇ કરાવીને જમવું ૨૯. ગૃહસ્થના ઘેર રસોઇ કરવા માટે પાંચથી ઓછા હોય એવા ત્યાગીઓએ કદિ જવું નહીં તેમજ જમવા માટે પણ એથી ઓછાએ જવું નહીં ૩૦. ગૃહસ્થની સંપત્તિ જોઇને તેના ઘેર જમવા માટે જવું પણ થોડા પૈસાવાળા ગૃહસ્થને કલેશ થાય એવું ક્યારેય ન કરવું ૩૧. તે ગૃહસ્થ પોતાના ઘેર દેશ કાળને અનુસરીને ડાંગેર કોદરા વગેરે જે પ્રકારનું અનાજ જમતો હોય તેજ અનાજ તેને ઘેર લેવું બીજું નહીં: રોગાદિ આપત્તિ હોય કે વૃદ્ધાવસ્થા હોય તો બીજું અન્ન લેવામાં દોષ નથી ૩૨–૩૩. પણ પર્વના દિવસોમાં કદાચ કોઇ ગૃહસ્થ રોજના કરતાં કાંઈ વધારે અન્ન આપે તો તે વખતે તે લેવામાં બાધ નથી ૩૪. જે ઘરમાં પુરૂષ પીરસનાર હોય ત્યાંજ જમવા માટે જવું પણ ત્યાગીઓએ બીજે ક્યાંઇ જમવા જવું નહીં ૩૫. આ મહાન વ્રતને ધરનાર ત્યાગીએ ભગવાનની પ્રસાદી કર્યા વિનાનાં ચંદન, પુષ્પ અગર માળાઓ ધારણ કરવી નહીં ૩૬. પરંતુ સુગંધીવાળુ તેલ, પાન, સોપારી ઇલાઇચી, જાયફળ વગેરે તો ભગવાનની પ્રસાદીનાં હોય તોપણ આપત્તિ વિના સ્વીકારવાં નહી ૩૭. હે મુને ! એકાદશિ વગેરે વ્રતના દિવસોમાં યોગીઓએ અન્ન તથા ફળ વગેરે જે પ્રાપ્ત થાય તેનું નૈવેદ્ય ધરવું ૩૮. પોતાને વ્રત કરવાનું હોય અગર કોઇ પ્રાયશ્ચિતને લીધે ઉપવાસ કરવાનો હોય ત્યારે શ્રી હરિને નૈવેદ્ય અન્ન ધરાવવું અને પોતે ઉપવાસ કરવો ૩૯. જ્યારે ઉત્સવ વગેરે હોય અને ત્યાગીઓની સંખ્યા ઘણી એકત્ર થઇ હોય તો દેશ તથા કાળને અનુસરીને નૈવેદ્યનો વિધિ કરવો

૪૦. તે વખતે એક અથવા બે અગર તો અનેક પ્રકારની રસોઇ કરીને પણ ડાહ્યા માણસોએ જેમ પોતાના એકાંતિક ધર્મની પરસ્પર રક્ષા થાય એમ કરવું ૪૧. જો દેશ સ્વચ્છ હોય અને અવકાશ પુરતો હોય તો ચાર પ્રકારનું અન્ન પકાવી તેનું નવેદ્ય સર્વે સંતોએ ભગવાનને અન્નકૂટની પેઠે ધરાવવું ૪૨. પરંતુ સ્થાન અને પાત્ર વગેરે નાનાં હોય તો તે મુજબ અન્નનું ભગવાનને નૈવેદ્ય ધરાવવું અને તેમાં બધા અન્નનું મિશ્રણ કરવું ૪૩. ભગવાનના પ્રસાદના માહાત્મ્યનું વર્ણન કરીને પણ ત્યાગીઓને કોઇએ અન્ન આપ્યું હોય તો પણ રસાસ્વાદની લોલુપતાથી તેમણે ક્યારેય તે જમવું નહીં ૪૪. રસાસ્વાદથી તો હરિની પ્રસાદીનું અન્ન કે ચરણામૃત પણ લેવું ઘટતું નથી તેમજ હરિભક્તોએ તેવું અન્ન કે જળ આપવું ઘટતું નથી ૪૫. આહારની શુદ્ધિ એ સત્વની શુદ્ધિનો હેતુ છે અને શુદ્ધ અન્ન ઘેર લાવ્યા પછી પણ તેનું નૈવેદ્ય વિષ્ણુને ધરીને પછી તે જમવું ૪૬. ત્યાગીએ પોતાને જો કાંઇ આપત્તિ ન હોય તો દરરોજ એક વાર જમવું અને દિવસ તથા રાત્રીએ ભગવાનની સેવામાં રહેવું ૪૭. જમ્યા પછી, ગ્રહણ થાય તેવા પુરૂષે પ્રભુની પ્રસાદી એવું અન્ન આપ્યું હોય તો પણ સંતોએ તે કોઇ રીતે જમવું નહીં ૪૮. કેમકે તેથી એક વાર ખાવાના વ્રતનો નિશ્ચે ભંગ થાય તેમજ અનાચાર પ્રવર્તે એમાં સંશય નથી ૪૯. ઉપવાસના દહાડે હરિની પ્રસાદીનું અન્ન જમવા માટે આવે તો તેને નમસ્કાર કરીને તેનુ વિસર્જન કરવું પણ કોઇ રીતે અન્ન ખાવું નહીં ૫૦. કદાચ ભોજનના સમયે એવી પ્રસાદીનું અન્ન આવે પણ જો તે અન્ન પોતાથી ખાઇ શકાય તેમ ન હોય તો તે કોઇ રીતે ખાવું નહીં ૫૧. પોતાના દેહને પીડા કરે એવું માની ને જે અન્ન ત્યાગીએ ત્યાગ કરેલું હોય તે પ્રભુની પ્રસાદીનું હોય તોપણ ન જમવું ૫૨. ડાહ્યા માણસે પોતાને જમવાના પાત્રથી નૈવેદ્ય ધરાવવું નહીં તેમજ વિષ્ણુની પુજામાંના પાણીના પાત્રથી શૌચવિધિ કરવી નહી ૫૩. ગાળ્યા વિનાનું જળ કે દૂધ વિષ્ણુને કદિ નિવેદમાં ધરાવવાં નહીં અને જો કોઇ અજાણ્યા સખસે તેવું જળ કે દૂધ ભગવાનની પ્રસાદી કરીને આપ્યું હોય તો તે પીવું નહીં ૫૪. જેનાથી શરીરમાંની ધાતુઓ કોપ પામે એવું ભોજન ત્યાગીએ જમવું નહીં અને અશુદ્ધ એવા દારૂ તથા માંસનો સંસર્ગ પણ ત્યજી દેવો ૫૫. ભાંગ, ગાંજો, અફિણ, વગેરે જે જે નિશો ચડાવે એવી વસ્તુ છે તેનો તથા ત્રણ પ્રકારની તમાકુ વગેરેનો પણ ત્યાગીઓએ દૂરથીજ ત્યાગ કરવો ૫૬. રોગ આવે ત્યારે પણ દારૂ વગેરેના સ્પર્શવાળું ઔષધ ન ખાવું; જો

કે મચ્છરદાનીવાળા ખાટલામાં સુઈ રહેવાનો બાધ નથી ૫૭. રોગીને માટે એકવાર જમવાનો નિયમ નથી કે ખાટલાનો બાધ નથી તેણે ભગવાનનુ હૃદયમાં ધ્યાન કરીને શ્રેષ્ઠ અન્ન જમવું ૫૭. સત્પુરૂષના સંગથી તથા હરિની ભક્તિથી તેમજ શુભ નિયમો વડે અને હરિને અર્પણ કર્યા વિનાની વસ્તુઓના ત્યાગથી તે દુર્જય એવા રસાસ્વાદને જીતી શકે છે ૫૯. મુદગલ તથા રંતિદેવ વગેરે રાજાઓ ઉંછવૃત્તિવાળા હતા અને તેઓ રસાસ્વાદનો ત્યાગ કરીને જ પછી સુખ પામતા હવા ૬૦. એ નિયમોમાં કદાચિત કોઇનો ભંગ થાય તો ત્યાગીઓએ તેનું સત્વર પાયશ્ચિત્ત કરવું ૬૧. જો રાંધેલા અન્નને શ્રીકૃષ્ણને નિવેદ ધર્યાવિના જમવામાં આવે તો તે ભોજન કરનારે એક દિવસ ઉપવાસ કરવો ૬૨. વળી પ્રસાદીનું હોય તો પણ જો તે સુગંધી તથા માળા ધારણ કરે તો પણ એક ઉપવાસ કરે તથા પ્રસાદી એવા સુગંધી તેલનો સ્વીકાર કરે તોપણ એક ઉપવાસ કરે ૬૩. વિષ્ણુનું પ્રાસાદિક અન્ન તથા ચરણામૃત તેનું દાન આપવું કે લવું બન્ને યોગ્ય નથી અને તેમ કરનારને ચાંદ્રાયણનું વ્રત કરવું ૬૪. જો કદાચ પાંચથી ઓછા ત્યાગીઓ ગૃહસ્થને ઘેર જમવા અગર રસોઇ કરવા જાય તો તેમણે પણ એકેક ઉપવાસ કરવો ૬૫. જો અજાણતાં દારૂ પીવામાં આવે કે માંસ ભક્ષણ કરવામાં આવે તો તે માટે વિષ્ણુના ચરણામૃતથી મિશ્રિત એવો સાથવો એક માસ પીવો ૬૬. કદાચ અ... ...ભાંગનો રસ પીવામાં આવે તો ત્યાગીએ તે માટે એક દહાડો ભોજન કરવું નહીં ૬૭. એ પ્રકારના અને શ્રીહરિના એકાંતિક સંતોએ કહેલા બીજા પણ ઉપાયો વડે ત્યાગીઓએ દુર્જય એવી રસના ઇંદ્રિયને જીતવી ૬૮. જ્યાં સુધી રસાસ્વાદ જીત્યો નથી ત્યાં સુધી કોઇપણ જીતેન્દ્રિય પુરૂષ સર્વ ઇન્દ્રિય જીતનાર થતો નથી પણ રસાસ્વાદ જીત્યાથી તે સર્વને જીતે છે ૬૯. માટે પૂર્વે કહેલા આહારના નિયમો વડે જ રસ જીતાય છે અને તે વડેજ ત્યાગી પુરૂષોએ તેને જીતવો ૭૦. સ્વાદવાળું થોડુ ખાધાથી કે એકજ વાર જમ્યાથી કે નીરસ અન્ન વારે વારે જમ્યાથી અથવા એક વખતે પણ બહુ ખાધાથી રસાસ્વાદ જીતાતો નથી ૭૧. માટે દેહના રક્ષણને માટે યુક્ત એટલે જેટલો યોગ્ય હોય તેટલો ખોરાક લેવો; ભગવાને પોતે પણ યુક્ત આહાર તથા વિહારનું કહેલું છે ૭૨. આ પ્રમાણે હે મુને ! રસને આશરીને રહેલા દોષો તથા તેને જીતવાના ઉપાયો પણ મેં તમને કહ્યા; હવે સ્નેહના દોષો ત્યાગીઓના હિતને માટે હું કહું છું. ૭૩.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં ત્યાગીઓના ધર્મમાં રસાસ્વાદના દોષો અને તેને જીતવાના ઉપાયોનું નિરૂપણ કર્યું એ નામે ચોસઠમો અધ્યાય થયો ૬૪.**

## અધ્યાય ૬૫ મો

### સ્નેહનો દોષ અને તેને જીતવાના ઉપાય.

શ્રી નારાયણમુનિ કહે છે—વાસુદેવ અથવા તેમના ભકતો વિના બીજી વસ્તુમાં જે સ્નેહ થાય છે તે મોટા દોષવાળો એવો મહાન્ શત્રુરૂપ છે ૧. ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને ત્યાગી થએલાઓને પણ ફરીને સંસારમાં નાંખનાર એવી પુત્ર તથા પરિવારની સ્મૃતિ સ્નેહ થકીજ ઉત્પન્ન થાય છે ૨. અંતકાળે સ્નેહને લીધેજ સ્ત્રી, પુત્ર, ધન તથા ધામ પશુપક્ષી તથા વૃક્ષ વગેરેમાં ભૂત થવાય છે ૩. અને કપાયું છે શિશ્ન જેનું એવા પુરૂષને પણ સ્નેહને લીધે સ્ત્રીના પ્રિય અર્થે મૈથુન રહિત એવા સ્પર્શ વગેરેમાં નિશ્ચયે પ્રવૃત્તિ થાય છે ૪. વળી મનુષ્ય મરણ સુધીનું દેહનું દુઃખ વેઠી પોતે સ્નેહને લીધેજ કુટુંબના પોષણમાં પ્રવર્તે છે ૫. તેમજ પોતાની જ્ઞાતિ નહીં એવા પુરૂષ અને સ્ત્રીને સ્નેહ થવાથી પિતા માતાનો ત્યાગ કરી પણ પુરૂષ સ્ત્રીની સાથે અને સ્ત્રી પુરૂષની સાથે સ્નેહને લઇને જ પરદેશમાં જાય છે ૬. પોતાના સંબંધી જનો વારંવાર તિરસ્કાર કરે તો પણ પુરૂષ, તેમનામાંના સ્નેહને લીધે વૈરાગ્ય તથા ત્યાગને પામતો નથી ૭. સ્નેહને લીધેજ સ્ત્રીઓ પોતાના પતિ, પુત્રોના મરણ પાછળ મરે છે તથા પોતાના સગાંના પોષણ માટે પુરૂષો પ્રાણીઓની હિંસા પણ કરે છે ૮. સ્નેહને લીધેજ મનુષ્યો, પશુઓ તથા પક્ષીઓ પોતે ભૂખ વેઠીને પોતાનાં બચ્ચાંઓને ખવરાવવામાં પ્રવૃત્ત થાય છે ૯. ચોરી કરવી અગર સમુદ્રપાર જવું એ વગેરેમાં મૃત્યુનાં કારણો નિશ્ચય રહેલાં છે છતાં સ્નેહથી જ કુટુંબના પોષણ માટે મનુષ્યો તે કામોમાં પ્રવૃત્તિ કરે છે ૧૦. જુઠું બોલીને તથા અતિશય કષ્ટ વેઠીને કામ કરી પછી ધન લાવીને મનુષ્યો પોતાના સગાંનું પોષણ કરે કરે છે તે સ્નેહને લીધેજ ૧૧. પોતાની જાતનામાં તથા પશુઓ વગેરે બીજામાં પણ પુરૂષોને સ્નેહને લીધેજ પોતાના પુત્રાદિકની પેઠેજ દુઃખકારક એવી આસકિત થાય છે ૧૨. શરીર વૃદ્ધ થવા આવ્યું હોય તોપણ સ્નેહને

લીધે જીવનની આશા રહે છે અને સ્નેહને લીધેજ અધર્મી એવા પોતાનાં માણસોમાં પક્ષપાત થાય છે ૧૩. અન્યાયમાં ન્યાયબુદ્ધિ, તથા પાપમાં પુ-ણ્યની બુદ્ધિ, નાશવંતમાં પોતાપણાની બુદ્ધિ અને અસત્ પદાર્થમાં સત્પણાની બુદ્ધિ પણ સ્નેહથી થાય છે ૧૪. ગુણવાનોને પણ સ્નેહને લીધેજ દોષમાં ગુણબુદ્ધિ થાય છે ૧૫. કામ, ક્રોધ તથા લોભ, ઈર્ષ્યા વગેરે મહાન્ દોષો પણ સ્નેહને લીધેજ ઉદ્ભવે છે અને તે સ્નેહ ત્યાગીઓનો શત્રુ છે ૧૬.

હવે ત્યાગીઓના હિતરૂપ એવા સ્નેહના ઉપાયો કહેવામાં આવે છે કે જેના વડે મુમુક્ષુ એવા ત્યાગીઓ તે સ્નેહને જીતે છે ૧૭. ત્યાગીએ પોતાના દેહમાં અને દેહના સંબંધીઓમાં સદાય સ્નેહવિનાના થવું તેથી પરમસુખ થાય છે તથા પરમાત્મામાં પ્રીતિ બંધાય છે ૧૮. પ્રિયવ્રતાદિક રાજાઓ તથા દધીચિ વગેરે રૂષિઓ સ્નેહનો ત્યાગ કરીને જ પરમ સુખ પામ્યા હતા ૧૯. જે ગામે પોતાનો જન્મ થયો હોય ત્યાં ફરીને જવું પડે તો પણ પોતાના ઘેર તો જવું નહી ૨૦. પોતાના સબંધીઓ પાસેથી વસ્ત્ર, પુસ્તક તથા આપત્તિમાં પણ ખાવાનું કાંઇ લેવું નહીં તથા તેમને આપત્તિમાં કાંઇ આપવું અપાવવું નહી ૨૧. પોતાના સગાને ધન તથા પુત્રાદિકનો લાભ થાય અગર તો તેનો નાશ થાય તો તેથી હરખાવું નહી અગર શોક કરવો નહી અને તેમનામાં બીજાઓના જેવી જ બુદ્ધિ રાખવી ૨૨. જો તમે એમ કહેતા હો કે દેહની ઉત્પત્તિ નિમિતે સ્નેહ થાય છે તો પછી પૂર્વના દેહના સબં-ધીઓમાં પણ સ્નેહ કરવો જોઇયે ૨૩. વળી જરાયુજ, ઉદ્ભિજ, અંડજ અને સ્વેદજ એમ બહુ પ્રકારના આપણા દેહો થઇ ગયેલા છે તેના સબંધી પણ અનેક થઇ ગયા છે ૨૪. આ દેહવડે પૂર્વદેહના સબંધીમાં જેટલી દયા, પ્રીતિ અને કુલાભિમાન હોય તેજ પ્રમાણે તેઓમાં પણ દયા તથા કુલાભિમાન રાખવાં; વધુ નહી ૨૫. જે ત્યાગી પુરૂષ અગાઉ ત્યજી દીધેલાને વિષે ફરીથી આસક્તિ રાખે છે તે શાસ્ત્રનું નિષેધ કહેલું કર્મ એટલે ચોરી વગેરે પણ કરે છે ૨૬. એ પ્રકારે જે વૈષ્ણવ ત્યાગી થઇને પણ મનસ્વી પણે વર્તે છે એ પંચ* મહાપાપથી યુક્ત થાય છે એમ નિત્ય સમજવું ૨૭. તેથી કરીને પોતાનું આત્મસ્વરૂપ ત્રણે દેહથી પૃથક છે એવો નિશ્ચય કરીને બ્રહ્મની પેઠે સર્વે તરફથી સ્નેહ વિનાના થવું ૨૮ હમેશાં જમીન ઉપર સુવું, આપત્તિ વિના ખાટલા ઉપર સુવું નહી તથા સ્ત્રીએ ઓઢેલી તથા પાથરેલી ગોદડી પણ બીછાના માટે લેવી નહી ૨૯. એક મહિનો પુરો થયા બાદ હજામત કરા-વવી તે કાખો, ઉપસ્થ અને શિખાનો ત્યાગ કરીને કરાવવી પણ એકમાસ

અગાઉ તો ક્યારેય ન કરાવવી ૩૦. વ્રતના ઉપવાસના દિવસે અને બીજા દિવસોએ ભોજન કર્યા પછી ત્યાગીના ધર્મ પાળનારે હજામત ન કરાવવી ૩૧. પાપી અગર નાસ્તિકનો સ્પર્શ થતાં અગર કોઇ ભુંડું સ્વપ્ન આવે અગર હજામત કરાવીને તથા યવન અને અત્યંજનો સ્પર્શ થાય ત્યારે ત્યાગીએ સ્નાન કરવું ૩૨. માતા, પિતા તથા ગુરુના મરણના સમાચાર સાંભળીને ત્યાગીએ વસ્ત્રો સાથે સ્નાન કરવું; બીજાના મરણથી નહી ૩૩. ત્યાગીએ એક ક્ષણ વાર પણ વિષ્ણુની નવ પ્રકારની ભક્તિ કર્યા વિના ગુમાવવી નહી અને અસત કથા દૂરથીજ ત્યાગવી ૩૪. કોઇની પણ વૃત્તિ ગામ તથા ખેતર સબંધી ગુપ્ત વાત સાંભળવી નહી તથા દ્રવ્ય આપવા લેવામાં કોઇના જામીન થવું નહી ૩૫. રાજકાર્યની વાત તથા કોઇના જય વિજયની વાત તથા વસ્ત્ર, અલંકાર અને નગરની શોભાના વર્ણનની વાત તથા જમવા ખાવાના અન્નના રસાસ્વાદને લગતી કથા તથા ખેતી, વેપાર અને શિલ્પકળા તેમજ વાહનોનું વર્ણન. ગાય, ભેંસ, બકરો, વૃક્ષ તથા આયુધ વગેરેના વર્ણનની ગ્રામ્ય વાર્તા કરવી નહી તથા સાંભળવી નહી અને જો સાંભળે તો સ્વામીનારાયણનો મંત્ર પાંચ હજાર વાર જપે અગર પચાસ માલા ફેરવે ૩૬-૩૭-૩૮. જો એ નિયમોમાં ક્યારે પણ જેને ભંગ થાય તો ત્યાગીએ તેનું યોગ્ય પ્રાયશ્ચિત્ત કરવુ ૩૯. જો કોઇ ત્યાગી અજ્ઞાનથી પોતાના સગાને ત્યાં રહે તો જેટલા દહાડા ત્યાં થયા હોય તેટલા ઉપવાસ કરે ૪૦. પોતાના પિતા વગેરે ને ત્યાં જમવા જાય કે તેમને અન્નાદિક અપાવે અગર તેમનું આપેલું વસ્ત્ર લેવું અગર તો આપત્તિ વિના ખાટલામાં સુઇ રહેવું અગર સ્ત્રીએ ઓઢેલું પાથરેલું જે ગોદડુ તે ઓઢે પાથરે એ બધામાં એક એક ઉપવાસ કરવો ૪૧-૪૨. ગ્રામ્યવાર્ત્તા કહેવામાં અગર તથા તે આદરથી સાંભળવામાં આવે તો કૃષ્ણના છ અક્ષરના મંત્રનો જપ હજારવાર કરવો ૪૩. એ પ્રમાણે સ્નેહને જીતવાના ઉપાયો કહ્યા તે મુમુક્ષુએ ધારણ કરવાના છે અને સત્સંગ તથા વિષ્ણુભકિત વડે તે ફળ આપનારા માનેલા છે ૪૪. હે સુબુદ્ધે ! એ પ્રમાણે સ્નેહના દોષો તથા તેને જીતવાના ઉપાયો પણ કહ્યા. હવે હું તમને માનના દોષો તથા તેને જીતવાના સમર્થ ગુણરૂપ ઉપાય તે હું કહું છું ૪૫.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં ત્યાગીના ધર્મોમાં સ્નેહના દોષ તથા તેને જીતવાના ઉપાયોનું નિરૂપણ કર્યું એ નામે પાંસઠમો અધ્યાય થયો ૬૫.**

---

# અધ્યાય ૬૬ મો.

## માનરૂપી દોષ અને તેને જીતવાના ઉપાય.

શ્રી નારાયણ મુનિ કહે છે–માન છે મૂળ જેનું એવો ક્રોધ નામે મોટો દોષ પ્રવર્તે છે અને તે દાન, વ્રત, તપ તથા યમનો તત્કાળ નાશ થાય છે ૧. તે ક્રોધ રૂપ દોષમાંથી વાણીના વિવેક તથા મર્યાદાનો ભેદ થાય છે તથા નહીં વધ કરવા યોગ્યનો વધ તથા આત્મહત્યા થાય છે એ નિશ્ચે ૨. જે દોષ વડે સગાંઓનો, ગુરૂઓનો તથા સત્ પુરૂષોનો પણ વધ કરાય છે તથા જેનાથી નહીં કરવાનું કરાય છે અને અપશબ્દો બોલાય છે ૩. તેમજ માનને લીધે ક્રોધની સહચરી ઇર્ષ્યા પણ ઉત્પન્ન થાય છે જે ઇર્ષ્યાને લીધે થોડા જ્ઞાનવાળાઓ પણ મોટા ગુણવાળાઓની સમાન થવા ઇચ્છા રાખે છે ૪. માનથી આત્મજ્ઞાનીઓને પણ દેહમાં હું પણું આવે છે તથા કઠોરતા, નિર્દયતા, દંભ અને કપટ પણ આવે છે તથા અન્યાયમાં ન્યાયબુદ્ધિ અને ન્યાયમાં અન્યાયની મતિ થાય છે તથા માનથી જ સાધુમાં અસાધુની અને અસાધુમાં સાધુની બુદ્ધિ થાય છે ૫–૬. માનને લીધે વય, તપ તથા વિદ્યાથી વૃદ્ધ એવા પુરૂષોનું તથા બ્રહ્મવેત્તાઓનું દોષવાળા પુરૂષોથી અપમાન થાય છે ૭. પૂજા નહી કરવા યોગ્ય અને ઐશ્વર્ય વિનાના એવા પોતામાં માનને લીધે જ પૂજા કરાવાની અને ઇશ્વર બુદ્ધિ થાય છે તેથી માનથી સત્પુરૂષોની સાથે વાદ તથા સમતા કરવાની જડતા થાય છે ૮. માનને લીધે મોટાથી પણ આગળ બેસવાનું અને દેવોને નમન નહીં કરવાનું તથા મોટા પુરૂષોનો પક્ષપાત નહીં રાખવાનું થાય છે ૯. તેને લીધે સત્પુરૂષોની અકૃપા થાય છે એ નિશ્ચે; વગેરે માનને આશરીને મોટા દોષો રહેલા છે ૧૦. વિષ્ણુ ભગવાનની પ્રીતિના અભિલાષી એવા ત્યાગીએ માનનો ત્યાગ કરવો, જેથી કરીને મુકતો તથા મુમુક્ષુઓને પરમ સુખ થાય છે ૧૧. હરિશ્ચંદ્ર, કુશિખ, યુધિષ્ઠિર વગેરે રાજાઓ માનનો ત્યાગ કરીને જ રાજાઓને દુર્લભ એવી ગતિ પામ્યા છે ૧૨.

હવે માનને જીતવાના ઉપાય રૂપી ઉત્તમ ગુણો કહેવામાં આવે છે, કે જે વડે કરીને ત્યાગીઓ થોડાજ સમયમાં એ માનને જીતી શકે ૧૩. સાંખ્ય વિચારથી ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના રૂપનો નિશ્ચય કરીને ક્ષેત્રજ્ઞમાં આત્મબુદ્ધિ કરનારા ડાહ્યા પુરૂષોએ માનનો ત્યાગ કરવો ૧૪. ત્યાગીઓ અગર ગૃહસ્થો કોઇએ અપમાનનું વાક્ય કહ્યું હોય તો તે ત્યાગીએ પણ સહન

કરવું તેમજ તેમના કરેલા તિરસ્કારોને પણ સહન કરવા ૧૫. વય, જ્ઞાન, તપ તથા યોગમાં પોતાની બરોબરીના માણસનું બીજાઓએ મોટું સન્માન કર્યું હોય તોપણ ઇર્ષ્યા કે ક્ષોભ પામવો નહીં ૧૬. કોઇ વખત પંકિતમાં પોતાથી નાનાને સારૂં ભોજન આપે અને પોતાને નીરસ ભોજન અપાય તો તેથી ક્રોધ પામવો નહીં ૧૭. કદાચ પોતાની બરોબરી અને સર્વ રીતે પૂજાવાનો અધિકાર અપાય અને ગુરૂ પોતાને નાની પદવી આપે તોપણ તપી જવું નહીં ૧૮. સર્વ પ્રકારે માન તથા ઇર્ષ્યાનો ત્યાગ કરીને સાધુ- ઓએ તપશ્ચર્યા કરવી અને તેનેજ સાધુ, ત્યાગી તથા ભગવાનનો ભક્ત કહે- વામાં આવે છે ૧૯. પૂર્વે પણ જે જે સાધુ જનોને મોટી પદવી પ્રાપ્ત થઇ છે તે પણ મોટાઓમાં માનનો ત્યાગ કરીને તથા વિનયથીજ થઇ છે ૨૦. માન એ પાપરૂપ છે અને ગૃહસ્થોને પણ તે ઉચિત નથી કેમકે તે વડેજ દુર્યોધન તથા રાવણ પોતાના બાંધવો સાથે નાશ પામ્યા છે ૨૧. માટે ત્યાગીએ વિચાર કરીને માનનો સર્વથા ત્યાગ કરવો અને બ્રહ્મચર્ય વગેરેનું પાલન કરવામાં તો માનનો ક્યારેય ત્યાગ ન કરવો ૨૨. વળી ધર્મ પાળવા સીવાયના કામમાં લોકમાં માનનો ત્યાગ કરનારને મૂર્ખ માણસ ધૂળ વગેરેથી ઉપદ્રવ કરે છે છતાં ત્યાગીએ તેથી જરાય વિકાર પામવો નહીં ૨૩. બીજાઓ અપમાન કરે કે મારે તોપણ ત્યાગીએ તેનું અપમાન કરવું નહીં કે એને મારવો નહીં તથા ત્યાગીએ વાણીથી અપશબ્દ કાઢવો નહીં તથા કોઇની સાથે વાદ કરવો નહીં ૨૪. અને પારકાને દુઃખ થાય એવું સત્ય વચન પણ ખરેખર ન બોલવું તથા શરીર, મન અને વાણીથી કોઇનો ક્યારેય દ્રોહ ન કરવો ૨૫. ત્યાગીએ પોતાના સ્વાર્થને માટે ક્યારેય લીલું ઘાસ પણ તોડવું નહીં તથા ત્યાગી અને ગૃહસ્થોને ઘાસની સળીથી પણ બીવરાવવા નહીં ૨૬. ત્યાગીએ કોઇ પણ સ્ત્રી અગર પુરૂષના ઉપર મિથ્યા- પવાદ ચડાવવો નહીં તથા કોઇની સાથે વ્યંગ શબ્દથી વ્યંગમાં બોલવું નહી ૨૭. હે મુને! જેવી રીતે પૂર્વે ભરતરૂષિ પરમહંસની પેરે વર્ત્યા હતા તેજ પ્રમાણે ત્યાગવાળા એવા સાધુઓએ વર્તવું ૨૮. ત્યાગીએ નિત્યે પૃથ્વીની પેઠે જ ક્ષમાશીલ થવું તથા દેવ, ગુરૂ અને સચ્છાસ્ત્રોની નિંદા ન કરવી ૨૯. ત્યાગી એવા મારા આશ્રિતોએ જે આત્મનિષ્ઠાના અભિમા- નથી ધર્મ ક્રિયાઓનો ત્યાગ થાય એવું કામ ન કરવું ૩૦. બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠીને પછી હે મુને! તમારા પુછવાથી પૂર્વે મેં જે કહ્યું તે મુજબ દર- રોજ નિત્ય વિધિ કરવો ૩૧. રોગ વગેરે આપત્તિ ન હોય તો દિવસે શયન

કરવું નહી તેમજ સૂર્યાસ્ત સમયે કે સૂર્યોદય સમયે પણ સૂઇ જવું નહીં ૩૨. ત્યાગીએ ક્યારેય વિષ્ણુની કથાનું શ્રવણ, કીર્તન, વંદન તથા પૂજા વિના નકામો કાળક્ષેપ કરવો નહીં ૩૩. તથા શ્રી કૃષ્ણના વ્રતના ઉત્સવો પોતાની શકિત મુજબ કરવા તથા ત્યાગીએ આદરથી હમેશાં સચ્છાસ્ત્રોનો અભ્યાસ કરવો ૩૪. જે જે ત્યાગી એ નિયમોનો ભંગ કરે તેણે પ્રમાદ છોડીને પ્રાયશ્ચિત્ત કરવું ૩૫. ત્યાગીએ પોતે કદાચ કોઇને લાકડી વગેરેથી એકવાર પણ માર્યો હોય તો પણ તેણે એક દિવસ ઉપવાસ કરવો ૩૬. અને જેને માર્યો હોય તેને જો સોજો ચડે તથા તેના અંગમાંથી લોહી નિકળે તો તેને મારનારો જે ત્યાગી તેણે લાગટ ચાર દિવસ ઉપવાસ કરવા ૩૭. માર ખાનારના અંગનો જો ભંગ થાય તો લાગટ બાર દિવસના ઉપવાસનું ઉત્તમ એવું પરાક વ્રત કરવું અને જેટલી ગાળો આપી હોય તેટલા ઉપવાસ કરવા ૩૮. ક્રોધથી શરીર વ્યાપ્ત થયું હોય તેથી કોઇને વસમું વાક્ય બોલે તો ત્યાગીએ એક દિવસનો ઉપવાસ કરવો ૩૯. હિંસાના પ્રાયશ્ચિત્તમાં તો વિશેષ વિસ્તાર છે તે ધર્મશાસ્ત્રમાંથી જાણી લેવો બાકી અહીં તો દિગ્દર્શન માત્ર કર્યું છે ૪૦. માંકણ, માખ, જૂ, તથા પતંગીયું વગેરેના જેવા બીજા જીવોની કદાચ ત્યાગીથી જાણી જોઇને હિંસા થઇ જાય તો એકસો આઠવાર અષ્ટાક્ષર મંત્રનો જપ કરવો અને તેથી જો અલ્પ જીવનો નાશ થાય તો શ્રીહરિના નામનો ઉચ્ચાર કરવો ૪૨. ચકલું, ઉંદર તથા ભમરો વગેરે મોટા જીવોની હિંસા અજ્ઞાનથી થાય તો એકેક ઉપવાસ કરવો ૪૩. આ પ્રમાણે જીવોમાં નાના મોટાના ભેદનો નિશ્ચય કરીને પછી ત્યાગી પુરૂષે જેમ ઘટે તેમ હિંસા, પ્રાયશ્ચિત્ત અને ઉપવાસ કરવાં ૪૪. સૂર્યોદય વખતે, દિવસે તથા સૂર્યના અસ્ત વખતે જો પ્રમાદથી નિંદ્રા થાય તો ત્યાગીએ એક ઉપવાસ કરવો ૪૫. એ ત્યાગીઓમાં પણ જેઓ આત્મનિવેદી હોય તેના વિશેષ ધર્મો હે મુને ! હું તમને કહું છું ૪૬. હે મુને ! કાળીગોરીની વિક્તિ તથા યુવાન અવસ્થા વગેરેની વિકિતથી સ્ત્રીનુ મુખ અજ્ઞાનથી પણ જણાઇ આવે તો તેમણે એક ઉપવાસ કરવો ૪૭. માર્ગે જતાં, જંગલ જતાં, સ્નાન કરતાં કે અન્નની ભિક્ષા માંગતાં રૂપ અને અવસ્થાની વિક્તિથી અજાણે સ્ત્રીનું મુખ દેખાઇ જાય તો તેમાં ઉપવાસની જરૂર નથી ૪૮. આત્મનિવેદી એવા ત્યાગીઓએ ફળ, પત્ર કે જળ કૃષ્ણને અર્પણ કર્યા વિનાનું હોય તો તે ખાવું કે પીવું નહીં કેમકે તેમને માટે કૃષ્ણને અર્પણ કરવાનું વિશેષ માનેલું છે ૪૯. બાળ, વૃદ્ધ, રોગી, દુ:ખી, ગામ જનાર

મુસાફર તથા હરિનું મંદિર કરનાર એવા ત્યાગીઓને માટે એકવાર જમવાનો કે દિવસે નહીં સૂવાનો નિયમ લાગુ પડતો નથી ૫૦. એ પ્રમાણે માનને જીતવાના ઉપાયો જેમ છે તેમ કહ્યા અને તે સત્સંગ તથા વિષ્ણુ ભક્તિ વડે ફળ આપનાર નિવડે છે ૫૧. લોભાદિક પાંચ દોષો તથા તેના નાશના ઉપાયો શિષ્ટોની સંમતિવાળા સર્વે આ પ્રમાણે મેં તમને કહ્યા ૫૨. અને તે નિયમોનો ભંગ થાય તો શું પ્રાયશ્ચિત્ત કરવું એ પણ કહ્યું અને સત્પુરૂષ એવા વૈષ્ણવોને પુછીને તે પ્રાયશ્ચિત્ત બરાબર કરવું ૫૩. પ્રાયશ્ચિત્તના ઉપવાસમાં પાણી વિના બીજું કાંઇ પીવું નહી અને પુરૂષે પાણી પણ એકથી વધારે વાર પીવું નહીં ૫૪. જો એકાદશીના ઉપવાસમાં શુદ્ધિ માટેનો ઉપવાસ આવે તો તે ત્રીજે દહાડો જુદો કરવો ૫૫. એ પ્રકારે પ્રાયશ્ચિત્ત માટેના એ ત્રણ ઉપવાસોનાં વ્રતનો ઉપવાસ આવે તો તે ગણવો નહીં પણ તે ઉપવાસ ત્યાગીએ જુદો કરવો ૫૬. વળી પ્રાયશ્ચિત્તનો ઉપવાસ કરતા હોઇએ ને તેમાં પ્રાયશ્ચિત્તનો બીજો ઉપવાસ આવી પડે તો તેને તેની ભેળો ગણવો પણ જુદો ન ગણવો ૫૭. જમ્યા પછી જો ઉપવાસ પડે એવી ક્રિયા થઇ જાય તો ભગવાનના મંત્રનો જપ કરવો પણ તેનો જુદો ઉપવાસ ન કરવો અને જો સ્ત્રીનો સ્પર્શ થાય તો સ્નાન કરવું ૫૮. અને પ્રાયશ્ચિત્તથી શુદ્ધ એવો જે ત્યાગી તેને પાપી કહે તો તે કહેનારે એક દિવસનો ઉપવાસ કરવો ૫૯. ત્યાગી પુરૂષોએ જ્યાં સુધી પોતાને દેહની સ્મૃતિ રહે ત્યાંસુધી આ નિયમો પ્રમાદથી ક્યારેય ત્યજવા નહીં ૬૦. જે ત્યાગી પુરૂષો એ પાંચ નિયમોનો ત્યાગ કરીને વર્તે છે તેઓ મરીને ખરેખર નરકમાં પડે છે ૬૧. તેઓ આર્તનાદ કરતા થકા અને ઘણું જ દુઃખ વેઠીને આ પૃથ્વી ઉપર કૂતરા, ગધેડા તથા વાંદરા વગેરે થઇને અવતરે છે ૬૨. આ સદ્ધર્મોને આશરીને તથા જ્ઞાન, વૈરાગ્ય વડે જેઓ વાસુદેવ ભગવાનનું ભજન કરે છે તેઓ ભગવાનના એકાંતિક ભકત કહેવાય છે ૬૩. તેઓ પરમહંસ, જીવનમુકત, સાત્વત, મહાભાગવત, સંત, સાધુઓ તથા બ્રહ્મવેદી કહેવાય છે ૬૪. તેમનો દેહ પંચત્વને પામ્યા પછી તે દેહને ગંધ પુષ્પ વગેરેથી અલંકૃત કરીને તેને પર્વતની ગુફાઓ કે મોટા અરણ્યોમાં સ્થાપવો ૬૫. અથવા તો દેશકાળને અનુસરીને તેને સમુદ્રના પ્રવાહમાં મુકવો કે અગ્નિ સંસ્કાર કરવો અને પ્રાકૃત જીવની પેરે તેની પાછળ રડવું નહીં ૬૬. ત્યાગીઓએ ધર્મ, જ્ઞાન તથા વૈરાગ્ય સાથે નારાયણની અનન્ય ભક્તિ પ્રેમથી કરવી ૬૭. હે મુનિવર! ભક્તિવાળા ત્યાગીઓના

ધર્મો તેમના હિતને કરનારા કહ્યા હવે રામાનંદસ્વામીની પાસેથી સાંભળેલાં જ્ઞાન વગેરેનાં લક્ષણો પણ તેના વિભાગ સાથે હું તમને કહું છું ૬૮.

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપી ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં ત્યાગીઓના ધર્મોમાં માનરૂપી દોષ અને તેને જીતવાના ઉપાયોનું નિરૂપણ એ નામે છાસઠમો અધ્યાય થયો ૬૬.**

---

## અધ્યાય ૬૭ મો.

---

### જ્ઞાન અને એકાંતિક ધર્મ.

શ્રી નારાયણ મુનિ કહે છે—નાના પ્રકારના દુઃખના વિકારવાળું જે મનુષ્ય પ્રાણીનું શરીર છે તેથી આત્મા ભિન્ન છે અને નિર્વિકાર તથા સુખ રૂપ છે ૧. તે આત્મા અછેદ્ય, અભેદ્ય, નિત્ય, અજન્મા, પરિણામ રહિત, અક્ષર, અને દેહ, ઇંદ્રિય તથા અંતઃકરણના દેવતા અને પ્રાણનો સારી રીતે પ્રકાશ કરનાર છે ૨. તે જળથી સડતો નથી કે અગ્નિથી બળતો નથી તેમ વાયુથી શોષાતો નથી અને નિર્દોષ છે તથા અચળ માનેલો છે ૩. આત્મામાં જે ગુણો રહેલા છે તે દેહાદિકમાં નથી હોતા અને દેહાદિકમાં જે દોષો હોય છે તે આત્મામાં હોતા નથી. એ પ્રકારે પોતાના આત્માને જાણીને તથા અક્ષર અને સચ્ચિદાનંદ સ્વરૂપવાળા બ્રહ્મ સાથે તેના ઐક્યની ભાવના કરવી ૪–૫. એ પ્રકારે સુદૃઢ એવી આત્મનિષ્ઠાને જ્ઞાન કહેલું છે. હવે સાધુઓને સંમત એવું વૈરાગ્યનું લક્ષણ હું તમને કહું છું ૬. પ્રથમ તો પોતાના દેહનું તથા બીજાના દેહનું સ્વરૂપ જાણવું કે તે ચામડાની કોથળી છે અને અંદર મળથી ભરેલું છે એવું તત્વથી જાણવું ૭. ત્વચા, માંસ, રૂધિર, સ્નાયુ, મેદ, મજ્જા, હાડકાંના કડકા, મળમૂત્ર તથા વૃદ્ધાવસ્થા અને રોગથી ઘેરાયેલો એ દેહ છે તેમાં સારૂં શું છે? ૮. રાજાના દેહને પણ કૃમિ, વિટ્ અને ભસ્મની સંજ્ઞા છે તેમાં આસક્તિ પામેલાઓને તો વારંવાર અંડજ, ઉદ્ભિજ, સ્વેદજ અને જરાયુજ એ ચાર પ્રકારના દેહની પ્રાપ્તિ થાય છે ૯.

અને મનુષ્ય જેતે આ શરીર વડે શુભ તથા અશુભ કર્મો કરીને પછી દેવલોકમાં તથા નર્ક લોકમાં અથવા મૃત્યુ લોકમાં ફરી ફરીને અવતાર લે છે ૧૦. અશુભ અથવા પાપકર્મો વડે તે નરકના તીવ્ર દુઃખને પામે છે તથા પરવશતાથી પશુપક્ષી વગેરે નાના કીડાદિકની નિંદ્ય યોનિમાં પણ અવતરે છે ૧૧. શુભ એટલે પુણ્યકર્મ વડે તે કયારેક રાજાના દેહને પામે છે, કયારેક પાતાળ લોકના સુખને પામે છે ૧૨. એ સર્વે સુખો તે

નિશ્ચે નાશવંત છે તથા કામ, લોભ, ભય, ઇર્ષ્યા, ક્રોધ, સ્પર્ધા એ વગેરે દોષોનાં ભરેલાં છે માટે એ સર્વ સુખો કેવળ દુઃખરૂપ છે ૧૩. બ્રહ્માના એક દિવસમાં ચૌદ ઇંદ્રનો નાશ થાય છે અને પ્રાકૃત પ્રલયમાં વિરાટદેહ સાથે એવા બ્રહ્માનો પણ નાશ થાય છે ૧૪. અને પ્રકૃતિ તથા પુરૂષથી ઉત્પન્ન થયું જે કાંઇ સ્થાવર તથા જંગમ વસ્તુ તે સર્વે કાળનું ભક્ષણ છે ૧૫. એવી રીતે સર્વે જે માયિક પદાર્થ તેનું નાશવંતપણું તથા દુઃખસહિતપણું તેને જાણીને પોતાનો દેહ તથા વિષયભોગ એ સર્વમાં જે આસક્તિ ન રાખવી તેને વૈરાગ્ય કહીએ ૧૬. હવે ભક્તિનું ભક્ષણ કહેવામાં આવે છે: વાસુદેવભગવાનના અવતારમાં માહાત્મ્ય જ્ઞાનેયુક્ત સ્નેહ સાથે જે સેવાવૃતિ તેને ભક્તિ એ પ્રકારે કહીએ ૧૭. શ્વેતદ્વિપ, બ્રહ્મલોક તથા વૈકુંઠ આદિ જે ભગવાનનાં ધામ તેમ જે દિવ્ય ઐશ્વર્ય એવા પાર્ષદો રહ્યા છે અને પોતાની ઇચ્છાએ તથા દિવ્ય સ્વરૂપે કરીને જીવોના કલ્યાણને અર્થે મનુષ્ય રૂપ થઇને પૃથ્વીમાં વિરાજમાન એવા જે ભગવાન તેમને વિષે તે તે ધામનાં જે દિવ્ય ઐશ્વર્ય તથા દિવ્ય પાર્ષદો રહ્યા છે એ રીતે દિવ્ય ભાવે કરીને પ્રત્યક્ષ જ્ઞાન જાણવું ૧૯. એ રીતે માહાત્મ્યજ્ઞાનેયુક્ત ભગવાનને જાણીને શ્રવણ કીર્તન સ્મરણ વગેરેથી ભગવાનની પ્રેમ વડે જે સેવા કરવી તે ભક્તિનું લક્ષણ કહેલું છે ૨૦. જે ભક્તો જ્ઞાન વૈરાગ્યે સહિત એવી શ્રીહરિનીભક્તિ પોતાના ધર્મમાં રહ્યા થકા કરે છે તેમને ભગવાનના ઉત્તમ ભક્તો માનેલા છે ૨૧. એ પ્રમાણે ધર્મ ભક્તિ જ્ઞાન અને વૈરાગ્ય તેણે સંપન્ન એવા જે ત્યાગી સાધુને આ લોકમાં સદગુરૂ કહેલા છે, કહેતાં જીવને કલ્યાણના ઉપદેશ કરનાર કહેલા છે તેમના દર્શન માત્રથી જ જીવનાં સર્વ પાપોનો નાશ થઇ જાય છે ૨૨. સંસારમાં પોતાનાં કર્મોથી ભમતા એવા પુરૂષોનું કલ્યાણ તો ધર્મવાળા એવા તે સાધુઓનો આશ્રય કરવાથીજ થાય છે ૨૩. માટે પોતાના મોક્ષને ઇચ્છનારા પુરૂષે એ મહાત્મા એવા સદગુરૂઓની પૂજા કરવી ૨૪. વળી પ્રવૃત્તિ તથા નિવૃત્તિ એ ધર્મ પણ એ પ્રકારના માનેલા છે અને ભગવાનના સંબધી એ ધર્મ એકાંતિક ધર્મના નામથી કહેવાય છે ૨૫. સનકાદિક વગેરે ત્યાગી પુરૂષો નિવૃત્તિ ધર્મે કરીને એકાંતિકપણાને પામ્યા અને મરિચ્યાદિક વગેરે ગૃહસ્થો પ્રવૃતિધર્મથી પણ એકાંતિકપણાને પામ્યા ૨૬. વળી આત્યંતિક મુક્તિ એટલે સાક્ષાત્ ભગવાનના ધામને પામવા રૂપ મુક્તિ માત્ર એકાંતિક ધર્મે કરીને જ માનેલી છે પણ એકલો નિવૃત્તિધર્મ અગર એકલા પ્રવૃત્તિધર્મવડે આત્યંતિક મુક્તિ થતી નથી. એકલા ધર્મથી તો બીજા લોકની પ્રાપ્તિ થાય છે ૨૭. હવે એકાંતિક ધર્મોનું જે સ્વરૂપ સ્પષ્ટપણે સારી રીતે સમજાય તે પ્રમાણે

અમે કહીએ છીએ તે એકાંતિક ધર્મનું સ્વરૂપ કેવું છે તે ભગવાનના આશ્રય વના તો વિદ્વાનોને પણ તે સમજવું કઠિણ છે ૨૮. હે મુને! નેત્ર, શ્રોત્ર આદિક જે બાહ્ય ઇંદ્રિયો તથા મન બુદ્ધિ વગેરે જે અંતઃકરણની સર્વે વૃતિઓ તે સહજ સ્વભાવે નિરંતર એક ભગવાનમાં જ આસકત હોય અને પછી જીવની હિંસા તથા ફળની ઇચ્છાએ રહિત અને જ્ઞાનવૈરાગ્યેયુકત એવું વૈદિક નિવૃત્તિ પ્રવૃત્તિ ધર્મરૂપ કર્મ તેને જે પુરૂષ કરે છે તેવા કર્મને જ એકાંતિક ધર્મ કહ્યો છે અને તે વડે ભગવાનના ધામની પ્રાપ્તિ થાય છે અને તેવા ધર્મવાળા પુરૂષને જ મોટા સાધુઓએ એકાંતિક ભકતો કહે છે ૩૧. અને સ્વધર્મ, જ્ઞાન તથા વૈરાગ્ય તે સાથેની અનન્ય એવી ભગવાનની ભક્તિ તેવા લક્ષણવાળો જે એકાંતિક ધર્મ એકાંતિક મોક્ષ કરવાના થોડા બળવાળાને ધારણ કરવો કઠિણ છે ૩૨. એ એકાંતિક ધર્મને ધારણ કરનારા પુરૂષો પ્રકટ હોય છે ત્યારે એકાંતિક ધર્મ પ્રકટપણે વર્તે છે અને જ્યારે એવા પુરૂપ નથી હોતા ત્યારે તે એકાંતિક ધર્મ અદૃશ્ય થઇ જાય છે એટલે જગતમાં પ્રકટ જણાતો નથી ૩૩. અર્થાત્ ભગવાનના સંગથી તથા તેમના જેવા ભકતોના સંગથી પુરૂષોને એકાંતિક ધર્મની પ્રાપ્તિ થાય છે બીજી રીતે ક્યારેય થતી નથી ૩૪. અને જે સમયે જે દેશમાં અને જે પુરૂષમાં એકાંતિક ધર્મ રહ્યો હોય તે સમે તે ઠેકાણે સતજુગની પ્રવૃત્તિ હોય અને કળિયુગની પ્રવૃતિ ન હોય એમ જાણવું ૩૫. અને ગૃહસ્થોએ એકાંતિક ધર્મનો આશ્રય કરીને જીવની હિંસાએ રહિત એવા દ્રવ્યયજ્ઞ કહેતાં વિષ્ણુયાગ વગેરે યજ્ઞો વડે વિધિથી ભગવાનનું પૂજન કરવું ૩૬.

ત્યાગીઓએ એકાન્ત ધર્મનો આશ્રય કરીને પૃથ્વી ઉપર બ્રહ્મયજ્ઞ તથા યોગ યજ્ઞવડે શ્રી હરીનું પૂજન કરવુ ૩૭. તે યજ્ઞોમાં જે જે દેવો હોય તે સર્વેનુ ભાવપૂર્વક પૂજન કરવું પણ તેમના પ્રત્યે જુદાપણાની બુદ્ધિ ન કરવી ૩૮. જે વૈષ્ણવો એકાંતિક હોય છે તેઓ આ ભૌતિક દેહોનો ત્યાગ કરીને દિવ્ય તનુ એવા દેહને પામીને ગોલોક ધામને પામે છે ૩૯. એ પ્રમાણે એકાન્ત ધર્મના લક્ષણ સ્પષ્ટ રીતે કહ્યાં કે જેની પ્રાપ્તિમાટે પૂર્વે મોટા ઋષિઓએ ઉગ્ર તપશ્ચર્યાઓ કરેલી છે ૪૦. માટે મુમુક્ષુએ જે આત્યંતિક શ્રેય હોય તેની જ ઇચ્છા કરવી કેમકે એકાંત ધર્મ વડે જ સંસારથી મુક્ત થવાય છે ૪૧. અગાઉ પણ જે જે મનુષ્યે આત્યંતિક મુક્તિને પામેલા છે તેઓ પણ આ જ ધર્મથી પામ્યા છે બીજાથી નહીં ૪૨. હે મુને! આ એકાન્ત ધર્મને પાળીને જ ત્યાગીઓ, મારા આશ્રિત એવા બીજા પુરૂષોને તે મુજબ વર્તાવવાને સમર્થ થાય છે ૪૩.

આ લોકોમાં જે સજ્જનો આ ધર્મામૃત રૂપી પુણ્યનું સેવન કરશે તેઓને કાળરૂપી સર્પના ભયરૂપ આ સંસાર કદિ આવવાનો નહીં ૪૪. એ પ્રમાણે પરમપવિત્ર અને નિપુણ બુદ્ધિવાળા એવા મોટા પુરૂષોએ સદાય સેવવા યોગ્ય સર્વે સંતાપને નાશ કરનાર આ જળરૂપ ધર્મામૃતનું જે ત્યાગીઓ પાન કરશે તેઓ સંસારના ભયથી મુકાઇને વિષ્ણુના ધામને પામશે ૪૫.

સુવ્રત મુનિ કહે છે—એ પ્રમાણે કહેલા ત્યાગીના ધર્મોને સાંભળીને તે મુનિએ પ્રસન્ન થઇને સાધુઓને તે ધર્મોનો ઉપદેશ કર્યો તથા પોતે પણ તે મુજબ નિષ્પાપથી વર્તન કરી બીજા ત્યાગીઓને તે મુજબ વર્તાવ્યા૪૧.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપી ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં ત્યાગીના ધર્મોમાં જ્ઞાન વગેરે લક્ષણોનું નિરૂપણ એ નામે સડસઠમો અધ્યાય થયો ૬૭.**

---

## અધ્યાય ૬૮ મો.

---

### મહાપુરૂષની ઉત્પત્તિ.

જ્ઞાન રૂપ અમૃતના પાનથી જેમણે પોતાના આશ્રિતોને તૃપ્ત કર્યા એવા અને ધર્મના પુત્ર શ્રી પુરૂષોત્તમ એવા શ્રી હરિને હું પ્રણામ કરૂં છું ૨. સુવ્રત મુનિ કહે છે—હે રાજન્! એક સમયે નિત્યાનંદ નામના મહામુનિ શ્રી હરિની આગળ બેઠા હતા તેમણે બે હાથ જોડીને શ્રી હરિને પુછયું ૩. નિત્યાનંદજીએ કહ્યું **ऋते ज्ञानान्न मुक्तिः स्यात्** એવી ભગવતી શ્રુતિ છે તેનું જ્ઞાન મને કહેવાને આપ યોગ્ય છે ૪. સુવ્રતમુનિ કહે છે—હે રાજન્! તે મુનિએ એ પ્રમાણે પુછયું એટલે શ્રી હરિએ સાંખ્ય શાસ્ત્રમાં નિશ્ચિત કરેલું એવું જ્ઞાન તેમને કહ્યું ૫. શ્રી નારાયણ મુનિ બોલ્યા--હે મુનિઓમાં ઉત્તમ! બ્રહ્માંડના સર્ગ દ્વારાએ જ્ઞાન હું તમને કહું છું કે જે વડે મનુષ્યોની તત્કાળ મુક્તિ થાય છે તે તમે સાંભળો ૬. પૂર્વે આત્યંતિક લય થયો ત્યારે ભગવાન્ વાસુદેવ પોતે પોતાના અક્ષર ધામમાં એક જ હતા ૭. તે વખતે મહાપુરૂષ તથા મહામાયા અને અનંત કોટિ પ્રધાન પુરૂષ પોતાના પ્રકાશ સાથે તેમાં અંતર્ધાન થયેલાં હતાં ૮. તે દિવ્યમૂર્તિ એવા શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ કહેવાય છે તથા પરમાત્મા, પરબ્રહ્મ વિષ્ણુનારાયણ, જ્યોતિરૂપ, અક્ષરાતીત, હરિ, અને પરમપુરૂષ એ નામથી વેદો પુરાણો તથા ભારતમાં કહેલા છે ૧૦. તે પરમાત્માને જ્યારે બ્રહ્માંડની રચના કરવાની ઇચ્છા થઇ, ત્યારે તેમણે મહાકાળ નામના પુરૂષની સામું જોઇને

તેને પ્રેરણા કરી ૧૧. હે મુને! તેને જીવ તથા અક્ષર તથા બ્રહ્મ કે નર અનેક કોટિ બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ કહે છે ૧૨. તે વાસુદેવ ભગવાને બ્રહ્માંડ રચવાની ઇચ્છાથી એ આત્મભૂત એવા મહાપુરૂષ-દ્વારા મહામાયાને જાગૃત કરી ૧૩. અને એ પ્રમાણે જાગેલી મહામાયાની સાથે મહાકાળ એવા પુરૂષે પ્રભુની ઇચ્છાથી રમણ કર્યું ૧૪. અને ત્રણે કાળે મહામાયાને વિષે ગર્ભ ધારણ કર્યો; તેનાથી અનંતકોટિ પ્રધાન પુરૂષો થયા ૧૫. એ પ્રધાન અને પુરૂષના યોગથી વળી કોટિ બ્રહ્માંડો થયાં તે વાસુદેવની ઇચ્છાથી થયાં ૧૬. એ રમણના શ્રમથી તે પુરૂષના પરસેવાનું બિંદુ થયું જે બ્રહ્માંડોમાં સમૂહના આશ્રયરૂપ નાર સંજ્ઞાથી કહેવાયું ૧૭. તે નાર કેવું હતું તો પ્રકાશ તથા આનંદરૂપ હતું અને તેના એક જ બિંદુથી આખા બ્રહ્માંડમાં વસતા જીવો સુખી થાય છે ૧૮. પોતાનાજ અંગમાંથી થયેલા જળમાં શયન કરવા વડે થી તે પુરૂષ **आपोनारा** એ શ્રુતિવડે નારાયણ એ પ્રકારે કહેવાય છે. ૧૯. તેને કૂટસ્થ, અક્ષર, આત્મા, અવ્યક્ત, પ્રકૃતિથીપર જેનું માપ થઇ શકે નહીં અને મહાપુરૂષ એ પ્રમાણે ડાહ્યા પુરૂષો કહે છે ૨૦. તે જળમાં સુતેલા દિવ્યમૂર્તિ એવા ભગવાનનાં ચરણની સેવા મહામાયા તેમને પ્રસન્ન કરતી થકી કરે છે ૨૧. વાસુદેવ ભગવાન્ પણ પોતાની સત્ય જ્ઞાન વગેરે શક્તિવડે એ સર્વને વિષે અન્વય-પણે વ્યાપીને રહેલા છે અને પોતે વ્યતિરેક પણ છે ૨૨. બ્રહ્માંડોની ઉત્પત્તિ હરિની ઇચ્છાથી થાય છે. તેમાં એક બ્રહ્માંડની ઉત્પત્તિની રીતિ આદિથી માંડીને હે મુને! હું તમને કહું છું. ૨૩. અક્ષરમાંથી ઉદ્‌ભવેલો જે પુરૂષ પ્રધાનનો અધિષ્ઠાતા છે તેનો કદિ નાશ થતો નથી અને તેને ઇશ્વરનો પણ ઈશ્વર કહે છે ૨૪. તે અવ્યાકૃત વગેરે દેહોમાં અન્વય તથા વ્યતિરેક વ્યા-પ્તિવડે ઈશ્વરાદિક નામના પુરૂષમાં અધિષ્ઠાન કરીને રહે છે ૨૫. તે પુરૂષને જગત્ રચવાની ઇચ્છા હોવાથી તે સગુણ બ્રહ્મની સંજ્ઞાવાળો ગણાય છે અને હરિની ઇચ્છાથી કાળ, કર્મ તથા સ્વભાવને પણ પ્રાપ્ત કરે છે ૨૬. મહાપુરૂષ જે તે પ્રધાન નામની પ્રકૃતિને વિષે તેમાં અન્વયપણે રહીને વીર્યને ધારણ કરે છે ૨૭. અને ત્રણગુણવાળા પ્રધાનમાં પુરૂષરૂપીનાથનું અધિષ્ટાન થતાં કાળે કરીને ત્રણે ગુણોમાં ક્ષોભ થાય છે ૨૮. પછી તેના સ્વભાવથી તેનું પરિણામ ઉત્પન્ન થાય છે અને તે વડે તત્વનો જન્મ થાય છે ૨૯. જ્યારે એ અવ્યાકૃત હોય છે અને કર, પાદ તથા ઇશ્વ-રનું શરીર વગેરે સ્ફુટ ન થયાં હોય ત્યારે તે ત્રણ શુદ્ધ ગુણો કહેવાય છે

૩૦. તે આત્મા અગર પુરૂષને ઇશ્વર નામથી ઓળખવામાં આવે છે અને શ્રીમદભાગવતમાં તેને વિસ્તારથી કહેવામાં આવ્યા છે ૩૧. તે શુદ્ધ સત્વાદિ ત્રણ ગુણોવાળી પ્રકૃતિ કહેવાય છે અને તે વખતે સત્વગુણદ્વારા મહતત્વનો જન્મ થયો છે ૩૨. તેને પ્રકાશરૂપ, શાંત, કુટસ્થ, જગતના અંકુરરૂપ તથા જ્ઞાન અને ક્રિયાશકિતવડે ચિત્ર તથા સૂત્રરૂપ કહેલુ છે ૩૩. શાંત અને શુદ્ધ એવો જે સત્વગુણ તે સાક્ષાત ભગવાનના પદ જેવો છે તથા વૃતિઓથી તેનું લક્ષણ અવિકારી એવું કહેલું છે ૩૪. સર્વે જીવોના પ્રાણોમાં જે પ્રાણ ઉમેરે છે તેને મહાપ્રાણ કહે છે અને તેનું સૂત્ર પણ આ જ છે ૩૫. હવે માયા, કાળ, કર્મ તથા સ્વભાવ વડે વિકાર પામીને મહતત્વમાંથી રૂદ્ર સાથે અહંકારની ઉત્પત્તિ થાય છે ૩૬. જ્ઞાનશકિત, ક્રિયાશકિત તથા દ્રવ્યશકિત એ ત્રણે પ્રકારને લીધે તેને વૈકારિક, તૈજસ, અને તામસ પણ કહેવામાં આવે છે ૩૭. તે ત્રણ પ્રકારનો અહંકાર જે તે તત્વે કરીને મહતત્વની સાથે લેતાં ઇશ્વરનું સૂત્ર નામનું બીજું શરીર કહેવાય છે ૩૮. તથા ઈશ્વર અને અવ્યાકૃત આત્મા તેનું શરીર જે તે હિરણ્ય ગર્ભ એવે નામે પણ કહેવાય છે ૩૯. અને સર્વ જીવોનાં સૂત્ર તથા કારણ શરીરો ઇશ્વરના સૂત્ર નામના શરીરોમાં લીન થાય છે ત્યારે આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી પણ તેમાં લીન થઇ જાય છે અને તેની સાથે શબ્દ, સ્પર્શ રૂપ, રસ તથા ગંધ એ પાંચે પણ લીન થાય છે ૪૦–૪૧. જ્યારે શ્રી હરીની કાળશકિત આદિથી તેમાં ક્ષોભ થાય છે તે વખતે તેમાં જે સંચિત અનાદિ કર્મોવાળા જીવો રહેલા હોય છે તે પરિપકવ દશાને પ્રાપ્ત થઇને, પોતપોતાના કર્મ પ્રમાણે અંકુરિત થઇને રહે છે ૪૩. જે રીતે અવ્યાકૃત એવો આત્મારૂપી પુરૂષ જેમ સૂત્રાત્માના યોગથી હિરણ્ય ગર્ભ એ પ્રકારની સંજ્ઞાને પામે છે તેજ પ્રમાણે હિરણ્યગર્ભ પણ વૈશ્વાનર એવી સંજ્ઞાને પામે છે. એ પ્રમાણે એકમાંથી અનંત ભેદો થાય છે ૪૫. આ બ્રહ્માંડનો સર્ગ ત્રણ ગુણથી વ્યાપ્ત એવો જે તે ત્રણ ગુણમાંથી જ કેવી રીતે ઉત્પન્ન થયો તે, હે મુનિવર ! હું તમને પ્રથમ કહું છું ૪૬.

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં જ્ઞાનના ઉપદેશમાં પુરૂષની ઉત્પત્તિનું નિરૂપણ એ એ નામે અડસઠમો અધ્યાય થયો.**

---

# અધ્યાય ૬૯ મો.

---

## પદ્મકલ્પની ઉત્પત્તિ.

**શ્રીનારાયણ મુનિ બોલ્યા**—શુદ્ધ એવા વૈકારિક અહંકારથી મનની ઉત્પત્તિ થાય છે કે જે મનમાં સંકલ્પ વિકલ્પ થવા વડે કરીને કામનો સંભવ થાય છે ૧. તે મનના ગુણો ધૈર્ય, ઉપપત્તિ, વ્યક્તિ, ભ્રાંતિ, કલ્પના, ક્ષમા, સત્વ, અસત્વ તથા શીઘ્રતા એ પ્રમાણે છે ૨. કાર્યની ઉત્પત્તિમાં સર્વ ઠેકાણે માયા, કાળ, કર્મ, સ્વભાવ તથા પુરૂષનું જોવું અને ભગવાનની ઇચ્છા એટલા હેતુઓ છે ૩. વૈકારિકમાંથી ઇંદ્રિયોના દશ દેવતા ઉત્પન્ન થયા તે દિશા, વાયુ, સૂર્ય, અગ્નિ, અશ્વિનીકુમાર, ઇન્દ્ર, ઉપેન્દ્ર, અને યમ થયા ૪. એ વિષયોના વિભાગવડે ઇંદ્રિયોના વિભાગ પણ દિગ્પાળ વગેરે દેવો જુદા જુદા કરે છે ૫. દશ ઇંદ્રિયો, બુદ્ધિ, બ્રહ્મા અને પ્રાણ તે વિકાર પામતા તૈજસ અહંકારમાંથી કાળે કરી ઉત્પન્ન થાય છે ૬. કાન, ત્વચા, જીવ્હા, નાસિકા અને નેત્ર એ જ્ઞાનેન્દ્રિયો છે અને વાણી, હસ્ત, ચરણ, ઉપસ્થ, અને વાયુ એ કર્મેન્દ્રિયો છે ૭. શ્રવણ વગેરે ક્રિયાની સિદ્ધિ કરવી એમાં શ્રોત્ર વગેરે ઇંદ્રિયોનાં કરણરૂપ લક્ષણ પ્રથક્ પ્રથક્ જાણવાં ૮. ઇંદ્રિયોનો અનુગ્રહ, શાંતિ, સંશય, નિશ્ચય, સ્મૃતિ, મિથ્યાજ્ઞાન, ધ્યાન, ચિંતા અને ધારણા એ બુદ્ધિના ગુણો છે ૯. કપિલ મતવાળા કેટલાકો તૈજસનું પૃથક્ કાર્ય ગણતા નથી અને સાત્વિક તથા તામસમાંથી જે કાર્ય ઉત્પન્ન થાય છે તેને જ તેનું કાર્ય જાણે છે ૧૦. અગાઉ કહ્યા એવા હેતુથી તામસ અહંકારમાંથી વિકાર પામી તેમાંથી શબ્દ ઉત્પન્ન થાય છે. શબ્દમાંથી શબ્દ ગુણવાળો આકાશ થાય છે ૧૧. તે વિકાર પામેલા આકાશમાંથી અગાઉ કહેલા હેતુથી સ્પર્શ ઉત્પન્ન થાય છે. એથી વાયુ સ્પર્શના અને શબ્દના ગુણવાળો અને અન્યની સાથે સંબંધવાળો થાય છે ૧૨. વળી વિકાર પામતા વાયુમાંથી રૂપ થાય છે, અને તેમાંથી પછી તેજ થાય છે અને તે પણ શબ્દ, સ્પર્શ અને રૂપના ગુણવાળું હોઇ અન્વયપણે સંબંધવાળું હોય છે ૧૩. પછી તેજમાંથી રસ, અને વિકાર પામતા તેમાંથી જળ થાય છે અને તે પણ શબ્દ, સ્પર્શ, રૂપ, તથા રસની પેઠેજ બીજામાં અન્વયપણે રહે છે ૧૪. જળમાંથી ગંધ ઉત્પન્ન થાય છે, અને તેમાંથી ગંધ ગુણવાળી પૃથ્વી થાય છે, જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસના ગુણથી યુક્ત અને બીજાની

સાથે અન્વયથી રહેલી હોય છે ૧૫. શબ્દાદિક જે ગુણો તેની પંચ તન્માત્રાઓ આમાં કહી અને આકાશાદિ મહાભૂતો પણ પાંચ કહેલા છે ૧૬. તે એક, બે, ત્રણ, ચાર અને પાંચ એ પ્રમાણેના ક્રમની સખ્યાના ગુણોવાળા –આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી છે એ સર્વેના સંમત છે ૧૭. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધનાં આ લક્ષણો છે, એટલે કે શ્રોત્ર જે કાન, ત્વક્ કહેતાં ચામડી, અક્ષિ એટલે નેત્રો, રસના એટલે જીભ અને ઘ્રાણ એટલે નાસિકાનું જેથી ગ્રહણ થાય તે ૧૮. એ દશેના બીજા નાના ગુણો પણ વ્યાસાદિએ નાના પ્રકારની યુક્તિઓનો આશ્રય કરીને કહેલા છે એ ગુણો પણ કહીએ છીએ ૧૯. પ્રાણ તથા ઇંદ્રિયોના આત્માપણે રહેવું, બહાર અને અંદર છિદ્રતા, કોઇનું આશ્રિત નહીં, અંતર શૂન્ય જેવું છે, દેખાય નહીં તેવું, વિકાર ન પામે તેવું, સામો પ્રત્યાઘાત કરે નહીં તેવું અને ભૂતપણું એ પ્રમાણે આકાશના ગુણો તેને જાણનારાઓએ કહેલા છે; હવે વાયુના ગુણો કહીએ છીએ ૨૦-૨૧. બોલવાના સ્થાનરૂપ, સ્વતંત્ર, દ્રવ્ય અને શબ્દને લઇ જવાપણું, ચલન કરવું, વ્યૂહ કરવો, પ્રાપ્ત થવું, મુકાવું, શૂરતા, બળ, તથા ઇંદ્રિયોના આત્માપણું એટલા વાયુના ગુણો કહેલા છે. ઘણીજ ધર્ષણતા, તેજ આપવું, તાપ, પકવવું, પ્રકાશ કરવો, રાગ, લઘુપણું, તિક્ષ્ણતા, ઊંચી ગતિ, ટાઢીનો નાશ, ક્ષુધા, પિપાસા, શોક, એટલા તેજના ગુણો માનેલા છે ૨૨–૨૩–૨૪. શીતતા, ભિનાશ, દ્રવ થવાપણું, ભૂમિને ભીંજવવી, તાપનો નાશ કરવો, તૃપ્તિ કરવી, સૌમ્યતા તથા સ્નેહ અને મૃદુતા તથા પમાડવું અને પ્રાણ મુકવા એ વગેરે ગુણો જળના છે; સ્થીરતા, મોટાપણું, કઠિનતા, શક્તિ તથા વસ્તુઓ ઉત્પન્ન કરવાપણું, સંહાર, ધારણ, ધૈર્ય એટલા ગુણો આકાશથી વધારે છે. વળી ભાવના કરવી તથા બ્રહ્મભાવ વગેરે ગુણો પૃથ્વીના કહ્યા છે ૨૫–૨૬–૨૭. અર્થના આશ્રયથી તથા દષ્ટલિંગથી શબ્દ અનેક પ્રકારના થાય છે. તેમજ ષડજ વગેરે સ્વરૂપથી તે સાત પ્રકારના માનેલા છે ૨૮. વાજીંત્રોનો, હાથી વગેરેનો, વૃક્ષ વગેરેનો એમ જુદા જુદા શબ્દો હોય છે. તેજ પ્રમાણે સ્પર્શ પણ અનેક પ્રકારના થાય છે ૨૯. ઉષ્ણ, શીત, સુખદુઃખકારક, ચીકણો, નિર્મળ, ખરસટ, સુંવાળો, રમ્ય, હલકો, ભારે એવા તે સ્પર્શના અનેક પ્રકાર છે ૩૦. રૂપ પણ સોળ પ્રકારનું કહેલું છેઃ શ્વેત, કૃષ્ણ, રાતું, મળીના રંગનું, પીળું, કાબરચિત્રુ, સ્થૂળ સૂક્ષ્મ, ગોળ, નાનું, દીર્ઘ, ભયંકર, કોમળ, શિથિલ, ચિકણું, ચોખંડુ એ પ્રકારે રૂપ જાણવું; રસ છ પ્રકારના કહેલા છે ૩૧-૩૨. મધુરો, ખારો, કડવો, તીખો, ખાટો અને તુરો એ પ્રમાણે રસ એક

છતાં બીજાના સંસર્ગથી અનેક પ્રકારનો માનેલો છે ૩૩. ગંધ પણ બીજા દ્રવ્યના સંસર્ગને લીધે અનેક પ્રકારનો માનેલો છે; તે ઇષ્ટ, અનિષ્ટ, મધુર, અતિ સુગંધી દ્રવ્યનો, સમધારણ, કડવો, ચિકણો, લુખ્ખો, પહોળો, શાંત, ઉગ્ર, ખાટો વગેરે છે, એ પ્રકારે મુનિયો અનેક યુક્તિથી લક્ષણો કહે છે ૩૪–૩૫. પંચભૂત, દશ ઇંદ્રિયો, પાંચ તન્માત્રા, મન, બુદ્ધિ, અહંકાર, અને ચિત્ત એ પ્રકૃતિના ગુણો છે અને તે ચોવિસનો સમૂહ છે ૩૬. હે મુને! એ જડ તત્ત્વો, શ્રીહરિની શક્તિ વિના બ્રહ્માંડ સૃજવાને અશક્ત હોવાથી તે શ્રીહરિ પોતાના જ એ અંશવડે બ્રહ્માંડને સૃજતા હવા ૩૭. એ પ્રમાણે જે બ્રહ્માંડ જલ વગેરે એકેકથી દશગણાં છ આવરણથી વીંટાયેલું છે તે બહારથી પ્રધાનના આવરણવાળું છે ૩૮. અનેક બ્રહ્માંડના આશ્રયરૂપ અને મહાપુરૂપના દેહમાંથી ઉત્પન્ન થયેલા એવા જળમાં એ બ્રહ્માંડ, સુવર્ણના ગોળા સરખા પ્રકાશવાળું ચિરકાળ સુધી શયન કરે છે ૩૯. કાળે કરીને હરિની ઇચ્છાથી તે બ્રહ્માંડમાં વિશ્વના આત્મારૂપ એવો મહાપુરૂપ જે તે માયાની વિક્ષેપશક્તિ સહ થઇને ઉઠે છે ૪૦. ડાહ્યા પુરૂષો તે મહાપુરૂપની કેડ નીચેના ભાગને સાત અને જઘનથી ઉપરના ભાગને સાત લોક કલ્પે છે ૪૧. વળી જે મહાપુરૂષ પાદ વગેરે પોતાનાં અવયવો વડે પાતાળ વગેરે લોકોને ધારણ કરીને પણ પોતે પાછા પૃથક રહે છે ૪૨. પોતાના નિવાસ માટે ગર્ભોદક સંજ્ઞાવાળા આકાશને સૃજીને તે હજાર મસ્તકવાળા પુરૂષ જીવાત્માઓની સાથે સુઇ જાય છે ૪૩. એ જળમાં સુતેલો એ વિરાટ દેહ એક હજાર વર્ષે, સર્વે જીવોનો હિતસ્વી એવો સંપૂર્ણ અંગવાળો થાય છે ૪૪. તેની ઈંદ્રિયો સ્પષ્ટ થતાં તેના દેવતાઓ તે ઈંદ્રિયોની સાથે પ્રકટ પણે રહે છે ૪૫. એ વૈરાટ પુરૂષ પણ સામાન્ય રિતે ત્રણ પ્રકારના છે: આધ્યાત્મિક, આધિદૈવ અને આધિભૌતિક ૪૬. ઇંદ્રિયોમાં રહેલો જે અધ્યાત્મ તેને આધ્યાત્મિક પુરૂષ કહેવાય છે અને દેવતાઓમાં જે અધ્યાત્મ છે તે આધિદૈવ કહેવાય છે ૪૭. અને ઇંદ્રિયોના ગોલકમાં જે અધિભુત તે આધિભૌતિક કહેવાય; તે ત્રણમાંથી એકનો પણ અભાવ હોય તો ક્રિયા થઇ શકતી નથી ૪૮. અને પોતે તો ક્ષેત્રજ્ઞરૂપે વિશેષપણે જુદાજ રહે છે તે સત્વગુણના આત્મા, અક્ષર, રૂપવિનાના, અભેદ્ય અને ઈંદ્રિયોથી ગ્રહણ ન થાય તેવા છે ૪૯. એ વિરાટદેહના અભિમાની અને સર્વજ્ઞ એવા ઇશ્વર મહાપ્રાણ સાથે અધ્યાત્મ વગેરે ત્રણેને ધારણ કરીને રહેલા છે ૫૦. ચાર યુગની એક એવી હજાર ચોકડીને દિવસ કહે છે અને તેટલીજ રાત્રી

તેને વૈરાટપુરૂષોનો કલ્પ કહેવાય છે ૫૧. કાળ, કર્મ, અને સ્વભાવ વડે તથા માયા અને હરિની ઇચ્છાથી, પ્રેરણા કરેલા એ પુરૂષમાંથી મહાન્ સૃષ્ટિ થાય છે ૫૨. ઇંદ્રિયો, વિષયો તથા દેવો સાથે દેવ, અસુર તથા મનુષ્ય વગેરે જીવકોટિયો વૈરાટ પુરૂષમાથી અવતરે છે ૫૩. રાજસ એવા વૈરાટ પુરૂષના અંગમાંથી દર કલ્પે વિશ્વના સૃજનારાઓના પતિ એવા જગત્ સૃષ્ટા બ્રહ્મા ઉત્પન્ન થાય છે ૫૪. તે પ્રજાપતિ જે તે પ્રજાને સૃજવાની ઇચ્છાથી સમાધિને પામીને પોતાના જ અંગમાં જીવો તથા બીજા લોકોને સૃજે છે ૫૫. તે બ્રહ્મા પોતાના અંગમાંથી જેવી સૃષ્ટિ કરવાનું ચિંતવે છે તે જ પ્રમાણે તેમાંથી સૃષ્ટિ થાય છે ૫૬. એ વૈરાટ પુરૂષના ગોલકરૂપ આકાશમાં પાતાલ વગેરેથી તે સત્યલોક સુધીના તમામ દેહધારી જીવો રહેલા છે ૫૭. કયારેક વળી લોકોના આશ્રયવાળું એવું અને જે સ્વયંભુ એવા બ્રહ્માનું જન્મસ્થાન એવું કમળ વૈરાટ પુરૂષના જઠરના આકાશમાં નાભિમાંથી ઉદ્ભવે છે ૫૮. જીવ સાથે બધા લોકો બ્રહ્માથી સૃજાએલા એવા, તે વિશાળ કમળમાં વસે છે, ત્યારે તેને હે સાધુવર્ય ! પુરાણમાં પદ્મકલ્પ કહેલો છે ૫૯.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં જ્ઞાનના ઉપદેશમાં અહંકારના સર્ગનાં લક્ષણોનું નિરૂપણ કર્યું એ નામે અગનોતેરમો અધ્યાય થયો ૬૯.**

---

## અધ્યાય ૭૦ મો.

---

### પ્રાણ, ઇંદ્રિય, અવસ્થા અને ગુણોનાં લક્ષણો.

શ્રી નારાયણ મુનિ કહે છે—સ્થાવર તથા જંગમ જીવો અને તેમનાં સ્થાનો તથા વૃત્તિઓ સર્ગ કાળે વૈરાજ બ્રહ્મામાંથી ઉત્પન્ન થાય છે ૧. પહેલાંની સૃષ્ટિમાં જે જીવો જે જે કર્મોને પામેલા તેજ કર્મોને ફરી ફરીથી સૃજાતિ વખતે પણ પામે છે ૨. દુષ્કૃત અગર સુકૃત અગર બન્નેનું મિશ્રણ એવું અને ત્રણે ગુણવાળું અને ભોગવતાં બાકી રહેલું જે કર્મ તેને જ એ પ્રથમ પામે છે ૩. તે તે કર્મને અનુસારે દેહ, બુદ્ધિ તથા જીવિકા અને સ્થાનને પામે છે અને તે જ તેને રૂચે છે, તેમાં સંશય નથી ૪. આ પ્રમાણે કર્મને વશ થયેલા જીવો ફરીને કર્મો કરે છે અને એમના જે સ્થૂલ દેહો

છે તે પંચ મહાભૂતવાળા જાણવા ૫. હરિની ઈચ્છાથી પાચ ભૂતો પરસ્પર મળીને તેમાંથી જે દેહો થાય તે સર્વે શરીરોમાં, પ્રધાનપણે તો એક જ મહાભૂત હોય છે, જ્યારે બીજાં ચાર ભૂતો ગૌણપણે હોય છે ૭. જેમાં પૃથ્વી તત્વ પ્રધાન હોય તેમાં બીજા ચાર ભૂતો–જળ, તેજ, વાયુ અને આકાશ એ અવ્યક્ત હોય છે: ૮. જેમાં જળતત્ત્વ પ્રધાન હોય છે તેમાં બીજાં ચાર તત્ત્વો પૃથ્વી, તેજ, વાયુ અને આકાશ અવ્યક્તપણે હોય છે ૯. જેમાં તેજ તત્ત્વ પ્રધાન હોય તેમાં બીજાં ચાર તત્ત્વો–પૃથ્વી, જળ, વાયુ અને આકાશ અવ્યક્ત હોય છે ૧૦. જેમાં વાયુ તત્ત્વ પ્રધાન હોય છે તેમાં બીજાં ચાર તત્ત્વો–પૃથ્વી, જળ, તેજ અને આકાશ અવ્યક્ત પણે હોય છે ૧૧. જેમાં આકાશ તત્ત્વ પ્રધાન હોય છે તેમા બીજાં ચાર તત્ત્વો–પૃથ્વી, પાણી, તેજ અને વાયુ અવ્યકતપણે હોય છે ૧૨. જીવોના જેવા દેહ હોય છે તેવા જ લોકોને તે પામે છે અને તેમના ભોગ પણ એવા હોય છે ૧૩. જે જીવોના દેહ પૃથ્વી તત્ત્વવાળા છે તે સ્થાવર અગર જંગમમાં રહે છે અને જે જળપ્રધાન દેહ વાળા જીવો છે તે જળમાં રહે છે ૧૪. જે દેહો દેવલોકમાં છે તેમના દેહો તેજ પ્રધાન છે અને વાયુ પ્રધાન દેહોવાળા વાયુલોકમાં રહે છે ૧૫. આકાશ તત્ત્વ પ્રધાનવાળા જીવો આકાશમાં ભમે છે; જેવાં જેનાં કર્મ હોય છે તેને તેવા દેહોની પ્રાપ્તિ થાય છે ૧૬. પરસ્પર મિશ્ર થયેલા ભૂતોના વિકારો પણ પાંચ પાંચ પ્રકારના છે અને પાંચભૌતિક દેહોમાં તે સર્વે વિકારો યુક્તિથી જાણવા ૧૭. તેમાં પૃથ્વીના પાંચ પ્રકાર ત્વક્, માંસ, મજ્જા, હાડકાં, અને સ્નાયુ; ૧૮ જળના લીંટ, પિત્ત, વસા, પરસેવો અને લોહી; તેજના નેત્ર, ક્રોધ, જઠર, વીર્ય અને ગરમી; વાયુના પ્રાણ, અપાન, વ્યાન, દાન અને સમાન એ પાંચ ૧૯. આકાશના કાન, નાસિકા, મુખ, કોષ્ટ અને હૃદય એ પાંચ; એ પ્રમાણે દેહને વિષે ભૂતોના પચીસ વિકારો હોય છે ૨૦. આ સ્થૂલ સંજ્ઞાવાળો દેહ મળમૂત્રવાળો, અપવિત્ર છે અને જીવસત્તાના સંબંધથી તેમાં જીવોને પ્રેમ થાય છે ૨૧. સ્થૂળ દેહમાં જીવનું કલેવર છે અને પ્રાણ, ઇંદ્રિય, મન અને બુદ્ધિ એના સમૂહને સૂક્ષ્મ દેહ કહે છે ૨૨. એક એક પ્રાણ પણ વૃત્તિના ભેદથી પાંચ પ્રકારનો નિશ્ચે કહેવાય છે તે પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ નામોથી ૨૩. નાગ, કૂર્મ કૃકલ, દેવદત્ત, ધનંજય અને તેના સંગથી બીજા પણ ભેદો તેના છે ૨૪. હૃદયમાં પ્રાણ, ગુદામાં અપાન, સમાન નાભિમાં, ઉદાન કંઠ દેશમાં અને વ્યાન સર્વે શરીરમાં વ્યાપેલો છે ૨૫. પ્રાણ ઊંચે ગતિકરનાર છે કહ્યો છે; અપાન નીચે ગતિ કર-

નારુ છે: જમેલું અન્ન અને પીધેલું પાણી તેને સમધારણ કરનાર સમાન માન્યો છે ૨૬. ઉદાન ઓડકાર કરાવનાર, વ્યાન બધા શરીરમાં ચેષ્ટા કરાવનાર, નાગ જે તે ઉદ્દગાર કરાવનાર અને કૂર્મ તે મેળાપ કરાવનાર છે ૨૭. દેવદત્ત પ્રાણને વિષે માનેલો છે, અપાનમાં કૃકલ છે, ધનંજય સમાનમાં છે, અને કૂર્મ એ વ્યાનમાં રહેલો છે ૨૯. ઉદાનમાં નાગ અંદર રહેલો છે એમ પ્રાણ પણ પાંચ પ્રકારના છે: ઈંદ્રિયો દશ કહેલી છે તેનાં લક્ષણો પણ હવે કહું છું ૩૦. જેનાથી સાંભળવામાં આવે તે કાન, જેનાથી સ્પર્શ થાય તે ત્વચા, જેનાથી જોવાય તે નેત્ર, જેનાથી રસ ચટાય તે જીવ્હા ૩૧. જેનાથી સુંઘાય તે નાસિકા. અને જેનાથી બોલાય તે વાણી, જેનાથી ગ્રહણ કરાય તે હાથ, અને જેનાથી ચલાય તે પગ ૩૨. જેનાથી મળનું વિસર્જન થાય તે ગુદા, જેનાથી લઘુશંકા થાય તે મેઢ્ઇંદ્રિ. એ દશ બાહ્ય ઈંદ્રિઓ કહી ૩૩. મન અને બુદ્ધિને આંતર ઈંદ્રિયો કહી છે તેજ પ્રમાણે અહંકાર તથા ચિત્તને પણ આંતર ઈંદ્રિ કહે છે ૩૪. કેટલાક પંડિતો મન અને બુદ્ધિનો અભેદ કહે છે મન વડે જીવ સંશય કરે છે અને બુદ્ધિથી નિશ્ચય કરે છે ૩૫. બુદ્ધિને વિષે મન અને ચિત્તમાં અહંકાર અંતર્ગત છે એમ જાણવું; અહંકારથી અહંપણું અને અને ચિત્તથી ચેતનપણું પ્રાપ્ત થાય છે ૩૬. એ પ્રમાણે સૂક્ષ્મ શરીર કહ્યું; સ્થૂળ અને સૂક્ષ્મ શરીરને પરસ્પરનો આશ્રય છે અને સૂક્ષ્મ શરીરની અંદર કારણ શરીર રહેલું છે ૩૭. તે કારણ શરીર અવિદ્યામય અને સંચિત કર્મોથી બીજ ઉપરના ફોતરાની પેઠે જીવે તેને ધારણ કરેલું છે ૩૮. જેવી રીતે પૃથ્વી અને ગંધમાં જુદાપણાનો ભાવ નથી તેજ પ્રમાણે જીવ અને કારણ શરીરની જુદી સ્થિતિ નથી ૩૯. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એના મિશ્ર ગુણવાળી એવી અવસ્થા ગુણોના સંકરપણાથી પરસ્પર મિશ્ર થયેલી છે ૪૦. વૈરાજ પુરૂષમાં રહેલી અવસ્થાનું કાર્ય અને સત્વગુણમય અને નેત્રોમાં રહેલી અવસ્થા તેને જાગ્રત નામથી કહી છે ૪૧. સ્થૂળ દેહના અભિમાનથી વિશ્વ સંજ્ઞાવાળો આત્મા બાહ્ય તથા આંતર ઇંદ્રિયો વડે જેમાં યથાર્થ રીતે શબ્દાદિ બાહ્ય વિષયનો ભોગ પૂર્વનાં કર્મોને અનુસરીને કરે તેને સત્વપ્રધાન એવી જાગ્રત અવસ્થા કહે છે ૪૨–૪૩. તેમાં જો જીવ ભ્રાંતિ વડે કરીને બરાબર જાણ્યા વિના વિષયોને ભોગવે તો તે, રજોગુણપ્રધાન અને સત્વગુણવાળી જાગ્રતમાંની સ્વપ્ન અવસ્થા કહેવાય છે ૪૪. શબ્દાદિ વિષયોને ભોગવતો છતાં પણ જાગૃતમાં જો શોક, શ્રમ વગેરે અવિવેકને લીધે ન જાણે તો તે તમોગુણ પ્રધાન અને સત્વ ગુણવાળી જાગૃતમાં સુષુપ્તિ અવસ્થા ગણાય; હે મુને ! જાગૃત અવસ્થાનાં કર્મોનું ફળ આપનાર વૈશ્વાનર છે ૪૫–૪૬. બ્રહ્મવિદ્યાના

અભ્યાસથી અને સચ્છાસ્ત્રના પ્રસંગથી એના એ ત્રણ ભેદનું જ્ઞાન જેનાથી જાણી શકાય તેને તુર્યપદ કહે છે ૪૭. એ ત્રણ ત્રણ ભેદવાળી જે અવસ્થા ઓ તેમાં ગુણોની જે પ્રધાનતા તે કહી; હવે તેના જેવા કર્માનુસારે તે કહેવાય છે ૪૮. હિરણ્ય ગર્ભની ઉત્પત્તિ અવસ્થાનું જે કાર્ય છે તેની સ્થિતિ ગળામાં છે અને તેની અવસ્થા રજોગુણવાળી અને તે સ્વપ્ન સંજ્ઞાવાળી છે ૪૯. આત્માની અવસ્થા સૂક્ષ્મદેહના અભિમાન વડે તૈજસ નામની કહેવાય છે અને તેને પૂર્વ કર્મોને અનુસરીને વિનાશ, સ્થિરતા અને ભોગની પ્રાપ્તિ થાય છે ૫૦. ઇંદ્રિયો, મન તથા બુદ્ધિવડે જેમાં પ્રિય તથા અપ્રિય જણાય તેને રજોગુણપ્રધાન એવું સ્વપ્ન કહેછે ૫૧. જાગૃત અવસ્થાની પેઠે જ્યારે સ્વપ્નમાં પણ શબ્દાદિ વિષયોને જીવ વિવેક વડે જાણીને ભોગવે છે તેને સત્વગુણ પ્રધાન અને રજોગુણવાળી એવી સ્વપ્નમાં જાગૃત અવસ્થા કહે છે; સ્વપ્નના ભોગોને ભોગવવા છતાં પણ જે જડતાને લીધે તે ભોગો નથી જણાતા તેને તમોપ્રધાન અને રજોગુણ વાળી એવી સ્વપ્નમાં સુષુપ્તિ અવસ્થા કહે છે. સ્વપ્નમાં કર્મોનું ફળ આપનાર હિરણ્યગર્ભ છે ૫૨–૫૩–૫૪. એ પ્રમાણે ત્રણ ભેદવાળું જ્ઞાન જેના વડે ડાહ્યા પુરૂષોને થાય તેને તુરીય પદ કહેલું છે, જે સદાય પ્રકાશક છે ૫૫. ઇશ્વરની પ્રલય અવસ્થાનું કાર્ય તમોપ્રધાન અને જે હૃદય સ્થાનમાં રહેલી છે તે અવસ્થાને સુષુપ્તિ કહેછે ૫૬. બાહ્ય અને આંતર ઇંદ્રિયોની વૃત્તિઓ, તથા ભોગવવાની વાસના, તથા જ્ઞાતાપણું અને કર્ત્તાપણું કારણ દેહમાં લીન થાય છે ૫૭. હે મુને ! તે અભિમાનવાળા પ્રાજ્ઞનું, સગુણ બ્રહ્મના સુખલેશમાં અતિશે લીનપણું થાય ત્યારે તેને તમો ગુણવાળી સુષુપ્તિ કહે છે ૫૮. કર્મના સંસ્કાર વડે કરીને જેમાં કર્ત્તાની વૃત્તિનું ઉત્થાન થાય તેને રજોગુણ પ્રધાન અને તમોગુણવાળી એવી સુષુપ્તિમાં સ્વપ્નાવસ્થા માનેલી છે ૫૯. જાગૃત તથા સ્વપ્નની વ્યથા અને તાપને ફરી શમાવે તથા કર્તાની વૃત્તિનું સુષુપ્તિમાં જે પ્રતિલોમપણું જે અવસ્થામાં થાય તેને સુષુપ્તિમાં સત્વગુણ પ્રધાન અને તમોગુણ વાળી એવી જાગ્રત અવસ્થા કહે છે; આ સુષુપ્તિમાં કર્મોનું ફળ આપનાર ઇશ્વર મનાય છે ૬૦–૬૧. એ પ્રમાણે ત્રણ ભેદનું જ્ઞાન ડાહ્યા પુરૂષને જેનાથી થાય તેને તુરીય પદ કહેલું છે અને તે સૂક્ષ્મ દષ્ટિથી જાણવું ૬૨. ત્રણ ગુણવાળી અવસ્થાના મૂળભૂત જે ત્રણ ગુણો સત્વ, રજ અને તમસ તે પણ તેનાં લક્ષણોથી જાણવા ૬૩. સત્વગુણમાં અતિશય આનંદ, પ્રકાશ, સુખ સંગીપણું, આરોગ્ય, સંતોષ, શ્રદ્ધા, અકૃપણતા, અસંરભ, ક્ષમા, ધૃતિ, અહિંસા, સમતા,

અસત્ય કહેવું નહીં તે, મૃદુતા, લજ્જા, અચપળતા, શૌચ, કોમળતા, આચાર, રસલોલુપતા નહી, હૃદયમાં સંભ્રમ નહીં, ઇષ્ટ અનિષ્ટ તથા તેના મિશ્રવાળાં કૃત્યોનો વિવેક દાન આપી અનુગ્રહ કરવો, નિસ્પૃહતા, પરોપકાર વૃત્તિ, સર્વે ભૂત પ્રાણી માત્રમાં દયા એ બધા સત્વગુણના ગુણો છે ૬૪-૬૫-૬૬-૬૭. નાના પ્રકારના રસની ઇચ્છા અસ્થિરતા, રૂપ, ઐશ્વર્ય, કજીયો, વૈરાગ્ય, નહીં, કરૂણા વિનાનું, સુખ તથા દુ:ખનું સેવન કરવું, બીજાના ઉપર અપવાદ ચડાવવામાં પ્રીતિ તથા વિવાદનું સેવન, અહંકાર, અસત્કાર, ચિંતા તથા વૈરનું સેવન, પરિતાપનું હરણ, લજ્જાનો નાશ તથા કોમળતા નહીં, ભેદ, કઠોરતા, હિંસા, કામ, ક્રોધ, તથા મદ, અક્ષમા, મશ્કરી, અસંતોષ, હર્ષ એટલા રજોગુણના ગુણો છે. હવે તમોગુણના ગુણો કહીએ છીએ ૬૮-૬૯-૭૦-૭૧. તામિસ્ર, અંધતામિસ્ર, તમોગુણ, મોહ, મહાતમોગુણ, કાર્ય અને અકાર્યનો વિવેક નહીં, પ્રમાદ, તથા વ્યથાનો ભય, અસમૃદ્ધિ, દીનતા, શોક, તંદ્રા, વિષાદ, સુગંધીવાસમાં, વિહારમાં, પુષ્પની શય્યામાં, દિવસે સુવામાં, અતિશે નિદ્રા કરવામાં તથા વાદ નહિં કરવામાં રૂચિ; તથા નૃત્ય, વાજીંત્ર ગીતમાં અજ્ઞાનથી શ્રદ્ધા અને વિશેષ ધર્મોવાળાનો દ્વેષ એટલા તમોગુણના ગુણો છે, એ પ્રકારે ત્રણે ગુણો લક્ષણવડે કરીને જુદા જુદા જાણવા. ૭૨-૭૩-૭૪-૭૫. સ્થૂળાદિ ત્રણ દેહ તથા અધ્યાત્મ અને અધિદેવતા તથા તેના ગુણો અને અવસ્થા એટલાને ક્ષેત્ર કહેલું છે ૭૬. જે એ ક્ષેત્રને જાણે છે તે સત્વગુણનો આત્મા અને ક્ષેત્રજ્ઞ કહેવાય છે અને સામાન્ય સત્તાથી તે સર્વે દેહમાં વ્યાપીને રહેલો છે ૭૭. વિશેષ સત્તાએ કરીને તો તે ક્ષેત્રજ્ઞ હૃદયમાં રહેલો છે તે રત્નદીપના જેવો પ્રકાશમાન અને જ્ઞાતા તથા અણુ જેવો સુક્ષ્મ અને નિશ્ચલ છે ૭૮. હે શુદ્ધબુદ્ધિવાળા મેં આત્માને, ક્ષેત્રજ્ઞ પણાથી કહ્યો હવે તેના સ્વરૂપને સારી રીતે જાણવા માટે અધ્યાત્માદિ જે મોક્ષધર્મમાં ભેદ કહેલા છે તે કહું છું તે સાંભળો ૭૯.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્રરૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં જ્ઞાનના ઉપદેશમાં પ્રાણ, ઇંદ્રિયો, અવસ્થા અને ગુણોનાં લક્ષણનું નિરૂપણ કર્યું એ નામે સીત્તેરમો અધ્યાય થયો ૭૦.**

# અધ્યાય ૭૧ મો.

---

## અધ્યાત્મ વગેરે વિભાગો.

શ્રી નારાયણમુનિ કહે છે–શ્રોત્રને અધ્યાત્મ એમ કહે છે અને તેના દિગપાળ દેવતાને અધિદૈવ કહે છે અને જે સાંભળવાનું તેને અધિભૂત કહે છે એ બધાવડે પુરૂષ સાંભળે છે ૧. ત્વક્ કહેતાં ત્વચા અધ્યાત્મ છે, તેના વાયુ તે અધિદેવતા અને સ્પર્શ તે અધિભૂત છે તે વડે પુરૂષ સ્પર્શ કરે છે ૨. નેત્ર અધ્યાત્મ છે, સૂર્ય તેના અધિદેવતા છે અને જોવાનું તે અધિભૂત છે તે વડે પુરૂપ જુએ છે ૩. જીહ્વા અધ્યાત્મ છે, વરૂણ તેના અધિદેવતા છે અને રસ તેનો અધિભૂત છે તે વડે પુરૂષને રસની પ્રાપ્તિ થાય છે ૪. ઘ્રાણ જે નાસિકા તે અધ્યાત્મ છે, અશ્વિનીકુમારો તેના દેવતા છે અને સુઘવાનું તે અધિભૂત છે તે વડે પુરૂષ સુંઘે છે ૫. વાણીને અધ્યાત્મ કહી છે, અગ્નિ તેના અધિદેવતા છે અને બોલવાનું તેને અધિભૂત કહે છે તે વડે પુરૂપ બોલે છે ૬. હાથ તે અધ્યાત્મ છે, ઇંદ્ર તેના અધિદેવતા અને ગ્રહણ કરવું તે અધિભૂત છે તે વડે પુરૂષ ગ્રહણ કરે છે ૭. પગ અધ્યાત્મ છે, વિષ્ણુ તેના અધિદેવતા છે અને જોવાનું તે અધિભૂત છે તે વડે પુરૂષ ચાલે છે ૮. ગુદા તે અધ્યાત્મ છે, તેના અધિદેવતા યમરાજ છે અને મળનો ત્યાગ તે અધિભૂત છે તે વડે પુરૂષ મળત્યાગ કરે છે ૯. ઉપસ્થ ઇંદ્રિ, અધ્યાત્મ કહી છે, પ્રજાપતિ તેના અધિદેવતા છે અને આનંદ એ એનું અધિભૂત છે તે વડે પુરૂષ મૈથુન ભોગવે છે ૧૦. મન એ અધ્યાત્મ છે, ચંદ્ર તેમા અધિદેવતા છે અને માનવાનું તે અધિભૂત છે અને પુરૂષ તે વડે મનન કરે છે ૧૧. બુદ્ધિ અધ્યાત્મ છે, બ્રહ્મા તેના અધિદેવતા છે, તેનું અધિભૂત નિશ્ચય કરવાનું તે છે તે વડે નિશ્ચય કરાય છે ૧૨. અહંકાર એ અધ્યાત્મ છે, રૂદ્ર તેના અધિદેવતા છે અને અભિમાન તેનું અધિભૂત છે તે વડે પુરૂષ અહંપણાનો નિશ્ચય કરે છે ૧૩. ચિત્ત એ અધ્યાત્મ છે, ક્ષેત્રજ્ઞ તેના અધિદેવતા છે, અને ચિંતન કરવું તે અધિભૂત તે વડે ચિંતન કરાય છે ૧૪. અધ્યાત્મ વગેરે વિભાગ અહીં સ્પષ્ટ રિતે કહેવામાં આવ્યા તેમાં બેને કરણ અને ત્રીજાને કર્મ સમજવું ૧૫. તે ત્રણમાંથી એકનો પણ અભાવ હોય તો ક્રિયા થઈ શકતી નથી, તો પણ તે આત્મા ચિદ્રૂપે પોતે તેમનાથી પૃથક્ રહેલો છે ખરો ૧૬. આ

ક્ષેત્રજ્ઞ જીવરૂપે હૃદયાકાશમાં પ્રકાશે યુક્ત વિશેષ સત્તાએ કરીને રહે છે અને સામાન્ય સત્તાએ કરીને આખા શરીરમાં વ્યાપીને રહે છે ૧૭. ઇંદ્રિયોથી તેના વિષયો પર છે અને મન, વિષયોથી પણ પર છે, મનથી બુદ્ધિ પર છે, અને બુદ્ધિથી પણ પર એ જીવાત્મા છે ૧૮. દેવતાઓએ પ્રકાશ કરેલા વિષયો મેં મારી ઇંદ્રિયો વડે ભોગવ્યા એ પ્રમાણે અંતઃકરણમાં જે જાણે છે અને તે મુજબ કહે છે તેજ તે પોતે છે ૧૯. આ પ્રમાણે જીવનું સ્વરૂપ પૃથક્ પૃથક્ જેનાથી સત્ તથા અસત્ યથાયોગ્ય સમજાય એવું સાંખ્યજ્ઞાન કહ્યું છે ૨૦. જ્યાં સુધી એ જ્ઞાન વડે ત્રણ શરીરથી ભિન્ન એવા પોતાના આત્મસ્વરૂપને પુરૂષ નથી જાણતો ત્યાં સુધી હે સાધો ! માયાવડે બદ્ધ થઇને ફરી ફરી દુઃખરૂપી સંસારને પામે છે ૨૧.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં જ્ઞાનના ઉપદેશમાં અધ્યાત્મ વગેરે વિભાગોનુ નિરૂપણ કર્યું એ નામે ઇકોતેરમો અધ્યાય થયો ૭૧.**

---

## અધ્યાય ૭૨ મો.

---

### સાંખ્ય સિદ્ધાંત નિરૂપણ.

શ્રીનારાયણમુનિ કહે છે—એ સાંખ્ય જ્ઞાનવડે કારણ વગેરે શરીરોથી પોતાના આત્માને પૃથક્ જાણવો અને ઇશ્વરને અવ્યાકૃત વગેરે દેહોથી પૃથક્ જાણવા ૧. પછી તાદાત્મ્યપણે પોતાની બ્રહ્મની સાથે ઐક્યની ભાવના કરવી અને પછી પુરૂષે બ્રહ્મરૂપ થઈ વાસુદેવનું ભજન કરવું ૨. વર્ણ અને આશ્રમને ઉચિત એવો ધર્મ, પોતાના અધિકારને અનુસરીને જ્યાં સુધી દેહની સ્મૃતિ રહે ત્યાં સુધી પાળતા થકા વાસુદેવને સદા ભજવા ૩. વર્ણ તથા આશ્રમના તથા બીજાઓના તથા સ્ત્રીઓના બધા ધર્મો ધર્મશાસ્ત્રમાં કહેલા છે તેમાંથી જાણવા ૪. વાસુદેવ ભગવાન સાક્ષાત્ નારાયણ પ્રભુ જે તે મુમુક્ષુઓએ ઉપાસના કરવા યોગ્ય છે, બીજા નહી એમ નિશ્ચય જાણો ૫. તે દેવના પણ દેવ છે, સુવર્ણના સરખી કાંતિ વાળા, સમગ્ર સૌંદર્યના ધામ રૂપ જેવી જેમની મુર્તિ છે, તેમના એક એક અંગમાં કોટિ કોટિ ચંદ્રના પ્રકાશ સરખી ઉજ્જળ કાન્તિના સમૂહ, સદા કિશોર અવસ્થાવાળા, અતિરમણીય, પીતાંબર ધારણ કરેલા, દિશાઓમાં

સુગંધીને પ્રસારનારા, એ હાથથી મુખ આગળ મોરલીને ધારણ કરીને સંગીત ગાનારા અને ઝાંઝરવડે જેમનાં ચરણ શોભી રહેલા છે ૭. તથા મુકુટ, માળા, કડાં તથા બાજુબંધ વગેરે ધરેણાંઓથી શોભાયમાન તથા ચંદ્રના સરખા મુખવાળા, શ્રી વત્સ અને લક્ષ્મીના ચિન્હવાળા, વિશાળ ઉરૂસ્થળવાળા, કમળની પાંખડી જેવાં સુદર નેત્રોવાળા તથા બહુ મૂલ્ય વાળાં વસ્ત્ર અને ધરેણાં તથા પુષ્પના હાર તથા કેસરચંદન વગેરે વડે રાધિકાજી તથા લક્ષ્મીજીએ જેમનું પૂજન કરેલું છે એવા તથા પોતાના ભક્તોને કરૂણાથી ભીની એવી દૃષ્ટિથી જોતા અને સ્મીત હાસ્ય કરતા, કમળ સરખા મુખવાળા એવા શ્રી વાસુદેવ ભગવાનનું, મુમુક્ષુઓએ પોતાના હૃદય કમળમાં ધ્યાન કરવું યોગ્ય છે ૮–૯–૧૦. હૃદયમાં તેમની માનસી પૂજા પુરાણમાં કહેલા અનેક પ્રકારના શુભ ઉપચારોવડે કરવી ૧૧. પુરૂષે તેમની પ્રતિમા હૃદયમાં ધ્યાન કરતાં તેમાં ભગવાનનું આવાહન કરવું અને મળી શકે તેવા જાણીતા ઉપચારોથી તેમને પૂજવા ૧૨. પૂજન કરીને પછી પૂજકે સ્વસ્થ ચિત્ત થઇને હૃદયમાં હરિનું ધ્યાન કરી અષ્ટાક્ષરના કૃષ્ણમંત્રનો જપ યથાશક્તિ કરવો ૧૩. શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણ-સેવન, અર્ચન, વંદન, દાસપણું, સખાપણું, આત્મનિવેદન એ નવપ્રકારથી જે પુરૂષ આદરવડે ભગવાનની સેવા કરે છે તેને સ્વામીનારાયણ પ્રભુમાં ગાઢ પ્રેમ થાય છે ૧૪–૧૫. તે પુરૂષનાં પ્રાણઇંદ્રિય. મન તથા બુદ્ધિનો નિરોધ ભગવાનમાં થાય છે અને પછી તે સર્વે સ્થળે ભગવાનને જ જુએ છે ૧૬. પછી તે પોતાને બ્રહ્મરૂપ, અખંડ, શુદ્ધ તથા અક્ષર સ્વરૂપ, દેખે છે અને તેમાં વિલાસ કરતા એવા પ્રભુને જુએ છે ૧૭. જેવી રીતે પૃથ્વી આદિક તત્વોનો આધાર આકાશ છે તેજ પ્રમાણે જીવ, ઇશ, પ્રકૃતિ તથા પુરૂષ એમનો આધાર પણ એ અક્ષર છે ૧૮. સર્વના આધાર રૂપ એવા તે અક્ષર બ્રહ્મને વિષે, તેના પણ આધાર એવા અને દિવ્યમૂર્તિ શ્રી પુરૂષોત્તમ ભગવાન રહે છે ૧૯. તે ભક્ત જે તે પોતાના સ્વરૂપને જેમ છે તેમ એવું જ્યોતિરૂપ જુએ છે અને તે ભક્ત બ્રહ્મરૂપ થકો તે ભગવાનનું ભજન કરે છે તથા તેમને જુએ છે ૨૦. એને સાંખ્ય જાણનારાઓએ પરાભક્તિ કહી છે અને ગીતામાં પણ કૃષ્ણે અર્જુન પ્રત્યે એ જ અર્થ કહેલો છે ૨૧. તેમાં કહ્યું છે કે બ્રહ્મ થયેલો તથા પ્રસન્ન છે આત્મા જેનો એવો તે શોક કરતો નથી અને કશાની ઇચ્છા કરતો નથી અને સર્વે પ્રાણિ માત્ર તરફ સમાન ભાવે વર્તે છે અને મારી પરાભક્તિને પામે છે ૨૨. જે પરાભ-

ક્તિવડેજ ત્રણ ગુણોથી પર એવી સ્થિતિ થાય છે તથા પુરૂષને સર્વે રીતે શાંતિ પણ થાય છે તે જ ભક્તિનો બુદ્ધિમાને આશ્રય કરવો ૨૩. મેં સાંખ્ય શાસ્ત્રના ગુઢ અર્થનું ઉદ્ઘાટન કરીને તે બતાવ્યો છે બીજાઓ તો તે જાણ્યા વિના તે સિદ્ધાંતને બીજી રીતે કહે છે ૨૪. તે જીવ અને પર બ્રહ્મને ખરો અભેદ છે એમ કહે છે અને પોતે જ વાસુદેવ બનીને પછી મરજીમાં આવે એવી ક્રિયાઓ કરે છે ૨૫. 'એકમેવાદ્વિતીય બ્રહ્મ' વગેરે શ્રુતિઓના અર્થને નહી જાણીને લોકને ઠગનારા એવા લોકો તેને પ્રમાણ તરીકે કહે છે ૨૬. સંસારથી મુકિત ઇચ્છનારે તેઓના મતનું ગ્રહણ ન કરવું પણ આ જ એકલો ઉદ્ધવ સિદ્ધાંતજ ગ્રહણ કરવો ૨૭. જીવ, ઇશ અને બ્રહ્મનો તથા તેઓનાથી પરમાત્માનો ભેદ ખરો છે અને તે ભેદ 'નિત્યાનાં નિત્ય' વગેરે શ્રુતિઓએ પ્રતિપાદન કરેલો છે ૨૮. વળી બ્રહ્મને જાણનાર પરમપદને પામે છે એ શ્રુતિમાં પણ બ્રહ્મને જાણનારાએ પરબ્રહ્મનીજ ઉપાસના કરવી એમ સ્પષ્ટ કહ્યું છે ૨૯. જેનું આત્મા શરીર છે અને જેને આત્મા જાણતો નથી. જે આત્મામાં રહીને તેનું નિયમન કરે છે તે અમૃત એવા પ્રભુ છે ૩૦. જેનું અક્ષર શરીર છે, અને અક્ષર જેને જાણતા નથી, જે અક્ષરમાં રહીને તેનું નિયમન કરે છે તે અમૃત ભગવાનછે૩૧. એ વગેરે અર્થવાળા શ્રુતિઓના સમૂહો પણ અક્ષરરૂપ બ્રહ્મ, પરબ્રહ્મનું શરીર છે એમ કહે છે પણ તે બન્નેની એકતા કહેલી નથી ૩૨. શ્રીમદ્ ભાગવતમાં આ અક્ષરનું સ્વરૂપ સ્ફુટ રીતે કહેલું છે તેમ મૈત્રેયે વિદુર પ્રત્યે તેને હરિના રહેવાના સ્થાનરૂપ કહ્યું છે ૩૩. વિકારે સહિત અને વિશેષ તત્ત્વોથી આવરાયેલું જે આ અંડકોશ તે પચાશ કોટિના વિસ્તારમાં છે ૩૪. એકેકથી દશ દશ ગણાં અધિક એવાં આવરણોવાળાં બ્રહ્માંડોએ પરમાણુંની પેઠે તેમાં પ્રવેશ કરેલો છે એવું એટલે કે બીજાં કરોડો બ્રહ્માંડોનો સમૂહ તેમાં છે ૩૫. તેને સર્વે કારણનું કારણ એવું અક્ષર બ્રહ્મ કહેલું છે અને તેજ એ પુરૂષોત્તમ એવા વિષ્ણુનું પરમ ધામ છે ૩૬. જો એવા અક્ષરની પણ પરબ્રહ્મની સાથે એકતા નથી તો પછી ઇશ્વરની તો પરબ્રહ્મની સાથે એકતા ક્યાંથી હોય અને જીવની એકતાની વાત તો કરવી જ ક્યાંથી ? ૩૭. વેદમાં જે બ્રહ્મની એકતા કહેલી છે તે તો નિર્વિકલ્પ સમાધિમાં રહેલાની દૃષ્ટિથી કહી છે પણ વસ્તુતઃ નથી ૩૮. જેવી રીતે લોકાલોક પર્વત ઉપર રહેલા પુરૂષો માત્ર એકલી પૃથ્વીને જ

જુએ છે પણ નીચેનાં બીજા સ્થાનો, પર્વતો કે વૃક્ષોને જોતા નથી તેજ પ્રમાણે નિર્વિકલ્પ સમાધિવાળા જે મહામુક્તો છે તેઓ બ્રહ્મને જ જુએ છે પણ જીવ, ઇશ વગેરેને જુદા જુદા દેખતા નથી ૪૦. જેઓ એ સ્થિતિને પામેલા નથી પણ માત્ર શાસ્ત્રદ્વારાજ બ્રહ્મની એકતા જાણીને યથેષ્ટ આચરણ કરે છે તે નરકમાં પડે છે ૪૧. માટે અનેક કોટી બ્રહ્માંડના નિયંતા પરમાત્માનો જીવોની સાથે અભેદ નથી એ નિશ્ચે ૪૨. જીવ તેમજ ઇશ્વરને પણ એ વાસુદેવ ભગવાન્ એકજ ભક્તિવડે ઉપાસના કરવા યોગ્ય છે, બીજા નહીં ૪૩. હે મુને ! મુમુક્ષુએ તે માટે બ્રહ્મસ્વરૂપ એવા પોતાના આત્માને માનીને તે વડે તે ભગવાનને ભજવા, અને તેના વડે જ પરમ સમાધિને પામવું તથા પરથી પણ પર એવા હરિના ધામને પામવું ૪૪.

**ઇતિશ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રમાં ચોથા પ્રકરણમાં જ્ઞાનના ઉપદેશમાં સાંખ્ય શાસ્ત્રના સિદ્ધાંતનું નિરૂપણ કર્યું એ નામે બોતેરમો અધ્યાય થયો ૭૨.**

---

## અધ્યાય ૭૩ મો.

---

### જ્ઞાનના ફળનું નિરૂપણ.

શ્રી નારાયણ મુનિ કહે છે—શ્રી હરિને વિષે જેને દઢ ભક્તિ થઇ હોય તેનાં પ્રાણ તથા ઇંદ્રિયો એક પિંડા રૂપ થાય છે અને તે યોગીનું શરીર પણ કાષ્ઠના જેવું થાય છે ૧. ભક્તિથી પરવશ બનેલો તે યોગી અતિ આનંદમાં આવી, મદથી અંધ બનેલા મનુષ્યની પેઠે પોતાની ઇંદ્રિયોથી પણ તે વિષયોને ગ્રહણ કરી શકતો નથી ૨. પ્રારબ્ધ વશથી પ્રાપ્ત થયેલો તેનો દેહ આ પૃથ્વી ઉપર ભમે છે અને તે સર્વ સ્થળે શ્રી હરિનેજ જુએ છે પણ ક્યારે જગતને જોતો નથી ૩. પ્રારબ્ધ પુરૂ થતાં તે દેહનો ત્યાગ કરીને આધ્યાત્મિક લયવડે કરીને પરમ પદને પામે છે તે હવે કહેવાય છે ૪. ધ્યાનનિષ્ઠ એવો તે યોગી પ્રથમ પોતાના હૃદયમાં મૂળાધારથી માંડીને તે બ્રહ્મરંધ્ર સુધી અખંડ પ્રકાશને દેખે છે ૫. પછી તે વધતા જતા તેજને બહાર નિકળતું જુએ છે ને

ઇંદ્રિયો તથા રોમનાં છિદ્રોથી પ્રસરતું દેખે છે ૬. જેમ રાત્રીને વિષે કાચના મંદિરમાં અસંખ્ય દીવાઓ હોય અને તેમાંથી જેમ પ્રકાશનાં કિરણો નિકળે તે પ્રમાણે પોતાનામાંથી નીકળતા તેજને દેખે છે ૭. એ બધું તેજ એક થઇ જાય છે એટલે તેમાંથી મોટા ઘંટાઓ, ઘડીઆળો તથા દુંદુભિના જેવા મોટા નાદ થાય છે ૮. તે નાદના શ્રવણથી તેની બાહ્ય અને અંદર એવી ભાવના નાશ પામે છે પછી અંદર તથા બહારનું તેજ બધું એક થાય છે પછી જાગૃત સ્વપ્ન અને સુષુપ્તિનો લય થાય છે અને પછી પ્રકાશમાન, તુરીયાવસ્થામાં રહેલો, તથા જ્યોતિસ્વરૂપ એવા પોતાને દેખે છે ૯–૧૦. તથા અંડજ, સ્વદેજ, ઉદ્‌ભિજ અને જરાયુજ ચાર પ્રકારના દેહોને પુરૂપ કે સ્ત્રીના ચિન્હ વિનાના ને જ્યોતિસ્વરૂપે જુએ છે અને તે જ્યોતિ સાથે એકત્ર થએલાં દેખે છે ૧૧. વધતા તેજને પૃથ્વી વગેરેના સરખું થયેલું તથા બ્રહ્માંડમાં વ્યાપેલું અને અષ્ટાવરણોને ભેદતું પણ જુએ છે ૧૨. તેના સ્થૂળ શરીરમાં તે વખતે શ્રી હરિની કાળશક્તિ વડે, પ્રલયકાળના મોટા અગ્નિ, વાયુ, જળ અને સૂર્ય પ્રકાશે છે અને પછી તે દેહ વિરાજ પુરૂષની સાથે લીન થાય છે. એમ સત્તારૂપ એવો એ યોગી જાણે છે ૧૩–૧૪. એ તુરીય અવસ્થાના પ્રકાશને દિવ્ય તથા ભાગવતતનુ કહેલો છે, જેને પામીને તે પરમ એવા ભગવાનના 'ધામમાં' આનંદ કરે છે ૧૫. એ તેનો દેહ કર્મને લીધે નથી પણ તે ચિદરૂપ છે, પ્રલયવડે તેને વ્યથા થતી નથી તેમજ સૃષ્ટિ સાથે જન્મતો નથી ૧૬. પણ સત્યસંકલ્પ રૂપ, પાપ રહીત પણું વગેરે ગુણોથી યુક્ત થઇ તે મુક્ત હરિની સેવા કરતો થકો સદા વર્તે છે ૧૭. હે મુને! એ રીતે મોક્ષના સાધન રૂપ એવું જ્ઞાન કહ્યું; તે સર્વે ઉપનિષદોમાંથી કાઢેલા સારરૂપ અને અજ્ઞાનનું નાશ કરનાર છે ૧૮. આ જ્ઞાન મુમુક્ષુ અને સારા ભક્તને આપવું તથા જીતેન્દ્રિય, શાંત, પવિત્ર અને પોતાનું હિત ઇચ્છે તેમને આપવું ૧૯. તથા હિંસા ન કરનારને, દ્રોહ નહી કરનારને તથા વિશેષપણે નિષ્કામીને સાંસારિક વાસના નાશ પામેલાને, તથા સારી બુદ્ધિ વાળાને આ જ્ઞાન આપવું ૨૦. કામી, ક્રોધી, લોભી તથા નિર્દય એવાને ક્યારેય ન આપવું તેમજ દેહના અભિમાનીને પણ ન આપવું ૨૧. વિષ્ણુની ભક્તિ વિનાનાને, સાંસારિક સુખમાં નિમગ્ન થયેલા તથા હિંસકને તથા મત્સરવાળાને પણ ન આપવું ૨૨. જે પુરૂષ આને સાંભળશે અથવા તો આદરથી તેનો પાઠ કરશે તે પુરૂષ પોતાનું કલ્યાણ કરનારી એવી બુદ્ધિને નિશ્ચે પામશે ૨૩.

સુવ્રત મુાન કહે છે કે હે રાજન્ ! તે નિત્યાનંદ મુનિ જેતે આ પ્રમાણે શ્રીહરિના કહેલા પરમ જ્ઞાનને સાંભળીને ઘણા રાજી થયા અને સંશય વિનાના થઇને, મનુષ્યદેહધારી એવા વાસુદેવને બ્રહ્મરૂપ થઇને હમેશ ભજતા હવા ૨૪.

**ઇતિ શ્રી સત્સંગી જીવનમાં નારાયણ ચરિત્ર રૂપ ધર્મશાસ્ત્રના ચોથા પ્રકરણમાં જ્ઞાનના ઉપદેશમાં જ્ઞાનના ફળનું નિરૂપણ એ નામે તોતેરમો અધ્યાય થયો ૭૩.**



